'ગુજરાતી' પત્રની ૬૦ મી ભેટ — ઇ. સ. ૧૯૪૩

# જીત કોની?


લેખક :

ચંદુલાલ એમ. શાહ

મૃણાલિની, કેશાની માયા, રાસ બત્રીસી-
વગેરેના કર્તા



પ્રકાશકો

'ગુજરાતી' પત્રના માલિકો

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ, કોટ, મુંબઈ

સંવત ૧૯૯૯

કિંમત રૂ. ૩

પાકું પૂઠું રૂ. ૩॥

# 'ગુજરાતી' પત્રે આપેલી ૬૦ ઐતિહાસિક વાર્તાની ભેટો

| | નામ | સન | કિંમત. |
|---|---|---|---|
| અ. | પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે. ... ... | (૧૮૮૬) | નથી |
| બ. | ગૃહધર્મ ... .... ... ... | (૧૮૮૬) | નથી |
| ૧ | રાસેલાસ અથવા એબિસિનિયાનો રાજપુત્ર... | (૧૮૮૬) | નથી |
| | દીનાર્બસ અથવા ઉત્તર રાસેલાસ... ... | | ૦– ૮–૦ |
| ૨ | હિન્દ અને બ્રિટાનિયા(રાજભક્તિવિડંબણ—એક બાણ સહિત) | (૧૮૮૭) | ૨– ૦–૦ |
| ૩ | ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ | (૧૮૮૮) | ૧– ૮–૦ |
| ૪ | મહારાણી વિકટોરીયાનું જીવનચરિત... ... | (૧૮૮૮) | ૧– ૮–૦ |
| ૫ | સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો... | (૧૮૮૯) | ૦– ૪–૦ |
| ૬ | ટીપુ સુલ્તાન અથવા શ્રીરંગપટ્ટણનો ઘેરો (પ્રથમ ભાગ) | (૧૮૯૦) | નથી |
| ૭ | દિલ્હીપર હલ્લો અથવા ભરતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૫) | ૨– ૦–૦ |
| ૮ | અઢારમી સદીનું હિન્દુસ્તાન ... ... | (૧૮૯૬) | ૨– ૦–૦ |
| ૯ | ઓરંગઝેબ અને રાજપૂતો ... ... | (૧૮૯૭) | નથી |
| ૧૦ | શાહજાદો અને ભીખારી ... ... | (૧૮૯૮) | ૧– ૮–૦ |
| ૧૧ | હેસ્ટિંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૯) | ૨– ૦–૦ |
| ૧૨ | પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ... | (૧૯૦૦) | નથી |
| ૧૩ | બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન ... | (૧૯૦૧) | નથી |
| ૧૪ | નૂરજહાન અથવા સૌન્દર્યવિજય ... ... | (૧૯૦૨) | નથી |
| ૧૫ | બાજીરાવ બલ્લાળ અથવા પેશ્વાઇનો ઉદયકાળ | (૧૯૦૩) | નથી |
| ૧૬ | રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૪) | નથી |
| ૧૭ | ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની દોડ | (૧૯૦૪) | નથી |
| ૧૮ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઈવનું કપટતંત્ર | (૧૯૦૫) | નથી |
| ૧૯ | શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન | (૧૯૦૬) | ૦–૧૨–૦ |
| ૨૦ | હલદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય | (૧૯૦૬) | ૦–૧૨–૦ |
| ૨૧ | નંદનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા ! | (૧૯૦૭) | ૩– ૦–૦ |
| ૨૨ | પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલબુ વેરાગણ | (૧૯૦૮) | નથી |
| ૨૩ | ઓરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ ! | (૧૯૦૯) | ૨– ૦–૦ |
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ... ... | (૧૯૧૦) | નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ | (૧૯૧૧) | ૨– ૦–૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી: ૪૦ ચિત્રો સાથે... ... | (૧૯૧૧) | ૨– ૦–૦ |
| ૨૭ | ચુંબનમીમાંસા... ... ... ... | (૧૯૧૧) | નથી |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... | (૧૯૧૨) | ૨– ૦–૦ |
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... | (૧૯૧૩) | નથી |
| ૩૦ | હમીર હઠ અથવા રણથંભોરનો ઘેરો ... | (૧૯૧૪) | નથી |
| ૩૧ | ભુજબળથી ભાગ્યપરીક્ષા... ... ... | (૧૯૧૫) | ૨– ૦–૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા ... ... ... | (૧૯૧૬) | ૨– ૮–૦ |

## "ગુજરાતી" પત્રે આપેલી ૬૦ ઐતિહાસિક વાર્તાની ભેટો

| | નામ | સન | કિંમત. |
|---|---|---|---|
| ૩૩ | માણુક્યનંદિની અથવા ચચ્ચ અને સુંહધી... | (૧૯૧૭) | નથી |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | (૧૯૧૮) | ૨– ૦–૦ |
| ૩૫ | રૈનક મહેલની રાજખટપટ ... ... | (૧૯૧૯) | ૨– ૦–૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસલામ ... | (૧૯૨૦) | ૨– ૦–૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર | (૧૯૨૧) | ૨– ૦–૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર | (૧૯૨૨) | ૨– ૦–૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર... ... | (૧૯૨૩) | ૨– ૦–૦ |
| ૪૦ | મહારાણી મયણુલ્લા અથવા ગુજરાતની માતા | (૧૯૨૪) | ૪– ૦–૦ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય | (૧૯૨૫) | ૩– ૦–૦ |
| * | પ્રતાપી પ્રતાપ ... ... ... ... | (૧૯૨૫) | ૧– ૮–૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ | (૧૯૨૬) | ૨– ૦–૦ |
| ૪૩ | મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૭) | ૨– ૦–૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન | (૧૯૨૮) | ૩– ૦–૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને અનેસર... | (૧૯૨૯) | ૩– ૦–૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ... | (૧૯૩૦) | ૨– ૦–૦ |
| ૪૭ | અમરેશરી કટારી... ... ... ... | (૧૯૩૧) | ૨– ૦–૦ |
| ૪૮ | તોગારી તલવાર અને રાયસિંહજીરી હથેલી... | (૧૯૩૧) | |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર... | (૧૯૩૨) | ૩– ૦–૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા ... ... ... | (૧૯૩૩) | ૩– ૦–૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર | (૧૯૩૪) | ૩– ૦–૦ |
| ૫૨ | મહારાજાધિરાજ ... ... ... | (૧૯૩૫) | ૩– ૦–૦ |
| ૫૩ | ગુજરાતનો બુઝાતો દીપક ને ઇસ્લામી સત્તાનો ઉદય | (૧૯૩૬) | ૩– ૦–૦ |
| ૫૪ | ગુજરાતના વેરની વસુલાત | (૧૯૩૭) | ૩– ૦–૦ |
| ૫૫ | રક્તપિપાસુ રાજકુમારી... ... ... | (૧૯૩૮) | ૩– ૦–૦ |
| ૫૬ | જળસમાધિ ... ... ... ... | (૧૯૩૯) | ૩– ૦–૦ |
| ૫૭ | ડગમગતી શહેનશાહત ... ... ... | (૧૯૪૦) | ૩– ૦–૦ |
| ૫૮ | સોલંકીનો સૂર્યાસ્ત ... ... ... | (૧૯૪૧) | ૩– ૦–૦ |
| ૫૯ | પિતૃહત્યા ... ... ... ... | (૧૯૪૨) | ૩– ૦–૦ |
| ૬૦ | જીત કોની ? ... ... ... ... | (૧૯૪૩) | ૩– ૦–૦ |

## અમરેશરી કટારી અને તોગાજીની તલવાર

(૧૯૩૧)-આ વાર્તામાં બાદશાહ શાહજહાંનને, નાગોરના રાઠોડવંશી રાજા અમરસિંહે ભર દરબારમાં કટારી ચલાવી કેવો ગભરાવી નાંખ્યો હતો અને ત્રાહે ત્રાહે પોકરાવી હતી તેનું રોમાંચકારક વર્ણન કરવામાં આવ્યું છે. વીરરસ અને કરૂણરસથી ભરપૂર છે.

બીજી, તેથી પણ વધારે અદ્ભુત વાર્તા તો તોગાજીની તલવારના તરખાટની છે. શિર કાપીને કબંધ અવસ્થામાં પણ પોતાના હાથથી તલવાર ચલાવવાનું જોર અને શ્રદ્ધા રાખનાર વીર તોગાજીએ આ વાતમાં કમાલ કરી છે. તોગાજીની સ્ત્રી પણ તેની પાછળ બહાદૂરીથી સ્વાર્પણ (સતી) કરે છે તે વાંચી તેને શ્રદ્ધાંજલિ આપ્યા વિના કોઈ પણ રહી નહિ શકે. અદ્ભુત અને કરૂણરસની ટોંચ આવે છે.

ત્રીજી, ગુજરાતના હળવદના રાજા રાયસિંહે અકબર બાદશાહના દરબારમાં તેના 'એક્કા'ને ઉંચકી હથેલીથી ભીંતમાં પટકાવી મોત નિપજાવ્યાની વીરરસથી ભરપૂર વાત છે.

**કીંમત રૂ. ૩–૦–૦ ઘટાડેલી કી. રૂ. ૨–૦–૦ ટ.ખ. ૦–૫–૦**

# નાના સાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ

## ( ૧૮૫૭ ના બળવો )

(૧૯૨૬)—સન ૧૮૫૭ ને બળવો એ એકલા સિપાઇઓનો બળવો ન હતો, પણ હિંદુસ્તાનના નાના મોટા રાજ્યોના સંગઠનનો ઇસ્ટ ઇંડિયા કંપનીના તાબામાંથી છૂટવાનો પ્રથમ પ્રયાસ હતો. ઇસ્ટ ઇંડિયા કંપની સામે ઝાંસીની રાણી, પેશ્વા, હોલકર, નાગપુરના રાજા વગેરેએ હિંદુસ્તાનમાંથી પરદેશીઓને હાંકી કાઢવા જે પ્રથમ પ્રયત્ન ભેગા થવા કર્યો તેનો આબેહુબ ચિતાર આ નવલકથામાં દર્શાવ્યો છે, તેવો બીજા કોઇ પુસ્તકનાં વાંચવા નહીં મળે. સૈનિકો તથા રાજાઓનું સાથે મળીને સન ૧૮૫૭ નું આ ઉત્થાન હતું. The Indian People who regarded 1857 as the first effort towards independence. સ્વતંત્રતાના પ્રથમ પ્રયાસ તરીકે જ હિંદુસ્તાનના—લોકો સન ૧૮૫૭ ની સાલને ગણે છે. સન ૧૮૫૭ પછી ૨૮ વર્ષે સન ૧૮૮૫ માં ઇન્ડિયન નેશનલ કોંગ્રેસની સ્થાપના થઇ. ૧૮૫૭ થી દિલ્હીની સ્થિતિ, દત્તક વિધાન, નાનાની ક્રૂરતા, તાત્યા ટોપીનો ડંકો, તાત્યા ટોપીનો પૂર્વ વૃત્તાંત અને છેલ્લા દિવસો, બળવા પછીનો ઇતિહાસ, "ઇસ્ટ ઇંડિયા કંપની"—ગૌરાંગ વ્યાપારી મંડળીનો અસ્ત કેમ થયો, વગેરે ઘણું ઘણું ન સાંભળેલું આ પુસ્તકમાં સાધાર વાંચવા મળે તેમ છે. આ પ્રથમ સ્વાતંત્ર્ય માટેના સંગ્રામમાં હિંદુ મુસલમાન સાથે હતા. (કિંમત રૂ. ૩-૦-૦ ઘટાડેલી કિંમત રૂ. ૨) ટ. ખ. ૦-૫-૦

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઇ

# બે બોલ

ગૂજરાતને ચરણે અર્પણ કરતાં મારે સાનંદ સ્વીકારવું પડે છે કે, મૌલિક, ઐતિહાસિક પુસ્તક તરિકે આ મારી પ્રથમ જ કૃતિ છે. 'મૃણાલિની' નામનું વર્તમાન સમાજમાં ક્રાન્તિની આહ્લેક પોકારતું, કોલેજ જીવનનો વિલાસી ચિતાર રજુ કરતું, સમાજ અને સિનેમા નટીઓની નીતિનું સૂક્ષ્મ ચર્ચા કરતું સામાજિક પુસ્તક ગુજરાતી વાંચક વર્ગને ભેટ ધર્યા પછી સ્વદેશ પ્રત્યે મમતા ધરાવતું 'દેશની માયા' નામનું બીજું સામાજિક પુસ્તક મેં સાદર કરેલું. કંઇક અંશે પશ્ચાદ્‌–ભાવના ઉદ્‌ભવતાં અને આધુનિક કેળવણીને અંગે લગભગ નાશ પામવાની અણી પર આવેલું કાવ્યદર્શન ગૂજરાતને ચરણે રજુ કરવાની તમન્ના જાગી; અને તેમાંથી કાવ્ય, ગરબા તેમજ રાસનો સંગ્રહ ધરાવતા 'રાસબત્રીસી' નામના પુસ્તકનો જન્મ થયો. નાનકડા છતાં ભાવવાહી 'રાસબત્રીસી'ને સહર્ષ અપનાવી લેનાર ગૂજરાતને ચરણે ઐતિહાસિક, પ્રથમ છતાં એકંદરે ચોથું પુસ્તક હું સહર્ષ અર્પું છું.

કેટલાક ઇતિહાસો એવા છે કે, જે ઘણાખરા ઇતિહાસકારોની પણ જાણમાં હોતા નથી. જ્યારે તેના પર કોઇ ખાસ ઇતિહાસના વિષય પરજ મનન કરનાર વ્યકિત ઝાંખો પ્રકાશ પાડે છે, ત્યારે જ ઇતિહાસકારો કબૂલ કરે છે કેઃ—'બનવા જોગ છે. ભલેને ઇતિહાસમાં ન હોય છતાં સમય અને પ્રસંગ જોતાં તે ખરૂં હોવું જોઇએ.' કેટલીક વખતે ઐતિહાસિક નવલકથામાં આપવામાં આવેલી વસ્તુ કોઇ

ઇતિહાસમાંથી તો મળી આવતી નથી જ; પણ ભાટ ચારણો પણ તે વસ્તુ જાણતા હોતા નથીઃ અને તે જાણતા જ હોવા જોઇએ એવું પણ કાંઇ હોતું નથી. અલબત, ઇતિહાસમાં કે ભાટચારણોમાં પ્રચલિત ન જ થવા પામેલી વસ્તુપર ટીકાકારો ટીકા કરે છે – અને તે કરવી પણ જોઇએ કે જેથી તે વસ્તુ પ્રચલિત થવા પામે. જો તેઓ ટીકા કરે નહિ તો તેમને ટીકાકાર પણ કોણ કહે ? છતાં પણ તેઓનો અંતરાત્મા તો તે વસ્તુનો સ્વીકાર કરતો જ હોય છે.

તેવી જ રીતે આ પુસ્તકમાં આપવામાં આવેલી વસ્તુ પણ કદાચ ટીકાકારોને લક્ષ્ય તરિકે ઉપયોગમાં લેવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તેમાં નવાઇ જેવું કાંઇ નથી. સદરહુ પુસ્તકમાં રજુ કરવામાં આવેલી વસ્તુ ઇતિહાસમાં પ્રકટ થયેલી ન હોવા છતાં સત્ય છે. રાજા કરણદેવ અને ઉદયાદિત્યનો સમય કેટલાકને અજુગતો લાગતો હોવા છતાં તે વ્યાજબી છે અને ટીકાકારો સિવાયની દરેકે દરેક વ્યકિત ઇતિહાસમાં પ્રકટ થયેલી વસ્તુને માન્ય કરે છે.

નવલકથાના પાત્રોમાં 'અતુલ'નું પાત્ર કુતૂહલભર્યું લાગશે. વાંચક વર્ગને કદાચ એમ લાગશે કે, 'એક માણસ રાજ્યની સેવામાં ન હોવા છતાં પોતાના નૃપતિ માટે આવા શબ્દો (પહેલા પ્રકરણમાં રજુ કરેલા) શા માટે ઉચ્ચારે ?' પરંતુ જો માનવસ્વભાવ પર વિચાર કરવામાં આવે તો સ્વદેશાભિમાની અતુલનું અને આગળ જતાં સ્વદેશ માટે સાહસ કરનાર – પ્રવાસ કરનાર ઇન્દિરાનું પાત્ર અવશ્યપણે યોગ્ય ઠરશે.

કરણરાજ હિંસાથી એટલા બધા ડરતા–ત્રાસતા હતા કે બને ત્યાંસુધી લડાઇ અને રકતપાતને દૂર કરવાનાં બહાનાં શોધતા; છતાં જો પોતાના દેશની અથવા પ્રજાની ખુવારી થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો હથિયાર પકડતાં પણ પાછી પાની કરતા નહિ.

મહારાણી મયણલ્લા દેવી કરણરાજની વિવાહિતા પત્ની હોવા છતાં તે રાજાની અણમાનીતી–ત્યાજ્ય હતી. કેટલોક સમય પસાર થતાં કર્ણાટકી માનીતી થવા પામી હતી અને તેને જ પેટે સિદ્ધરાજનો

જન્મ થયો હતો. આ પ્રસંગ એટલો બધો જાહેર–પ્રચલિત છે કે, તે અત્રે ચર્ચવાની જરૂર ન જણાતાં પુસ્તકમાં તેને સ્થાન આપવામાં આવ્યું નથી. ફક્ત તેની ગુંથણી જ ભાષામાં કરવામાં આવી છે.

ઐતિહાસિક નવલકથા એટલે નાનકડા મુદ્દાના પાયા પર રચવામાં આવેલી વિસ્તૃત ઇમારત. જેટલી કિંમત ઇમારતને દેદીપ્યમાન બનાવનાર પીંછીની; તેટલી જ પુસ્તક માટે કલમની પીંછી અને તેમાંથી સર્જાયેલી કલાની કદર પ્રેક્ષક કરે તેવી જ રીતે કલમ અને તેમાંથી સર્જન પામેલી કલાની–લખાણની કદર વાંચક કરે.

બે બોલ એટલે જે વિષય માટે વાંચકને શંકા ઉદ્ભવવાનો સંભવ હોય તેનો પ્રથમથી જ ખુલાસો કરવાનું સાધનઃ નહિ કે આત્મપ્રશંસા.

વિવેચન કરવાનું કાર્ય વિવેચકોને જ શોભે.

કદર કરવાનું કાર્ય તો બુદ્ધિમાન્ વાંચક વર્ગને જ સોંપાય ને !

ઘણા વખતથી દબાઇ રહેલી આશાઓને વિકસિત થવાનો માર્ગ ખુલ્લો કરી આપનાર 'ગુજરાતી' પત્રના માલિકોનો આભાર માનવાનું ભૂલી જાઉં તો કૃતઘ્નતામાં બાકી શું રહે ?

તા૦ ૧૧–૩–૪૨
૨૨૦, કીકા સ્ટ્રીટ
મુંબઈ નં. ૨

ચંદુલાલ એમ. શાહ

२३९३३

# ઇતિહાસ વિષે કંઇક

દંતકથામાંથી આપણને ઇતિહાસ વિષે ઘણું જાણવાનું મળે છે. જાણેલા ઇતિહાસમાં ખરું કેટલું અને ખોટું કેટલું, તેનો નિર્ણય કરવો મુશ્કેલ થઇ પડે છે.

ઇતિહાસ ખોટો હોય છે એમ તો કહી શકાતું નથી; પરંતુ ભાટચારણોની કથાઓ પરથી રચવામાં આવેલા ઇતિહાસોમાં કાંઇક ફરક હોય છે. કેટલાક રાજાઓની વંશાવળીમાં ફરક હોય છે. કેટલાકની સાલ મળતી નથી. સાલ વગરના રાજાઓનો સમય આગળ પાછળના સમયના અંકોડા જોડીને નક્કી કરવો પડે છે. જેમકેઃ રાજા ભોજદેવ, ઉદયાદિત્ય અને જગદેવ પરમારની સાલ ચોક્કસ મળતી નથી. રાજા ભોજદેવ અને ભીમદેવ પહેલોઃ આ બંનેનો સમય એક હતો, કારણ કે બંને પ્રતિસ્પર્ધી હતા. જગદેવ પરમાર અને સિદ્ધરાજનો સમય એક હતો કારણ કે, સિદ્ધરાજને ત્યાં જગદેવ પરમાર નોકરીએ હતો. સિદ્ધરાજ અને જગદેવ પરમારની ઉમ્મર લગભગ સરખી હતી, એમ પણ સાબીત થાય છે.

ખોડિયા ખેતરપાળની માતાએ ભાટડીનું રૂપ ધારણ કરીને જગદેવ પરમારની પાસે દાન માગ્યું, ત્યારે જગદેવે પોતાનું મસ્તક સ્વહસ્તે કાપીને થાળમાં ધર્યું. દેવીએ પ્રસન્ન થઇ તેજ મસ્તક પુનઃ જગદેવના ધડ પર મૂકીને તેને સજીવન કર્યો અને કાળભૈરવને જગદેવ પરમાર પાસેથી મેળવી રવાના થઇ. આ પ્રસંગ જગદેવ પરમાર જ્યારે સિદ્ધરાજની નોકરીમાં હતો ત્યારે સંવત્ ૧૧૭૪ ના ચૈત્ર માસની ત્રીજને રવિવારે બન્યો હતો.

જગદેવ પરમારે પંદર વર્ષની વયે પિતાનું (ઉદયાદિત્યનું) ઘર છોડ્યું હતું અને અઢાર વર્ષ સિદ્ધરાજની નોકરી કરી હતી. સિદ્ધરાજ

સંવત્ ૧૧૪૭ માં જન્મ્યો હતો. સંવત્ ૧૧૭૪ માં તેની ઉમ્મર લગભગ ૨૭ વર્ષોની હોવી જોઇએ. જગદેવ તે જ સાલમાં લગભગ તેટલી જ ઉમ્મરનો હોવો જોઇએ. કારણ કે તેત્રીસ વર્ષની વયે તેણે સિદ્ધરાજની નોકરીમાંથી રજા લીધી અને ઉદયાદિત્ય પછી તે માળવાની ગાદી પર બેઠો. બાવન વર્ષ તેણે રાજ્ય કર્યું અને પંચાશી વર્ષની વયે તે મરણ પામ્યો. મરતાં પહેલાં તેણે કુંવર જગધવલને ગાદીએ બેસાડયો હતો.

આ ઉપરથી એમ સાબિત થાય છે, કે રાજા ઉદયાદિત્ય અને કર્ણદેવનો સમય એક હતો.

કર્ણરાજનો રાજ્ય સમય પણ ઇતિહાસમાં ઓછોવત્તો બતાવવામાં આવે છે. સર્વ ઇતિહાસમાં તેનો રાજ્ય સમય સંવત્ ૧૧૨૮ થી સંવત ૧૧૫૦ એટલે બાવીસ વર્ષ સુધીનો બતાવવામાં આવે કે.

### વંશાવળી

| | નામ | ક્યારે ગાદી પતિ થયા ઇ. સ. | ક્યાં સુધી ગાદી ભોગવી ઇ. સ. | કેટલાં વર્ષ રાજ્ય કર્યું |
|---|---|---|---|---|
| ૧ | મૂળરાજ (૧ લો)... | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ૨ | ચામુંડરાજ ... | ૯૯૭ | ૧૦૧૦ | ૧૩ |
| ૩ | વલ્લભસેન ... | ૧૦૧૦ | ૧૦૧૦ | ૦ |
| ૪ | દુર્લભસેન ... | ૧૦૧૦ | ૧૦૨૨ | ૧૨ |
| ૫ | ભીમદેવ (૧ લો) ... | ૧૦૨૨ | ૧૦૭૨ | ૫૦ |
| ૬ | કર્ણદેવ... ... | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |
| ૭ | સિદ્ધરાજ (જયસિંહ) | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| ૮ | કુમારપાળ ... | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| ૯ | અજયપાળ ... | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| ૧૦ | મૂળરાજ (૨ જો) (બાળ મૂળરાજ)... | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ૧૧ | ભીમદેવ (૨ જો) (ભોળો ભીમ) ... | ૧૧૭૯ | ૧૨૪૨ | ૬૩ |
| ૧૨ | ત્રિભુવનપાળ ... | ૧૨૪૨ | ૧૨૪૪ | ૨ |

પ્રબંધમાં લખવામાં આવ્યું છે, કે 'કર્ણરાજે સંવત્ ૧૧૨૦ ચૈત્ર સુદિ ૭ થી સંવત્ ૧૧૫૦ પૌષ વદિ ૨ સુધી, ૨૯ વર્ષ, ૮ માસ અને ૨૧ દિવસ રાજ્ય કર્યું.'

માળવાના રાજાઓની વંશાવળી, એક લેખ ઉપરથી મી૦ એલ. વિલકિનસને ભાષાન્તર કરી, બેંગાલ, બ્રાન્ચ ઓવ ધી એશિયાટિક સોસાયટીના પુસ્તક ૫ અને પૃષ્ઠ ૩૮૦ માં છપાવેલી છે. તે ઉપરથી તથા બીજા કેટલાક આધારો લઇને નીચેની વંશાવળી તૈયાર કરવામાં આવી છે.

(૧) રાજા ભોજદેવ.

(૨) ઉદયાદિત્ય.

(૩) નરવર્મા સંવત ૧૧૯૦ (સન. ૧૧૩૪)માં મરણ પામ્યો. ઉજ્જણના લેખનું કોલબ્રુકનું ભાષાન્તર 'ટ્રેન ઝાકશન,' આવ ધી રો. એ. સો. ૧ પૃ. ૨૩૨.

(૪) યશોવર્મ.

(૫) અજયવર્મ.

(૬) વિન્ધ્યધર્મ.

(૭) અમુશ્યાયન.

(૮) સુભટવર્મ અથવા સોહડ.

ઉપરની વંશાવળીમાં જગદેવ પરમારનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી; છતાં જગદેવ પરમાર ઉદયાદિત્ય પછી ગાદી પર આવ્યો, એવા અનેક પુરાવા મળી આવે છે. જો જગદેવ પરમાર અને તેના પછી કુંવર જગધવલ ગાદી પર આવ્યો હોય તો નરવર્મા અને યશોવર્મા વિષે શંકા રહે છે.

કર્નલ ટાડ સાહેબે (રાજસ્થાન ભાગ ૨ જો. ૨૪૨, મદ્રાસ આવૃત્તિ પૃ. ૨૧૮) જેસલમેરની ઇત્તિહાસ વિષયક કથાઓનો ઉતારો કર્યો છે તેમાં નીચે પ્રમાણે લખાણ છે.

'રાયધવલ પુંવાર, ધારના ઉદયાદિત્યનો પુત્ર (અથવા વંશજ) તેને ત્રણ પુત્રીઓ હતી. તેમાંની જયપાળ (અજયપાળ) સોલંકી જે સિદ્ધ-

રાજનો પુત્ર હતો તેને આપી હતી, બીજી બાજરાજ ભટ્ટીને, અને ત્રીજી ચિતોડના રાણાને આપી હતી.'

ઉપરની વાત ખરેખર આશ્ચર્યજનક છે. સિદ્ધરાજને પુત્ર હતો જ નહિ. અજયપાળ તેના પછી (કુમારપાળ પછી) ગાદીએ બેઠો હતો. અજયપાળ તેનો સગો હતો પણ વંશજ ન હતો. માળવાની વંશાવળી પણ પ્રકટ કરવામાં આવી છે. તેમાં પણ ઘણો ફરક છે.

સિદ્ધરાજના વખતમાં જગદેવ પરમાર થયો, તે ભોજરાજાની અનુક્રમણિકાએ ઉદયાદિત્યનો પુત્ર હોવો જોઇએ.

છતાં આશ્ચર્ય જેવી વાત તો એ છે કે, ટોડસાહેબ જેવા વિદ્વાને આ વાત પ્રકટ કરી છે.

ઇતિહાસમાં ફરક હોવા છતાં જે વાંચવામાં અને સાંભળવામાં આવે છે તેજ આપણે જાણી શકીએ છીએ. તેમાં ઉંડા ઉતરવાનું આપણાથી બની શકતું નથી અથવા તો આપણે તે વિષયને મહત્ત્વ આપતા નથી.

'ભારતમાં અંગ્રેજી રાજ્ય' જ્યારે વાંચવામાં આવે છે ત્યારે આપણને ઇતિહાસના ખરાપણા વિષે શંકા ઉપજે છે. ઇતિહાસ ખરા હોય છે પરંતુ તેનાં મૂળ શોધવાની મહેનત લેવી મુશ્કેલ થઇ પડે છે. મહેનતની પાછળ પૈસો પણ તે જ પ્રમાણે ખર્ચ થાય છે.

હાલની રાજ્યપદ્ધતિ એટલી બધી ખર્ચાળ બનાવવામાં આવી છે કે, જમીન પર ચાલવાનું ભાડું અને કુદરતી મળતા પાણીની કિંમત પણ આપવી પડે છે. ઇતિહાસના સંશોધનનાં સાધનોના અભાવે ખરા ઇતિહાસનાં પાનાં અણઉકલ્યાં રહે છે. તે જ કારણસર ગૂજરાતનો ઇતિહાસ અણઉકલ્યો રહ્યો હોય તો નવાઇ જેવું શું છે?

**ચંદુલાલ એમ. શાહ**

# અનુક્રમણિકા

# જીત કોની?

## પ્રકરણ ૧ લું

—:o:—

### રાજકહેણ

વિક્રમ સંવતનું વર્ષ ૧૧૪૧ (સન ૧૦૮૫) ઉપર થવા આવ્યું હતું. અવંતિનાં વિદ્યાપીઠોએ નૂતન વર્ષનો મહોત્સવ ઉજવ્યો હતો. ઘેર ઘેર ને આંગણે આંગણે મહાપરાક્રમી વિક્રમાદિત્યના જયકાર સાથે માલવનાથ ઉદયાદિત્યનાં વિજયગીતો ગવાયાં હતાં.

ચન્દ્રાનન વિદ્યાલયમાં એક અતિથિ મહાચાર્યને કેટલાક પ્રશ્નો પૂછી રહ્યો હતો.

'માલવનાથે કયું રાજ્ય જીત્યું?'

'અર્બુદપતિને નમાવ્યો. ગૂર્જરરાજ અમારા રાજાની આ જીતથી ડરીને સ્થાયી સંધિ કરવા લલચાયો.'

'ડરીને?'

આચાર્યે હસીને કહ્યું: 'ડરીને નહીં તો શું અભય રહીને?'

અતિથિના ચહેરા પર ગમગીની અને ક્રોધ દેખાયાં. તે કાંઇ પણ બોલ્યો નહીં.

'અતુલ! ભીમદેવ બાણાવળીનો પુત્ર વીર મનાય છે. ઉદાર અને શાંતિની મૂર્તિ કહેવાય છે, પણ વાસ્તવમાં તે એક ભીરુ રાજા છે. તે કહે છે કે લડાઇ તેને અપ્રિય છે, પરંતુ તે લડાઇથી ડરે છે."

'બસ કરો, આચાર્ય! હવે હું મારા રાજાની નિન્દા સાંભળી શકીશ નહીં. હું તમારો અતિથિ હોવાથી તમને કશું કહેતો નથી. તમારે બદલે બીજો કોઇ આવું બોલ્યો હોત તો તે આ ક્ષણે જ પરલોક તરફ રવાના થયો હોત.'

અતુલના ગર્ભિત શબ્દો સાંભળી આચાર્ય મનમાં ખીજાયો.

'અતુલ! તમે વણિક્-વૈશ્ય છો, નહીં?'

'હા, મારાં માતપિતા વૈશ્ય જાતિમાં જન્મ્યાં હતાં. હું વૈશ્યનો પુત્ર છું, પણ નાનપણથી હું જે સંગાથીઓ સાથે વસ્યો છું, તેઓ લડાયક મનોવૃત્તિ ધરાવનારા હતા. મને એમના સંસ્કારનો પાશ લાગ્યો હોય એમ તમે માની શકતા નથી?'

જવાબમાં મહાચાર્ય કંઇપણ ન બોલ્યા. સહેજ હસીને તેમણે કહ્યું: 'તમે મારે ત્યાં આવ્યા ન હોત તો હું પણ તમને બતાવી શકત કે ગૂર્જરરાજ તરફનો અંધ પ્રેમ વ્યકત કરવા બદલ કેવું પરિણામ જન્મે છે!'

'તમારા અને મારા કર્તવ્યને આંચ ન આવે, એવી રીતે તમે આપણી વચ્ચે ઉત્પન્ન થયેલા પ્રશ્નનું નિરાકરણ કરી શકો છો. હું તમને છૂટ આપું છું'

'રાજી થઇને?'

'હા અત્યંત ખુશ થઇને.'

'તમારામાં પૂરતી હિંમત છે?'

'એ વિચાર કરવાનું કામ મારૂં છે.'

'સંભાળજો, વાતો કરવી સહેલી હોય છે, પણ—'

'પણ બણ કાંઇ નહિ. તમે આ બાબતનો નિવેડો લાવી શકો છો. હું તમને અધિકાર આપું છું.'

× × × ×

બીજા દિવસની પ્રભાતે તો અતુલે પોતાની માતૃભૂમિ તરફ પ્રયાણ કરવાનું હતું. અવંતિમાં આવી આચાર્યના આશ્રમમાં ઉતર્યાને તેને આઠ દિવસ વીત્યા હતા. સૂર્યાસ્ત વખતે અતુલ અને આચાર્ય વચ્ચે

ઓચિંતી ચર્ચા થઇ. પરિણામ એ આવ્યું કે બંને જણા પોતપોતાનું પ્રતિભાબળ નક્કી કરવાનો નિર્ણય કરી બેઠા.

રાતે જ્યારે બંને જણા બિછાનામાં સુતા હતા, ત્યારે આચાર્યે કહ્યું: 'વૈશ્ય ! નિરાકરણનો માર્ગ મેં શોધી લીધો છે.'

'હું તમારો ઉપકાર માનું છું.'

'તમારા શબ્દો પર મક્કમ રહેજો.'

'જરૂર.'

થોડીવાર બંને જણા મૌન રહ્યા.

અતુલે પૂછ્યું: 'આચાર્યજી! તમે માર્ગ શોધ્યો, તેની મતલબ કહી શકશો ?'

'તમે પૂછ્યું ન હોત તોપણ હું કહેવાનો જ હતો.' આચાર્ય પથારીમાં બેઠા થતાં બોલ્યો: 'અતુલ ! આવતી કાલે પ્રભાત પૂર્વે હું તમને અહીંથી વળાવી દઇશ. મારા આશ્રમની સરહદ બહારના માર્ગ સુધી હું તમારી સાથે આવીશ. તે પછી તમારા હાથમાં એક રાજકહેણ મૂકીશ.'

'તમારા રાજાનો સંદેશ ?'

'હા. સાંજ પછી હું માલવનાથને મળ્યો હતો. આપણી વચ્ચે થયેલી ચર્ચા મેં તેમને કહી હતી. એમણે હસીને મને માર્ગ બતાવ્યો હતો.'

'સંદેશ લખ્યો કોણે ?'

'મહારાજની પાસે બેઠલા મહામંત્રીએ.' આચાર્યે આગળ કહ્યું: 'એ સંદેશ તમે ગૂર્જરનાથને આપશો ને ?'

'આપીશ.'

'તમારા મહારાજા તમારા પર ક્રોધે નહિ ભરાય ?'

'એથી તમારે શું ?'

'સંદેશ આપતાં પહેલાં વિવેકની નજરે મારે આટલું જણાવવું પડે છે.'

'તમારી નીતિથી હું પ્રસન્ન થાઉં છું.'

× × × ×

ક્યારનું યે રાત્રિનું સામ્રાજ્ય ઉતરી ગયું હતું. આકાશમાં અરૂણ પ્રવેશતો હતો. આચાર્ય અને અતુલ આશ્રમની બહારના એક રસ્તા પર ઊભા હતા. બંનેએ એકબીજાને પ્રણામ કર્યા પછી આચાર્યે તેના હાથમાં એક ભોજપત્ર મૂકતાં કહ્યુઃ અતુલ! 'આ સંદેશ ગૂર્જરનાથ કરણને આપજો.'

'જરૂર આપીશ.' અતુલે ભોજપત્ર લેતાં કહ્યુઃ 'આચાર્યજી!' આ સંદેશનો જવાબ લઇને પણ હુંજ આવીશ.'

## પ્રકરણ ૨ જું

## મુલાકાત થઈ નથી

'હું રાજકહેણ લાવ્યો ખરો, પણ કરણરાજ આગળ શી રીતે પહોંચતું કરવું?'

'હું તમને રસ્તો બતાવું?'

'હા, હા. તને સૂઝતો હોય તો બતાવ.'

'જુઓ શેઠ!' ઇન્દિરાએ સ્મિત ફેંકતાં કહ્યું: 'રાજમહેલના દરવાજામાં ઘુસી જાઓ.'

'મારા જેવા નિર્ધન વૈશ્યને મહેલના દ્વારપાલો અંદર જવા જ ન દે.' સહેજ વિરમી તે બોલ્યો: 'મને શસ્ત્રવિદ્યા આવડી. શાસ્ત્રોનું જ્ઞાન મળ્યું. ફકત નિર્ધનતાનું નિવારણ મારી પાસે ન આવ્યું.'

ઇન્દિરા ઝંખવાઇ ગઇ. સ્વસ્થ થઇ બોલી: 'ઈશ્વરે તમારા પર બધા પ્રકારની કૃપા કરી છે. વિદ્વાનો તમારા પર પ્રેમ રાખે છે. સંસ્કારી અધિકારીઓ તમને ચાહે છે. દેશ પરદેશના આચાર્યો તમારી પ્રશંસા કરે છે. માત્ર તમને લક્ષ્મી ન મળી, અતુલ!'

કેટલીયે વાર સુધી બંને મૌન રહ્યા પછી ઇન્દિરા બોલી: 'તમે કહેતા હો તો હું રાજકહેણ પહોંચાડી આવું.'

'વાહ! એના જેવું એકેય નહિ.' અતુલ હસવા લાગ્યો. થોડીવારે ગંભીરતાથી બોલ્યો: 'હું નકામો ઘરમાં બેસી રહ્યો છું. બહાર નીકળ્યા પછી આપોઆપ મને રસ્તો મળી આવશે.'

અતુલે કપડાં પહેર્યાં : બહાર નીકળ્યો. રાજમહેલ તરફ જવા માંડયું.

દ્વારપાલ આગળ આવી અતુલે પૂછ્યું : 'પ્રભુ અંદર વિરાજે છે કે ?'

'હા. છે.'

'મારે એમનાં દર્શન કરવાં છે.'

'અત્યારે મહારાજ કોઇને દર્શન દેતા નથી.'

'મારે અગત્યનું કામ છે.'

'તમારૂં નામ ?'

'અતુલ.'

દ્વારપાલે સહેજ વિચારી કહ્યું: 'હું પૂછી લઇશ કે અતુલ નામનો પ્રૌઢ મળવા આવ્યો હતો, તેને શો જવાબ આપવો છે ?'

'કોને પૂછશો ?'

'પ્રાસાદમંત્રીને.'

'પછી ?'

'તે હા કહેશે તો હું તેની સાથે તમારી મુલાકાત કરાવી આપીશ.'

'હું કયારે આવું ?'

'આવતી કાલે સૂર્યોદય વખતે.'

જવાબ સાંભળી અતુલ રાજમહેલના દ્વાર આગળથી પાછો ફર્યો.

બીજે દિવસે સૂર્યોદય વખતે અતુલ ફરી પાછો દ્વારપાલ આગળ આવી ઊભો ને પૂછ્યું: 'શું થયું ?'

જવાબમાં દ્વારપાલે તેને ઇશારતથી એક ઓટલા પર બેસવાનું કહ્યું. અતુલ બેઠો.

પ્રાસાદમંત્રી અંદર દાખલ થયો ત્યારે દ્વારપાલે તેને નમન કર્યું. પછી તે બોલ્યો: 'મેં આપને જે માણસ સંબંધમાં પૂછ્યું હતું તે માણસ અત્રે મોજુદ છે.'

પ્રાસાદમંત્રીએ ઓટલા પર બેસી રહેલા અતુલના મોં સામે જોયું. પછી બોલ્યો: 'તું મહારાજને મળવા ઇચ્છે છે ?'

'હા.'

'શું કામ છે?'

'અગત્યનું કામ છે.'

'પણ શું?'

'એક પત્ર આપવાનો છે.'

'કોનો પત્ર?'

'માલવનાથનો.'

માલવ દેશનો રાજા ઉદયાદિત્ય તદ્દન સામાન્ય સ્થિતિના માણસ સાથે પત્ર મોકલે, એ વાત પ્રાસાદમંત્રીને સાચી ન લાગી. તેણે હસીને પૂછ્યું: 'બ્રાહ્મણ છો?'

'જી, નહિ.'

'ક્ષત્રિય?'

'ના.'

'ત્યારે?'

'ગૂજરાતી છું.'

માર્મિક છતાં ગંભીરતાથી ભરેલો જવાબ સાંભળી પ્રાસાદમંત્રી વિસ્મય પામ્યો.

'લાવ જોઉં, ક્યાં છે પત્ર?'

'આ રહ્યો.' અતુલે પોતાના હસ્તમાં રાખેલું ભોજપત્ર બતાવતાં કહ્યું: 'મંત્રીજી! આ પત્ર હું મારે હાથે જ મહારાજના હાથમાં આપવા ઇચ્છું છું.'

ભોજપત્રની ધરડ ઉપર માલવરાજની રાજનિશાની અંકિત થયેલી જોઇ પ્રાસાદમંત્રી સ્તંભિત થયો. સ્વસ્થતા પ્રાપ્ત કરી તે બોલ્યો: 'તું અહીંથી જતો નહિ.'

પછી પ્રાસાદમંત્રીએ મહેલમાં જવા માંડયું. જતાં જતાં તે બોલ્યો: 'મહારાજને પૂછીને હું તને ઉપર તેડાવવાનો પ્રબંધ હાલ જ કરું છું.'

કેટલીકવારે ઉપરથી એક અનુચરે દ્વારપાલ આગળ આવી અતુલને ઉદ્દેશી કહ્યું: 'આજે રાજદરબારનું કામકાજ બંધ છે. માટે

આવતી કાલે રાજદરબારમાં હાજર થજો અને તમારે જે અરજ કરવાની હોય તે કરજો.'

જવાબ સાંભળી અતુલ આશ્ચર્ય પામ્યો.

'પ્રાસાદમંત્રીએ મહારાજને કહેવામાં કાંઇ ભૂલ કરી કે મહારાજે તેમને સાંભળવામાં પૂરતી દરકાર ન રાખી?' આ પ્રશ્ન અતુલના મનમાં ઉત્પન્ન થયો.

જ્યારે અતુલ ઘેર આવ્યો, ત્યારે તેનું કામકાજ કરનારી ઇન્દિરાએ પૂછ્યું: 'શું થયું?'

અતુલે જવાબ આપ્યો: 'હજી મહારાજની મુલાકાત થઇ નથી.'

---

## પ્રકરણ ૩ જું

## દરબારમાં બે મહત્વના પ્રશ્નો

ગૂજરાતના પાટનગરમાં દરબાર ભરાયો હતો. સોલંકી સુભટો, અધ્યક્ષો અને મંત્રીમંડળના સભાસદો ઉપરાંત વેપારીઓ બેઠા હતા. કરણરાજ સિંહાસનારૂઢ થયા હતા. કેટલાક મહત્વના પ્રશ્નો પર ગૂર્જરનાથ નિર્ણય આપવાના હોવાથી સર્વત્ર શાંતિ પ્રસરી હતી.

એક મંત્રીએ પોતાની બેઠક પર ઊભા થઇ સિંહાસન તરફ જોઇ વંદન કર્યા પછી કહ્યું: 'પ્રભુ! એક ગામના આગેવાનો ફરિયાદ કરવા ઇચ્છે છે.'

મહારાજ કરણે કાંઇ પણ બોલ્યા વગર માથું હલાવ્યું. તેની આ સૂચનાનો અર્થ સમજ્યા પછી મંત્રીએ ગામના આગેવાનને ઉદ્દેશી ધીમે સ્વરે કહ્યું: 'મુખી! જે કહેવાનું હોય તે નિઃસંકોચ કહી દો.'

મુખીએ બે હાથ જોડી ગૂર્જરરાજને નમન કરી કહેવા માંડયું:

'ગૂજરાતની પ્રજાના પરમાત્મા! આપ જાણતા હશો કે માલવરાજના સેનાપતિએ પોતાનું લશ્કર અર્બુદભૂમિની સરહદમાં ઉતાર્યું હતું.'

'હા, હું જાણું છું. માલવરાજે એવું અઘટિત કૃત્ય કરવું જોઇતું ન હોતું.'

'અર્બુદભૂમિની સરહદ પાસે નિહાલ નામનું ગામ છે. આ ગામ અને તેની આસપાસનાં ગામડાં ગૂર્જર સામ્રાજ્યનો એક ભાગ કહેવાય છે. માલવસૈન્ય અર્બુદભૂમિમાં જવા માગે તો પ્રથમ તે સૈન્યે નિહાલમાં દાખલ થવું પડે.'

'હા, એ પ્રકારની હાલની ભૌગોલિક રચના છે. મારા લક્ષબહાર નથી.'

મહારાજ! માલવસેનાપતિએ જ્યારે નિહાલમાં પગ મૂક્યો ત્યારે મેં તેને કહ્યું: 'અમારી સરહદમાં થઇને લશ્કર લઇ જવું હોય તો ગૂર્જરરાજની આજ્ઞા મેળવવી જરૂરી છે.'

જવાબમાં તદ્દન બેદરકારીથી મને ઉડાવતો હોય તેમ તે બોલ્યો: 'માલવસેનાપતિ ગૂર્જરરાજનો ગુલામ નથી.'

મેં ઉગ્ર થઇ કહ્યું: 'આજ્ઞા મેળવ્યા સિવાય તમારાથી પારકી સરહદમાં થઇને ન જવાય.'

પણ મારી સૂચનાની તેણે જરાય પરવા ન કરી.

ગામનો આગેવાન બોલી રહ્યા પછી ગૂર્જરરાજે સહેજ ક્રોધથી પૂછ્યું: 'નિહાલ પ્રદેશને કાંઇપણ હાનિ થઇ છે?'

'જી હા.' આગેવાને જવાબ દીધો: 'અમારા લોકોએ માલવસેનાપતિને સૂચના આપવાથી તે તથા તેના સૈનિકો અમારા પર ઉશ્કેરાયા હતા. આ ઉશ્કેરાટને લીધે તેઓએ અનેક ગામડીઆ પર બળ વાપર્યું અને એ રીતે તેઓ ગર્વભરત થઇ અર્બુદભૂમિ તરફ રવાના થયા.'

આ સાંભળી ગૂર્જરરાજનો ચહેરો લાલાશથી રંગાઇ ગયો. રાજદરબારમાં એક બાજુએ ઊભેલો અતુલ ચારે બાજુ દષ્ટિ કરતો હતો. તેના મનમાં એક પ્રકારનો સંતોષ જન્મ્યો.

એક પળનો પણ વિલંબ કર્યા સિવાય અતુલ આગળ વધ્યો. સિંહાસનથી થોડે દૂર ઊભા રહી તેણે મહારાજના મોં સામે જોયું. વંદન કર્યાં અને મોટેથી બોલ્યો: 'ગૂર્જરેશના પ્રભુ! માલવરાજે આ રાજકહેણ મોકલ્યું છે.'

દરબારમાં હાજર રહેલા સર્વ પ્રેક્ષકોએ અતુલ તરફ કુતૂહળપૂર્વક જોવા માંડયું.

રાજાની મૂક આજ્ઞાથી મહામંત્રીએ અતુલના હાથમાં રહેલું ભોજ-પત્ર લઇ વાંચવા માંડયું :

'ગૂર્જરદેશની શાંત પ્રજા પર શાસન ચલાવી રહેલા ચાલુકયરાજ કરણદેવ જોગ,

ઉજ્જયિનીથી લિ૦ માલવમંત્રી ધર્મવર્માના પ્રણામ. બાદ લખવાનું કે અર્બુદારણ્ય અને માલવભૂમિ વચ્ચે આવેલી નિહાલ ભૂમિમાં થઇને અમારૂં માલવસૈન્ય અર્બુદારણ્યમાં ગયું હતું. તે પૂર્વે આપણી વચ્ચે કાયમી સુલેહના કરાર થયા હતા.

આમ હોવા છતાં ગૂજરાતનો એક વૈશ્ય અમારા વિદ્યાલયમાં આવી આચાર્યજીને મળ્યો અને પરદેશી પ્રજાજને ન બોલવું જોઇએ તેમ બોલ્યો. આચાર્યજી સાથે આ વૈશ્ય જૂનો સંબંધ ધરાવતો હોવાથી તે તેને શિક્ષા કરાવી શકયા નહીં.

જે વશ્ય સંબંધે આ પત્રમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેની સાથે જ પ્રસ્તુત રાજકહેણ મોકલવામાં આવે છે. આશા રાખવામાં આવે છે કે ગૂજરાત અને માળવા વચ્ચેની કાયમી સુલેહને વધારે મજબૂત બનાવવાનો શુભ ઉદ્દેશ ધ્યાનમાં લેવામાં આવે અને આ વૈશ્યે ચન્દ્રાનન વિદ્યાલયમાં આચાર્યજી આગળ જે અઘટિત વાકયો ઉચ્ચાર્યાં છે તેના બદલા તરીકે તેની જ સાથે પાંચ લાખ સુવર્ણ મુદ્રાઓ મોકલવામાં આવે.'

કહેણ વંચાઈ રહ્યા પછી સૌ એક બીજાના મોં તરફ જોવા લાગ્યા હતા. અનેકના મોં પર લાલાશ તરવરતી હતી.

મહારાજ કરણદેવે અતુલ સામે જોઇ પૂછયું: 'જે વૈશ્ય સંબંધે આ કહેણમાં ઇશારો કરવામાં આવ્યો છે તે તમે જ કે?'

'જી હા. હું અતુલ.'

'ઉજ્જયિનીમાં જવાનું કારણ?'

'ચન્દ્રાનન વિદ્યાલયની પ્રશંસા સાંભળી હતી. તે જોવાની ઘણા વખતથી મને ઇચ્છા થતી હતી. એક દહાડો ઓચિંતો એ તરફ રવાના થયો. આચાર્યજી સાથે મારે ઘણા વખતથી પરિચય હતો. હું આશ્રમમાં ઉતર્યો હતો. એક દહાડો અમારી વચ્ચે ચર્ચા થઇ. મેં મારા શિરછત્ર સરખા રાજાની નિન્દાનો કડક શબ્દોમાં પ્રત્યુત્તર વાળ્યો. મારો જવાબ આચાર્યજીને ગમ્યો નહિ હોય. તેણે મારા અભિમાની વર્તનનો ન્યાય આ રીતે કર્યો.'

'એટલે રાજકહેણુ મોકલીને, નહિ?'

'જી, હા.'

કેટલીક પળો સુધી સૌ મૌન રહ્યા પછી કરણદેવના મોં પર હાસ્ય ચમકીને અદૃશ્ય થયું.

'આજના બંને પ્રશ્નોના નિરાકરણ માટે આવતી પૂનમને દિવસે દરબાર ભરવામાં આવશે.' મહારાજા કરણદેવ શાંતિથી બોલ્યા; 'દરબારમાં નિર્ણય થશે.'

---

## પ્રકરણ ૪ થું

## રાજ કહેણનો જવાબ

'એક વૈશ્યબુદ્ધિ ભરપૂર મગજ ધરાવી શકે, પણ ક્ષાત્ર જુસ્સો દર્શાવી શકે, એ તો આશ્ચર્યકારક જ કહેવાય.' કરણદેવ પોતાના પ્રાસાદમાં એકલો બેઠો હતો. થોડીવાર પૂર્વે તેણે પ્રાસાદમંત્રીને આજ્ઞા કરી હતી: 'પેલા વૈશ્યને હાલ જ અત્રે લઈ આવો.'

પ્રાસાદમંત્રી રાજાની આજ્ઞાનું પાલન કરવા ક્યારનોય વિદાય થયો હતો.

'શા વિચારમાં પરોવાયા છો?' એક યૌવનપૂર્ણાએ આવી મંદ સ્વરે પૂછ્યું: 'મહારાજ! તમારી પ્રતીક્ષા કરીને હું કંટાળી. પછી જ અહીં આવી છું. અવિવેક થયો હોય તો ક્ષમા કરજો.'

મયણલની રૂપવંત છતાં સહેજ શ્યામવર્ણી મુખમુદ્રા પર નિરીક્ષક દૃષ્ટિ ફેંકી કરણદેવ બોલ્યા: 'કર્ણાટકી! તારી ટેવ જરાય સારી નથી.'

આ જવાબ સાંભળી મયણુલને માઠું લાગશે અને તે મંત્રણાગૃહમાંથી પાછી જતી રહેશે, એમ રાજાએ ધાર્યું હતું, પણ તેને હસતી ઊભેલી જોઈ રાજાને સહેજ વિસ્મય થયું.

'વિવેકશૂન્ય છો. કલાનાં શત્રુ છો.'

'કોણ?' મયણુલે સ્મિત કરતાં પ્રશ્ન કર્યો: 'હું ને?'

'હા, હા. તું' સહેજ ગુસ્સો બતાવતાં રાજા બોલ્યા: 'રાણી! અહીંથી જતી રહે.'

'કેમ! મારું આવવું ન ગમ્યું?'

'હા, અત્યારે હું કામમાં છું.'

'ક્યાં ય સૈન્ય મોકલવું છે? કોઈ સ્વાધીન ભૂમિ હજમ કરી જવી છે?'

'રાજાઓ આવા જ વિચારમાં હોય છે, એમ તમારાં જેવાં પણ માને છે કે શું?'

'હાસ્તો વળી.' મયણુલ હસવા લાગી, બોલી: 'કોઇ રાજ્ય જીતી લેવાના, સામ્રાજ્યમાં વૃદ્ધિ કરવાના, સૌન્દર્યયુક્ત કોઇ યુવતીને પ્રાસાદમાં લાવવાના અને.........'

'બહુ થયું, રાણી! આ માન્યતા હવે પુરાણી થઇ ગઇ છે.' રાજા વધારે કશું ન બોલતાં પોતાના સ્થાન પર બેસી રહ્યા.

મયણુલ સુંદર વસ્ત્રોમાં સજ્જ હતી. આંખોમાં અંજન હતાં. કેશકલાપની વેણી પીઠ પર પથરાઇ હતી. વારે વારે રાજાનાં નેત્રોમાં પોતાની દૃષ્ટિનાં સ્મિત ફેંકયે જતી હતી. તેને પોતાનો આજનો પ્રયત્ન પણ નિષ્ફળ ગયેલો જણાયો.

'રાણી! તમારા મનમાં થતું હશે કે હું તમને ક્યારે ચાહવા લાગું?'

'હું તમને પ્રસન્ન કરી શકતી નથી, નહિ?'

'એમાં શક નથી. રાણી! મેં અનેક વેળા કહ્યું છે કે પુરુષો આકર્ષક વદનને ચાહે છે. તમારો ચહેરો મને આનંદ જમાડી શકતો નથી.'

'મહારાજ! મારો ચહેરો સ્વર્ગની અપ્સરા જેવો ન હોય, એમાં હું ગુન્હેગાર છું?'

'આ પ્રશ્નનો જવાબ આપવાની મારી ઇચ્છા નથી. રાણી! તમે કૃપા કરીને અત્યારે અહીંથી જતાં રહો.'

કંટાળા ભરેલો જવાબ સાંભળી મયણલ્લનું મોં ફિક્કું પડી ગયું; ઉતરી ગયું. તેણે નીચું મુખ રાખી ધીમે પગલે મંત્રણાગૃહના દ્વાર-પ્રદેશ તરફ જવા માંડ્યું.

× × × ×

રાણીના ગયા પછી લગભગ એક ઘટિકા વીત્યે પ્રાસાદમંત્રીએ મંત્રણાગૃહમાં પ્રવેશ કર્યો. તેની સાથે અતુલને જોતાં જ રાજાએ પ્રસન્ન ચિત્તે તેને આવકાર આપતાં કહ્યું: 'વૈશ્ય! આવો, હું ઘણા સમયથી તમારી જ રાહ જોતો બેઠો છું.'

'સેવકને શી આજ્ઞા છે, મહારાજ!' અતુલે નમન કરતાં કહ્યું.

રાજાએ તેને પાસેના આસન પર બેસવાની સૂચના કરી. વૈશ્ય ઊભો જ રહ્યો. રાજાએ ફરી સૂચના કરતાં જણાવ્યું: 'જરાપણ અંદેશ રાખશો નહિ. હું અસ્થિર પ્રકૃતિનો રાજા નથી.'

અતુલે કરણદેવના આસનની પાસે પડેલા એક આસનમાં સ્થાન લીધું. પ્રાસાદમંત્રી પણ બેઠો.

'દરબારમાં તમે હાજર હતા, નહિ?'

'જી, હા.'

સહેજ હસીને રાજાએ અતુલને ઉદ્દેશી આગળ પૂછ્યું: 'દર-બારમાં રજુ થયેલા બંને પ્રશ્નો તમે સમજી લીધા?'

'સંપૂર્ણ રીતે.'

'આ બાબતમાં હું તમારી સલાહ ઇચ્છું છું.'

'પ્રભુ! હું આપને સલાહ આપવા યોગ્ય છું?'

'દરેક માણસ સલાહ આપવા યોગ્ય છે.' રાજાએ કહેવા માંડ્યું: 'દરેક માણસને ઈશ્વરે મન આપ્યું છે, અંતઃકરણ આપ્યું છે. કહો, અતુલ! તમે શી સલાહ આપો છો?'

અતુલ નિરુત્તર બેસી રહ્યો. વિચારવા લાગ્યો.

'ભગવન્!' અતુલે નમ્રતાથી બોલવા માંડયું: 'માલવનાથના મગજમાં જે અભિમાન ભરાયું છે, તેમાં કેટલુંક તેને હાનિકર છે. આપે તેની સાથે કાયમી સુલેહ કરી, તેનું ખરૂં રહસ્ય તે સમજ્યો લાગતો નથી. એટલું જ નહિ, પણ માળવાના સુભટો, અમાત્યો અને પ્રજામાં વર્ચસ્વ ધરાવનાર નેતાઓ પણ આપનાં શાંતિનાં સૂત્રોનો સીધો અર્થ કરી શકયા નથી."

'કદાચ એવું હોય પણ ખરૂં.' રાજાએ કહ્યું: 'પણ હું અશાંતિનો માર્ગ લેવા ઇચ્છતો નથી.'

'અશાંતિ કોને માનો છો?'

'વિના કારણ રકતપાત થાય તેને.'

'ગૂજરાત પર કોઇ રાજ્ય ચઢાઇ લાવશે ત્યારે આપ મૂંગા બેસી શકશો?'

'એ વખત આવશે ત્યારે માર્ગ ખોળી કાઢતાં મને આવડશે.'

'માલવનાથના રાજકહેણ પ્રમાણે પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ મોકલશો નહિ, તો તે અવશ્ય ચઢાઇ કરશે.

'આ પ્રશ્નના નિરાકરણ માટે જ મેં તમને અહીં બોલાવ્યા છે.' રાજા હસીને બોલ્યો: 'કહો, અતુલ! આ બાબતમાં તમારો શો મત છે?'

અતુલની મુંઝવણ વધવા લાગી.

થોડી વાર વિચાર કરી તે બોલ્યો: 'પાંચ લાખ મુદ્રાઓ મને આપીને માળવા તરફ મોકલો.'

રાજાએ ગંભીરતાથી પૂછયું: 'આચાર્ય સમક્ષ તમે હાંસીપાત્ર થવા જઇ શકો છો?'

'હા, આચાર્યજી જ્યારે મને દંડની રકમ સાથે માળવામાં પાછો આવેલો જોશે ત્યારે એકાદ એવો કટાક્ષ કરશે કે જે સાંભળ્યા પછી, હંમેશ માટે મારૂં કાળજું ઘવાયલું રહ્યા કરશે.'

'એ વેદના તમે જીવનભર સહી શકશો?'

'મારા રાજાના સિદ્ધાંત ખાતર મારે બધુંય સહન કરવું પડશે.' આટલું બોલતાંમાં અતુલનો સ્વર રૂંધાઇ ગયો હતો. તેના ચહેરા પરથી

તેજ ઉડી ગયું હતું. તેને પોતાનો ભયંકર પરાજય થતો જણાવા લાગ્યો હતો.

'ગૂજરાતનો રાજા ખરેખર શાંતિનો આરાધક છે? તેને યુદ્ધ તરફ અણગમો છે કે તે ડરીને એવું બોલે છે?' આ પ્રશ્નો અતુલના મનને મુંઝવવા લાગ્યા.

'શું વિચાર કરો છો?' રાજાએ તેને વિચારગ્રસ્ત બેઠેલો જોઇ પૂછ્યું: 'માળવા તરફ જવાની હિંમત ગુમાવી તો નથી ને!'

'મારા જેવા તુચ્છ મનુષ્ય ખાતર આપ પાંચ લાખ મુદ્રાઓનો નિરર્થક વ્યય કરો છો:'

'જગતમાં કોણ તુચ્છ છે!' રાજા બોલ્યે જતો હતો: 'જે વૈશ્યે પરદેશી હદમાં જઇ સ્વદેશનાં વખાણ કર્યાં–રાજાની નિન્દા ન સાંભળી, તેને તુચ્છ કહી શકાય ખરો?'

સહેજ વિશ્રમી તે આગળ બોલ્યો: 'ના, નહિ. અતુલ! તમે તુચ્છ નથી. મહાન્ છો. હું તમને મહાપુરુષ માનું છું. જો તમે પાંચ લાખ મુદ્રાઓ સાથે માળવામાં જશો અને એક માસમાં માલવનાથનો પ્રત્યુત્તર લઇ પાછા આવશો તો હું તમને મારા સલાહકાર મંડળમાં સ્થાન આપીશ. દર મહીને તમને બે હજાર સુવર્ણમુદ્રાઓ મળતી રહેશે.'

'આપ આ શું બોલો છો?' વિસ્મય પામી અતુલ કહેવા લાગ્યો: 'મારી હાંસી તો નથી થઇ રહીને?'

'ના જરાય નહિ. હું કોઇની હાંસી ન કરૂં.' રાજાએ ગંભીરતાથી પૂછ્યું: 'જશોને?'

'હા, જઇશ.'

રાજાએ પ્રાસાદમંત્રીના મોં સામે જોઇ કહ્યું: આવતી પુનેમને દિવસે દરબારમાં આ નિર્ણય જાહેર કરવાનું મહામાત્યને કહેજો.'

'આવતી કાલે જ પુનમ છે.'

'આ નિર્ણય મારો અંગત નિર્ણય છે, એમ કહેજો.'

'જેવી આજ્ઞા.'

'આ નિર્ણય સર્વાનુમતે પસાર થાય, એવો યત્ન કરવાનું મહામાત્યને કહેજો.'

'જેવી આજ્ઞા.'

પછી રાજાએ અતુલને ઉદ્દેશીને કહ્યું: 'મને વિશ્વાસ છે કે મારો અંગત નિર્ણય મહામંડળનો નિર્ણય થશે.'

'કેમકે મંત્રીઓને આપમાં વિશ્વાસ છે.'

'પ્રાસાદમંત્રી તમને કાલે ને કાલે કોષાધ્યક્ષને કહી પાંચ લાખ મુદ્રાઓ અપાવશે. તમારે કાલે ને કાલે અહીંથી ઉપડી માળવા જવાનું છે.'

'જેવી આજ્ઞા.'

'પ્રથમ ચન્દ્રાનન વિદ્યાલયમાં જજો. પહેલાંની જેમ ઉતરજો. કોઈપણ પ્રકારની વૈરવૃત્તિ વગર આચાર્યજીને મળજો. મારા વંદન કહેજો અને પછી એમની સાથે માલવમંત્રી અને મહારાજ ઉદયાદિત્ય પાસે જજો. ને કહેજો કે આ દંડ.'

'જેવી આજ્ઞા.'

રાજાએ અતુલને છેલ્લી સૂચના આપતાં કહ્યું: 'માલવનાથને પૂછજો કે...' કાંઈક યાદ આવ્યું હોય તેમ તે અટક્યો ને હસતે મોંએ આગળ બોલ્યો: 'અતુલ! દંડની રકમ આપ્યા પછી માલવનાથને તમારે જે કહેવું હોય તે કહેજો. તદ્દન સ્વતંત્ર વિચાર કરીને. સમજ્યા?'

'જી, હા.'

રાજા પોતાના સ્થાન પરથી ઉઠયા. પ્રાસાદમંત્રી અને અતુલ પણ ઊભા થયા.

---

## પ્રકરણ ૫ મું

### ઉજ્જયિની તરફ પ્રયાણ

'બહાર સૈનિકો ઊભા છે. મારી રાહ જુએ છે.'

'હું તમારી સાથે આવું?'

'ઉજ્જયિની?'

'હા. પાદર સુધી વળાવવા જ નહીં.'

'નકામી આવીને શું કરશે?'

'શેઠ! હું ઉપયોગી થઈશ.' ઇન્દિરાએ કહ્યું: 'હું આવું, પણ તમને હરકત ન હોય તો.'

'મને હરકત?' સહેજ હસીને અતુલે પૂછ્યું: 'ઇન્દિરા અને અતુલ વચ્ચે હરકત હોઈ શકે ખરી?'

'તો હું આવું છું.'

કહી ઇન્દિરા પોતાના શેઠ સાથે ઉપડવાની તૈયારી કરવા લાગી.

પાટણની સરહદ ઓળંગ્યા પછી સામંતે અતુલને પૂછ્યું: 'શેઠજી આપની સાથે છે તે બાઈ કોણ છે?'

જવાબમાં અતુલ બોલ્યો: 'તે એક બાઈ છે.'

આવો વિચિત્ર જવાબ સામંતે આજ પૂર્વે કદી પણ સાંભળ્યો નહોતો. સામંતના હાથ નીચે બાર સૈનિકો હતા. બધા જ ઘોડેસ્વારો હતા. અતુલ અને સામંત પોતાના અશ્વો દોડાવ્યે જતા હતા. એક રથ પવનવેગે તેમની વચ્ચે દોડતો હતો.

એક જંગલમાં તળાવ આવતાં સૌ થોભ્યા. સૌએ ભોજન કરવા માટે આ સ્થાનને યોગ્ય માન્યું.

ઇન્દિરા અને અતુલ શેઠને એક થાળીમાં જમતાં જોઈ સામંતે માન્યું કે બંને પતિપત્ની હોવાં જોઈએ. બીજી જ પળે તેની દૃષ્ટિ ગૌર વર્ણમયી તરુણીના હસ્ત પર જતાં જ તે ચમકયો. હાથમાં કંકણ ન હોતાં.

'શું આ તરુણી વિધવા છે?' સામંતના મનમાં પ્રશ્ન જન્મ્યો. પણ તેણે કોઈને કાંઈ પૂછ્યું નહિ.

મનમાં જ તે બબડયો: 'જુવાન વયની વિધવાને શું જોઈને સાથે લીધી હશે? બંને એક ભાણામાં શા માટે જમતાં હશે? અતુલ શેઠનું ચારિત્ર્ય ઉજ્જવળ લાગતું નથી. તરુણી નિર્લજ્જ જણાય છે.'

મનમાં ઉભરાતી ખીજ અને આશંકાઓ તેણે પ્રકટ થવા દીધાં નહિ.

ભોજનકાર્ય પુરૂં થયા પછી ઇન્દિરાએ અતુલને ઉદ્દેશી કહ્યું: 'કરણરાજની વિચારશક્તિ અદ્‌ભુત છે.'

'તેં કેમ જાણ્યું?'

'આપણે માલવભૂમિ તરફ ઉપડવા લાગ્યાં; છતાં ન જાણી શકું?'

'ઇન્દિરા!' અતુલે રૂપવતી વિધવાને નામથી સંબોધી જણાવ્યું: 'તારી વિચારશક્તિ પણ અદ્‌ભુત છે.'

'તમારો વિનોદ ક્યાં ઓછો અદ્‌ભુત છે!'

બેઉ વચ્ચે થયેલી આ વાતચીત સામંત અને તેના માણસો સાંભળી શક્યા હતા.

'ગૂર્જરરાજ અશાંતિને તિરસ્કારે છે.'

'ખૂબ જ.'

'ગૂર્જરરાજ શાંતિના હિમાયતી છે.'

'એમની શાંતિ મને પસંદ છે. વિનાકારણ રક્તપાત કરાવનારા રાજાની પ્રજામાં પ્રભુએ મને જન્મ નથી આપ્યો, એથી હું પ્રભુનો ઉપકાર માનું છું.'

સામંતે તેના હાથ નીચેના સરદાર જોડે ધીમે અવાજે આ લોકો ન સાંભળે, એવી રીતે વાતચીત કરવા માંડી હતી.

'કૃષ્ણસિંહ! વિધવાના શબ્દો સાંભળ્યા?'

'હા. સાંભળ્યા. વિધવાના શબ્દો નિર્બળતાથી ભરેલા છે.'

'મર્દાનગીથી ભરેલા હોય જ શી રીતે?'

'ખરૂં કહો છો.' કૃષ્ણસિંહે સામંતના મોં સામે જોઇ સહેજ હસીને કહ્યું: 'હું માનું છું કે ઇન્દિરા વૈશ્ય સ્ત્રી છે.'

'એના દિલની ભીતિ જ કહી આપે છે તે વૈશ્યની સ્ત્રી છે.'

'ક્ષત્રાણી હોય તો શાંતિ ચાહક રાજાને કાયર કહી તિરસ્કાર્યા વગર રહે?'

'અરે, એવા રાજાની પ્રજામાં જન્મ મળવા બદલ પોતાના દુર્ભાગ્ય માને.'

કેટલીક પળો પછી સૌએ આગળ પ્રયાણ કરવા માંડ્યું.

× × × ×

રાત શરૂ થતી હતી. આ વખતે સામંત અને અતુલ પોતાની સાથેના માણુસો સાથે સુરજપુરના પાદરમાં પહોંચ્યા હતા. તેઓને વિશ્રાંતિ લેવાની જરૂર હતી. એક ગામડીઅણને પૂછતાં જણાયું કે ધર્મશાળા જેવું કશું પણ એ ગામમાં ન હોતું.

'મારા ખેતરમાં તમે રાત ગુજારી શકો છો.' બુઢ્ઢી ગામડીઅણે ઇન્દિરાને આમંત્રણ આપતાં કહ્યું: 'તમારી સાથેના માણસો અને સર્વ સરંજામ સાથે તમે સૌ ખેતરમાં આવો.'

એટલું કહીને બુઢ્ઢીએ ચાલવા માંડયું. ઇન્દિરાએ અતુલના મોં સામે જોયું.

અતુલે સામંતને પૂછ્યું: 'ચાલશું?'

જવાબમાં સામંત બોલ્યો: 'આપની ઇચ્છા હોય તો અમને શી હરકત છે?'

સૌ બુઢ્ઢી ગામડીઅણની પાછળ પાછળ જવા લાગ્યા.

---

## પ્રકરણ ૬ ઠું

## ખેડૂત વિધવાની ફરિયાદ

'મારો નિર્ણય વિચાર વગરનો હોતો નથી.' મહા અમાત્યને ઉદ્દેશી ગૂર્જરરાજ કહેવા લાગ્યા: 'અતુલને પારખવાની બુદ્ધિ બીજાઓમાં નથી, એવું કહેવાનો મારો હેતુ નથી પણ હું ય બુદ્ધિ ધરાવું છું.'

'જગત્ જાણશે કે એક સાધારણ વૈશ્ય ખાતર ગૂર્જરરાજે પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ જેવી રકમ માલવરાજને દંડ તરીકે મોકલાવી, ત્યારે આપને લાંછન નહિ લાગે?'

'ના. જરાય નહિ.'

'આપને લોકો કાયર નહિ માને?'

'વખત આવ્યે હું લોકોને મોંએ કહેવડાવીશ કે ગૂર્જરરાજ કાયર નથી.'

'મહારાજ! કદાચ આપના કાનપર લોકવાયકા આવતી નહિ હોય. પણ હાલમાં આપણા પ્રજાજનોમાં ચોમેર અફવા ફેલાઇ રહી છે.'

'હું ડરી ગયો છું, એ જ કે બીજી કાંઈ?'

'હા, એ જ.' મહાઅમાત્યે કહ્યું: 'લોકોનો મોટો ભાગ હસે છે. 'કહે છે કે મહારાજ ભીમદેવ જેવા બાણાવળીના પુત્રને શાંતિનો માર્ગ ન શોભે.'

'રાજાએ જે શોભાવવું જોઇએ તે સર્વ હું આચરી રહ્યો છું.'

'આપને વધારે ઉપદેશ કરવાને હું લાયક નથી?'

'લાયક છો કે નથી, એ બાબતમાં હું કાંઇ કહી શકતો નથી. હું માનું છું કે દરેક માણસ પોતાની માન્યતાને વધારે સાચી માને છે. આપ માનતા હો, તો એથી મને આશ્ચર્ય ન થાય, ગુસ્સો ન આવે.'

રાજદરબારની ભવ્ય હવેલીના એક ખંડમાં મહારાજા કરણદેવ અને તેનો મહાઅમાત્ય મસલત કરતા બેઠા હતા. અનુચરે બહારથી જ પૂછ્યું: 'પ્રભુ! અગત્યના સમાચાર માટે અંદર આવવા ઇચ્છું છું.'

રાજાએ ખંડ બહાર નજર કરી. અનુચરને ઉભેલો જોઇ માથું હલાવી બોલ્યો: 'આવ.'

અનુચરે અંદર આવી નમન કરતાં જણાવ્યું: 'નિહાલ પ્રદેશની એક તરુણી આપનો મેળાપ ઇચ્છે છે.'

'મોકલ, જા.'

'રાજાની આજ્ઞા થતાં જ અનુચર બહાર ગયો.'

થોડીવારે એક ગામડીઅણ તરુણી ધ્રૂજતે પગે અંદર આવી. એ હાથ જોડી રાજાના પગમાં પડી બોલવા લાગી: 'અમારા આગેવાને આપની આગળ અમારાં દુ:ખો કહ્યાં કે નહિ?'

'હા કહ્યાં છે.' રાજા બોલ્યો: બહેન, 'તું કોણ છે?'

'બાપુ! હું નિહાલની એક ખેડૂતાણી છું. માલવસૈન્યની મગરૂબીથી મારો ધણી જખમી થયો હતો. મેં તેની સારવાર કરવામાં જરાય કચાશ રાખી ન હોતી.'

'તો શું તારો ધણી દેવલોક પામ્યો ?'

'હા, બાપુ ! એનું મોત થયું. હું વિધવા થઇ. મારૂં સર્વસ્વ ખોવાઇ ગયું.'

આ સાંભળી રાજા કાંઇ પણ બોલ્યો નહિ. કેટલીયે વાર સુધી વિચારમાં રહ્યા પછી તેણે અચાનક કાંઇક યાદ આવતાં પૂછ્યું: 'બહેન ! તારા પતિના અવસાનને કેટલો સમય થયો ?'

'દોઢ મહિનો થવા આવ્યો, બાપુ !' ખેડુત સ્ત્રી બોલી: 'પ્રથમ મને ખબરેય નહોતી કે મારો ધણી શા કારણથી જખમી થયો, એને કોણે જખમી કર્યો, જખમી કરનારા કોના માણસો હતા–'

બોલતાં બોલતાં તેનો સ્વર રૂંધાઇ જવાથી તે મુંગી રહી. થોડી વારે તે પાછી કહેવા લાગી: 'મારા ધણીના જખમી થયા પછી આગેવાનોએ રાજા આગળ જવાની તૈયારી કરવા માંડી. મને પૂછવામાં આવતાં મેં પણ કહ્યું કે મારી ફરિયાદ પણ રાજાને કાને પહોંચતી કરજો.'

મહાઅમાત્ય અચાનક બોલ્યા: 'મહારાજ ! આગેવાને જે દિવસે નિહાલ સંબંધે ફરિયાદ કરી તે દિવસે કદાચ આ બહેનનો ધણી જખમી હાલતમાં હશે. આગેવાને ધાર્યું નહિ હોય કે તેનું અવસાન થશે.'

'મને પણ એમ જ લાગે છે.'

રાજા અને મહાઅમાત્યની વાતચીત શરૂ થવાથી ખેડુત વિધવા મૌન ધરી ઉભી રહી સાંભળવા લાગી.

'પ્રભુ ! એક ખેડૂત વિધવા પતિના મૃત્યુનો બદલો કોની પાસેથી મેળવી શકે ?'

'આ પ્રશ્નનો જવાબ તમે જ આપો.'

'મારો જવાબ આપને ગમશે કે કેમ, એ શંકા છે.' મહાઅમાત્યે કહ્યું: 'છતાં હું કહું છું કે આનો બદલો ધરતીનાથે આપવો જોઇએ.'

'કઇ ધરતીના નાથે ?'

'નિહાલ ધરતીનું સ્વામિત્વ જેના માથાપર શોભતું હોય તેણે.'

'ગૂજરાતનો રાજા પોતાની પ્રજાના જાનમાલના રક્ષણ માટે જવાબદાર છે, એમ તમે આડકતરી રીતે કહી રહ્યા છો, નહિ ?'

'આપને યોગ્ય લાગે તે પ્રમાણે સમજી શકો છો.'

થોડીવાર અવાક્ બેસી રહ્યા પછી મહાઅમાત્યે પૂછયું: 'રાજાધિરાજ ! ખેડૂત વિધવાને કયાંસુધી અહીં બેસાડી રાખવી છે ?'

'મહા અમાત્ય ! બહેનને હાલ તુરત પાટણના મહિલામંદિરમાં મોકલો.' રાજા બોલ્યો: 'તેના ન્યાય માટે મારે વિચારવું પડશે. તમામ સલાહકારોને પૂછવું જોઇશે. પંદર દિવસ સુધી મહિલામંદિરમાં એને બધી સગવડ મળે એવી વ્યવસ્થા કરો.'

મહાઅમાત્ય અને ખેડૂત વિધવા રાજાના મોં તરફ ચકિત નેત્રે જોઈ રહ્યાં. અમાત્ય કંઈક કહેવા માગતો હોવા છતાં કહી શકતો ન હોય તેમ જણાતું હતું.

રાજાએ તેનો મનોભાવ પારખતાં કહ્યું: 'હું કહું છું, તેમ કરો. નિહાલ પ્રદેશની એક ખેડૂત સ્ત્રીને નુકશાન થયું, તે પ્રશ્ન નજીવો નથી. તેનો નિર્ણય ઉતાવળે આપી શકાય નહિ.'

મહાઅમાત્ય તેના સ્થાન પરથી ઊઠયો અને ખેડૂત વિધવાને ઉદ્દેશી બોલ્યો: 'ચાલો, બહેન ! હું તમને મહિલામંદિરમાં પહોંચતાં કરવાની વ્યવસ્થા કરી આપું.'

ખેડૂત સ્ત્રીએ રાજાને નમન કરી મહા અમાત્યની સાથે જવા માંડયું.

---

## પ્રકરણ ૭ મું

## અતુલ શેઠ પર વહેમ

'બુઢ્ઢી ગામડીઅણના ખેતરમાં ઇન્દિરા અને અતુલ શેઠ કેવી રીતે વર્ત્યાં છે ? શું કહું ?' એક સૈનિક બબડયો.

અતિશય આશ્ચર્યચકિત થયો હોય તેમ સામંત બોલતો બંધ થયો. પોતાના હાથ નીચેનો સૈનિક સૂરસેન કાંઇ પણ બોલ્યા વગર બેસી રહ્યો હતો. તે જોઇ સામંતે કહ્યું: 'જાણે કેમ ઇન્દિરા એની પત્ની ન હોય !'

'હેં ! શું વાત કરો છો ?'

'હા, મેં મારી સગી આંખે જોયું છે. બંને જણ એક જ પથારીમાં બેઠાં હતાં. ધીમા અવાજે વાતચીત કર્યે જતાં હતાં. શું બોલતાં હતાં, તેની મને સમજ પડી નહીં, કેમકે સંભળાતું જ નહોતું.'

'એ લોકો માટે હું આટલું બધું ધારતો જ નહોતો.'

'ગૂર્જરરાજે શું જોઇને આવા ચારિત્ર્યહીન માણસ માટે પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ વેડફી નાંખવાનું વિચાર્યું હશે!'

'ગૂર્જરરાજ?' સૂરસેન હસીને બોલ્યોઃ 'ગૂર્જરરાજ તે કોઇ રાજપુત્ર છે?'

'ત્યારે કોણ છે?'

'છે તો રાજાનો કુમાર. આ ભવે તો ભીમદેવને ઘેર અવતર્યો છે પણ પૂર્વ ભવે તે કોઇ વૈશ્યનો છોકરો હશે. એમ ન હોય તો શાંતિની વાતો કર્યા કરે ખરો? અતુલ જેવા ભ્રષ્ટ પુરુષ ખાતર આટલો બધો ભોગ આપે?'

'મને પણ એમ જ લાગ્યા કરે છે.' સામંતે તેની શંકાને ટેકો આપતાં કહ્યુંઃ 'અતુલ શેઠ પાકો હરામખોર જણાય છે અને આપણો રા—શું કહેવું!'

'એવો ડરપોક રાજા આપણો અધિકારી હોય, એમાં આપણું ગૌરવ નહિ, આપણી ઇજ્જત નહિ.'

ઉજ્જયિનીના ચન્દ્રાનન વિદ્યાપીઠના એક વિભાગમાં સામંત અને સૂરસેન વાર્તાલાપ કરતા બેઠા હતા. તેમના અન્ય સાથીદારો ખંડ બહારના ચોગાનમાં ટોળું વળીને ઊભા હતા. અતુલ અને ઇન્દિરા માલવનાથ આગળ ગયાં હોય એમ જણાતું હતું.

'હું તો કંટાળ્યો છું, હવે—' એક સૈનિકે તેની પાસે ઊભેલા પોતાના સાથીદારોને ઉદ્દેશી વાત કરવા માંડીઃ'મને આ પ્રદેશમાં જરાય ગમતું નથી.'

'આ વિદ્યાપીઠમાં જેટલા ભણે છે તેટલા બધા જ ઠોઠ છે. બીજા સૈનિકે પોતાનો અભિપ્રાય આપ્યો; 'કેમ કે આપણા તરફ જોઇ પોતાના રાજાની તારીફ સંભળાવ્યે જાય છે.'

'મારૂં ચાલે તો હું હાલ ને હાલ આ વિદ્યાપીઠને જમીનદોસ્ત કરી નાખું–' ત્રીજો સૈનિક ગુસ્સાથી બબડયોઃ 'એમને ત્યાં આપણે આવ્યા છીએ; છતાં વિવેક દર્શાવી શકતા નથી.'

ચોથાએ કહ્યું; 'એક દિવસ એવો હશે કે જે દિવસે આપણે આ અપમાનનો બદલો લેતા હોઇશું.'

પાંચમો હસીને બોલ્યોઃ 'બદલો ? અને તે આપણે ?'

દૂરથી અતુલ શેઠ અને ઇન્દિરા આવતાં જણાયાં. સૂર્યનાં કિરણોનું તેજ પ્રખર બનવા માંડયું હતું.

આ સમયે અતુલ શેઠે વિદ્યાપીઠના ચોગાનમાં પ્રવેશી આમતેમ નજર કરી સામંતને હાક મારતાં કહ્યું: 'શું કરો છો ?'

'આવ્યો, શેઠ !' કહેતો સામંત ખંડ બહાર નીકળી અતુલ શેઠની સંમુખ આવી ઊભો ને બોલ્યો : 'કેમ ! શું કરી આવ્યા ?'

'ચૂકવી આવ્યો.'

'બીજું કંઇ બોલ્યો ?'

'કોણ ?' ઇન્દિરા વચ્ચે જ બોલી : 'માલવમંત્રી ?'

'ના.' સામંતે કહ્યું : 'હું માલવનાથ સંબંધમાં કહું છું. એ કાંઇ બોલ્યો ?'

'ઘણુંય બોલ્યો.' ઇન્દિરાએ સહેજ ક્રોધથી કહ્યું : 'પણ મેં કશું સાંભળ્યું નથી.'

'ચાલો,હવે આપણે ઉપડવાનું છે.' અતુલ શેઠે સામંતના મોં સામે જોઇ સૂચના આપી : 'વધારે વખત અહીં સેકાઇ રહેવામાં આપણું ભૂષણ નથી.

'તમે એને કાંઇ જ કહ્યું નહિ !' ઇન્દિરાએ અતુલના ચહેરા પર તાકતાં પૂછ્યું : 'એક શબ્દ પણ નહિ !'

'તું ચિત્તભ્રમગ્રસ્ત જેવી થઇને બેસી રહી હતી. તારા કાનના પડદા નિર્જીવ બન્યા હતા.'

'હા, હશે કદાચ. હું ક્રોધથી લાલ થઇ હતી. હજી મારો ક્રોધ એવો જ છે.'

ઇંદિરા અને અતુલશેઠ વચ્ચેની વાતચીત સાંભળી સામંતે કલ્પના કરી કે માલવરાજ સાથે આ બંને જણાને ચકમક ઝરી હોવી જોઇએ.

## પ્રકરણ ૮ મું

## રાણીને ચેતવણી

**સા**માન્ય કારણ માટે હજારો માણસોનો નાશ કરી નાખે એવી જ્વાળા જગાવનાર કોઇએ બનવું જોઇએ નહિ જે કારણ મટી શકે તેવું હોય તેને મટાડવાનો પૂરતો યત્ન કરવો જોઇએ. કારણની પાછળ અમર્યાદા, ઘમંડ અને હિંસાવૃત્તિના અંધારાં ઘોળાયા કરતાં હોય તો જ તેને નષ્ટ કરવાનો નિશ્ચય કરવો જરૂરી છે.

આ સામાન્યતઃ માન્યતા રાજાએ સ્વીકારી હતી. અતુલ માળવાથી પાછો ફર્યો હતો. જ્યારે તેણે તેના મુખથી સાંભળ્યું કે અતુલે દંડ તરીકે આપેલી રકમ અવંતીનાથે સ્વીકારી લીધી ત્યારે કરણરાજના દિલમાં આનંદ થયો.

મહેલમાં વિચારગૃહ, મંત્રણાગૃહ અને વિરામગૃહ ઇત્યાદિ વિભાગોના માટે અલગ ખંડો હતા. રાજાને એકાંત અતિશય પ્રિય હતું. એક જ માણસ સાથે વાતચીત કરવાનું તેને ગમતું, છતાં ક્યારેક તે એકથી વધારે માણસો સાથે મસલત કરવાના પ્રસંગમાં મૂકાતો. તેને આમ કરવું પસંદ નહોતું.

રાજા વિચારગૃહમાં બેઠો હતો. અતુલે આવી પ્રણામ કર્યા, રાજાએ પૂછ્યું: 'આપી આવ્યા?'

'જી હા.'

'કાંઇ કહેવડાવ્યું છે?'

'હા. માલવનાથ બોલ્યાઃ 'હું પ્રસન્ન થાઉં છું.' આ વાક્ય બોલતી વખતે તેના મોં પર અભિમાન ભરપૂર હાસ્ય હતું. મેં બરાબર જોયું હતું.'

'તમે કાંઈ બોલ્યા?

'બહુ જ થોડું.'

'શું?'

'અમારા રાજા લોભી નથી.'

કરણરાજે હર્ષથી ઊભા થઇ અતુલની પીઠ થાબડતાં કહ્યું: 'ધન્ય છે વૈશ્ય!'

આ વખતે જ મયણલદેવીએ વિચારગૃહમાં પ્રવેશ કર્યો. રાજાએ અતુલને આપેલો ધન્યવાદ રાણીએ સાંભળ્યો હતો. આજ સુધીમાં રાજાએ આટલી ખુશી કોઇપણ મંત્રી કે અમાત્ય તરફ દર્શાવી ન હોતી. મયણલ આ બધું જાણતી હતી.

તેણે અતુલના મોંનું નિરીક્ષણ કર્યું, પછી રાજા તરફ જોઈ બોલી: 'મહારાજ, આ કોણ છે?'

'આજથી મારા સલાહકાર મંડળનો મહામંત્રી છે. એનું નામ અતુલ શેઠ. જાતે વૈશ્ય છે, સ્વભાવે હસમુખો છે, હૃદયે નિખાલસ છે. કહો, રાણી! આનાથી વધારે કાંઈ પૂછવું છે?'

'હા.'

'પૂછી લો. પછી......'

'પછી શું?'

'અહીંથી જતાં રહો.'

રાજાની આ સૂચનાથી રાણીને જરાય ખોટું ન લાગ્યું. તેમાં તેને જરા જેટલીય નવીનતા ન દેખાઇ. તે બેપરવા બની જ્યાં ઊભી હતી ત્યાં જ ઊભી રહી.

અતુલે રાણીના મુખમંડળની નિરીક્ષા કરી તારવવા માંડ્યું. રાણીને રાજા તરફથી કશું મળતું નથી; આટલું જ અતુલે તારવ્યું.

'આ વૈશ્યને મહામંત્રી બનાવવાની જરૂર નથી.'

'રાણી! રાજકાજમાં માથું મારતાં તમને આવડે છે?'

'નથી આવડતું.'

'તો પછી અભિપ્રાય શા માટે આપ્યો?'

'આપે મને પૂછ્યું નહિ, એટલા માટે.'

રાજા રાણી વચ્ચે થયેલો વાર્તાલાપ અતુલે મૂંગે મોંએ સાંભળ્યા કર્યો.

'રાણી! તમારામાં અક્કલ નથી.'

'હા, નથી. હું ભોળી છું.'

'દુનિયામાં ભોળા લોકોની જરાય જરૂર નથી. તેમાં પણ સ્ત્રીઓનું ભોળપણ!–ઓહ! કેટલું બધું નીરસ!'

અતુલની હાજરીનો રાજાને ખ્યાલ ન રહ્યો. બીજીજ ક્ષણે તેને પોતાની ભૂલનું સ્મરણ થતાં જ તેણે અતુલને ઉદ્દેશીને કહ્યું: 'આવતી કાલે ગમે ત્યારે આવજો. તમને આ મહેલમાં આવતાં કોઇ રોકશે નહિ. અત્યારે જાઓ. મારે તમારૂં બહુ કામ હતું.'

અતુલે ચકિત થઇ રાજાના મોં સામે જોયું. તે ઊભો થયો. વંદન કરી ત્યાંથી જતો રહ્યો. જતાં જતાં તેણે પાછું ફરી મયણલના મોં તરફ એક દૃષ્ટિ ફેંકી હતી. મયણલે કાંઇ પણ બોલ્યા વગર સ્મિતથી તેનો પ્રત્યુત્તર વાળ્યો હતો.

'રાણી! વિરામગૃહમાં ઓચિંતા આવશો તે ચલાવી શકીશ.'

રાજાના ગંભીર શબ્દોથી મયણલના મોં પરના ભાવમાં જરાય ફેરફાર ન થયો.

---

## પ્રકરણ ૯ મું

## રાણીની નવી દાસી

રાજાએ દરેક સલાહકારની સલાહ લીધી હતી. અતુલ શેઠને પૂછવાનું બાકી રહ્યું હતું. સૂર્યાસ્ત થવા આવ્યો હતો. રાજાના મનમાં ઉત્સુકતા વધ્યે જતી હતી. એક દાસીએ આવી મસ્તક નમાવ્યું અને બે હાથ જોડી વંદન કરતાં તે બોલી: 'ભગવન્! આપે મને બોલાવી હતી?'

'ના. કોણે કહ્યું?'

'રાણીજીએ.'

'મયણલદેવીએ?' સાશ્ચર્ય બોલ્યો: 'દાસી! મેં તને બોલાવી નહોતી. મારે તારૂં કામ નહોતું.'

'રાણીજી તે કોઇ દહાડો જુઠું બોલે?'

'તે ન બોલે અને હું બોલું, ખરું?' રાજા હસીને બોલ્યો.

દાસી શરમાઈને જવા લાગી.

'કેવી વિચિત્ર! કેટલી છૂટ જીભવાળી! કેવી અભિમાની! કેટલી બધી શરમાળ! આ દાસી કયારથી નોકરીમાં રહી હશે? મેં તો આજે જ દીઠી.'

મનમાં જ વિચારો આવવા લાગ્યા.

'દાસીનું નામ પૂછવું ભૂલી ગયો.' સહેજ વિચારી મૌન રહ્યા પછી આગળ બોલવા લાગ્યા: 'એનું નામ મારે જાણવું જ જોઈએ.' આમતેમ નજર કરી તેણે હાક મારી: 'અરે! બહાર કોઈ છે કે?'

બહારથી સિપાઈ જેવો એક પ્રૌઢ પહેરેગીર મંત્રણાગૃહમાં આવ્યો. પ્રણામ કરીને બોલ્યો: 'શી આજ્ઞા છે મહારાજ!'

રાજાએ સિપાઈના મોં સામે નીરખવા માંડયું.

'તું કોણ છે?'

'આપના આ સ્થાનનો પહેરેગીર–આપનો સેવક.'

'તું કયારથી નોકરીમાં રહ્યો?'

'આજ સવારથી.'

'કોણે રાખ્યો!'

'ચંડમલ્લે.'

'હા. ચંડમલ્લ નામનો એક દ્વારપાલ મારા મહેલમાં નોકરી કરે છે.'

'આપના મહેલમાં–અહીં જ. આ મંત્રણાગૃહ આગળ પહેરો ભરવાનું કામ કરે છે. એની બદલીમાં એણે જ મને મૂકયો છે.'

રાજાએ તેની વાત પર વધારે ધ્યાન ન આપ્યું. ઘણાય અનુચરો ગેરહાજર રહેતા હતા અને એમની બદલીમાં બીજાઓ કામ પર હાજર થતા. મહેલના રક્ષકોનું આધિપત્ય રાજાએ પ્રાસાદમંત્રીના હાથમાં સોંપ્યું હતું. રાજા સમજ્યો કે પ્રાસાદમંત્રીએ જ આ ફેરબદલી સ્વીકારી હશે.

'અનુચર! તારે એક કામ કરવાનું છે.'

'જી હા, ફરમાવો.'

'અતુલ શેઠનું મકાન જોયું છે?'

'જોયું નથી, પણ હું કોઇને પૂછીને જોઇ લઇશ.'

કાંઇક વિસ્મૃતિ થતી હોય તેમ રાજા બોલ્યો: 'અતુલ એની મેળે આવશે. એને બોલાવવા જવાની જરૂર નથી.'

એકાદ પળ સુધી જમીન તરફ જોયા પછી રાજાએ ઊંચું મોં કરી અનુચરને કહ્યું: રાણીની કોઇ એકાદ દાસીને અહીં મોકલ.'

રાજાની આજ્ઞા થતાં જ અનુચર ત્યાંથી વિદાય થયો.

× × × ×

થોડીવારે રાજાએ મંત્રણાગૃહના દ્વાર આગળ એક દાસીને આવતી દીઠી. તે એ જ હતી, જે કેટલીકવાર પૂર્વે રાજા પાસે આવી ગઇ હતી.

'આપે મને બોલાવી?'

'હા.'

'પહેલી વખત બોલાવી નહોતી, ખરૂં?'

'ના.'

'હવે કેમ બોલાવી?'

રાજા અવાક્ રહ્યો. તેના મોં સામે જોવા લાગ્યો.

'તારો દેખાવ આવો કેમ છે?' રાજાએ દાસીના માથાની વેણીને જોતાં ગંભીરતાથી પૂછ્યું: 'તારૂં નામ શું?'

'મારૂં નામ મયણલની દાસી.'

'બહુ હસમુખી છે. ખૂબ જ વાચાળ છે.'

'કોણ હું ને?' દાસી હસીને બોલી:' 'હા છું. પણ મારા રાજા ખૂબ જ ગંભીર છે.'

દાસીએ કહેલા અંતિમ વાક્યનો અર્થ સમજવા તેણે ઘણોય પ્રયત્ન કર્યો, પણ તે સમજી શક્યો નહિ. દાસી તેને અદ્‌ભુત જણાઇ.

'તારૂં નામ કહેવામાં તને કાંઇ હરકત છે?'

'મહારાજ! મારૂં નામ તો મેં આપને કહી દીધું.'

'મયણુલની દાસી–આવું તે નામ હોય ?'

'ન હોય તો મારૂં નામ પડે શી રીતે?'

'તું લુચ્ચી છે–ખૂબ લુચ્ચી છે.'

સહેજ ગુસ્સે થઇ હોય તેવા ભાવે તેણે પૂછ્યું: 'મહારાજ! આજ્ઞા કરો, મને શા માટે બોલાવી છે?'

જવાબમાં રાજા તેના મોં પરથી સૌંદર્ય તારવવા લાગ્યો. કાંઇ પણ બોલ્યા વગર તેણે સ્મિત ફેંકવા માંડયા.

'સાંજ પડવા આવી છે.' દાસીએ નેત્રો નચાવતાં કહ્યું: 'અત્યારે મારે ઘણું કામ કરવાનું બાકી છે. તમારે મારૂં ખાસ કામ હોય તો મને અગાઉથી કહી મૂકો. હું પૂરતો વખત મેળવી આપની આગળ હાજર થવાનું નહિ ભૂલું.'

'જરૂર ?'

જવાબમાં દાસી મોં મચકોડતી વિદાય થઇ ગઇ.

રાજાનું સર્વાંગ કાંપવા લાગ્યું હતું. આજ પૂર્વે કોઇપણ યુવતી જોડે તેણે આટલી છૂટ લીધી નહોતી. મયણુલની દાસીના માથાની કાળી ઝેબા જેવી કેશવેણી તેના હૃદયકુંજમાં અંકિત થઇ હતી.

ચાલવાની છટા મનોહર હતી. સ્મિત ફેંકતાં આવડતું હતું. હાથ-વડે આકર્ષણ ઉત્પન્ન કરનારા અભિનય કરી શકતી હતી. સહેજ શ્યામ-વર્ણી છતાં મોહક હતી. ભૂતકાળમાં ક્યારે પણ–ક્યાંક એવી જ મુખા-કૃતિ જોઇ હોય, એવી ભ્રાન્તિ રાજાને થઇ હતી.

થોડીવારે સ્વસ્થ થઇ રાજાએ બહાર જવા માંડયું

## પ્રકરણ ૧૦ મું

## અતુલે આપેલું આમંત્રણ

રાજાએ બીજે દિવસે આવવાનું કહેવા છતાં અતુલ ગયો નહોતો. ઇન્દિરાએ તેને ઘરમાં બેસી રહેલો જોઇ પૂછ્યું: 'મહારાજ પાસે જઇ આવ્યા?'

'ના.'

'ત્યારે સવારના ક્યાં ગયા હતા?'

'રાણીજી પાસે.'

'મયણલદેવી પાસે?' ઇન્દિરા સાશ્ચર્ય બોલી : 'શા માટે ગયા હતા?'

'મારી ફરજ જવાની હતી, માટે ગયો હતો.'

'રાજા તમારી રાહ નહિ જોતા હોય?'

'ઘણી વાર સુધી મારી રાહ જોઇ હશે.'

'આવતી કાલે જશો?'

'ના.'

'પરમ દિવસે?'

'ના.'

'ત્યારે?'

'જઇશ જ નહિ.'

'કેમ?'

'મને એમ યોગ્ય લાગ્યું છે.'

તેને વધારે પૂછવું ઇન્દિરાને ઠીક ન લાગતાં તે તેના ખભા પર હાથ મૂકી મૂંગી ઊભી રહી.

'બે ત્રણ દિવસમાં રાજા તરફથી તેડું આવશે.'

'અરે! આજે જ આવશે.'

'ભલે આવે.' અતુલે ઇન્દિરાનો હાથ પકડી પોતાની બાજુમાં બેસાડતાં કહ્યું : 'તેડું આવશે તો જવાબ મોકલી દઇશ.'

'શું કહેશો?'

'શું કહેવું જોઇએ?' અતુલે ઇન્દિરાના માથાના વાળમાં આંગળાં ભરાવતાં પૂછ્યું : 'તું કહી શકે છે?'

'તમારી પરિસ્થિતિનો અભ્યાસ કર્યા વિના હું શી રીતે કહી શકું?'

અતુલે પોતાના સ્થાન પરથી ઊઠી ઘરના ઓરડામાં ટહેલવા માંડ્યું. અચાનક તે બોલ્યો: 'ઇન્દિરા! હું અને રાજા બેઠા હતા. એટલામાં રાણીજી આવ્યાં. બન્ને વચ્ચે નજીવી બાબતમાં ચર્ચા થઈ.

રાજાએ મારા તરફ જોઇ અવિવેક દાખવતાં કહ્યું: 'આજે જતા રહો.' બસ. હું ઊઠયો, અહીં આવ્યો.'

'આ પરિસ્થિતિ !'

'થોડી વધારે છે.'

'ત્યારે કહેતા કેમ નથી ?'

'મે મયણુલ દેવીના મોંનું નિરીક્ષણ કર્યું. પછી તારવ્યું કે રાણી રાજાનો પ્રેમ મેળવવા યત્નો કર્યે જાય છે, પણ સફળ થઇ શકતી નથી.'

'હવે સમજી.' ઇન્દિરાએ ઊભા થઇ અતુલ પાસે ઝડપથી દોડી આવતાં કહ્યું: 'રાણીજીને ત્યાં તમે આટલા જ માટે ગયા હતા ?'

જવાબમાં અતુલ શેઠે હાસ્ય કર્યું.

બહારની ખડકી આગળ કોઇ વાહન ઊભુ રહ્યું હોય એવો અવાજ સંભળાતાં જ બન્નેની નજર એ તરફ ગઇ. એક તરુણ મકાનમાં દાખલ થયો. પ્રાસાદમંત્રીને જોતાં જ અતુલ બોલ્યો: 'પધારો.'

પ્રાસાદમંત્રીએ એક આસન પર બેસતાં કહ્યું: 'તમારા ઘરની શોભા આ પૂર્વે આવી જ હતી કે ?'

'હા, જી !' ઇન્દિરાએ વચ્ચે જ જવાબ દીધો: 'હજી કશો ફેરફાર થયો નથી.'

'અને થશે પણ નહિ.' અતુલે વધારાનું કહ્યું: 'મને બહુ ફેરફાર ગમતો જ નથી.'

પ્રાસાદમંત્રી ખડખડ હસ્યો. પછી સ્વસ્થ થઇ બોલ્યો: 'ગઈ કાલે મહારાજે તમારી ઘણીવાર સુધી રાહ જોઇ હતી.'

'જોઇ જ હશે.'

'મહારાજે પૂછાવ્યું છે કે તમે શા માટે ન આવ્યા ?'

'કહેજો કે અતુલને અવિવેક ગમતો નથી.'

'શું કહો છો ?'

'જી હા, મેં કહ્યો તે જવાબ અક્ષરશઃ કહી સંભળાવજો.'

'મહારાજે કહ્યું છે કે, તમે ક્યારે આવશો ?'

'કહેજો કે અતુલ ક્યારેય નહિ આવે.'

'શા માટે હેરાન થવાનું ઇચ્છો છો?'

'તેનો જવાબ હું તમને આપીશ નહિ. મહારાજને આપીશ.'

'ક્યાં?'

'મારા ઘરમાં.' અતુલ ગંભીરતાથી બોલ્યો: 'મહારાજને કહેજો કે અતુલ પોતાને ઘેર પધારવાનું આમંત્રણ મોકલે છે.'

આ સાંભળી પ્રાસાદમંત્રી હસ્યો. તેના હસવામાં આશ્ચર્ય અને અતુલ તરફનો તિરસ્કાર છૂપાં રહી શકતાં ન હોતાં.

પ્રાસાદમંત્રીએ થોડીવાર બેસી ઓચિંતા ઊભા થઈ કહ્યું: 'તમારૂં આમંત્રણ હું મહારાજને કહીશ.'

'ઉપકાર થશે.'

---

## પ્રકરણ ૧૧ મું

### રાજાએ આમંત્રણ સ્વીકાર્યું

ખેડૂત વિધવાની ફરિયાદ જેવી તેવી ન કહેવાય. તેની કરુણાજનક વાણીમાં માનવપ્રાણનાં મૂળ છે, તેજ અને અંધારનાં દ્વન્દ્વ છે, બળ અને કાયરતાની કસોટી છે, શાંતિ અને અશાંતિ વચ્ચેનો ભેદ સમજાવનારી દિવાલ છે.

આ બધુંય રાજાથી અજ્ઞાત નહોતું.

ખેડૂત વિધવાને મોહલામંદિરમાં ક્યાંસુધી રોકી રાખવી, તેની ફરિયાદ કઇ રીતે સાંભળવી, ન્યાય તરીકે તેને શું આપીને વિદાય કરવી, વગેરે પ્રશ્નો રાજાના મનમાં ઉદ્ભવ્યે જતા હતા.

વિચારગૃહમાં પ્રવેશતાંની સાથે જ પ્રાસાદમંત્રીએ રાજાને નમન કર્યું અને બોલ્યો: મહારાજ! અતુલ અહીં નહિ આવે.'

'કેમ?'

'તેને માઠું લાગ્યું છે.'

આ જવાબ સાંભળતાંજ રાજાનાં નેત્રો સ્થિરતાથી પ્રાસાદ-મંત્રીનું મોં નીરખવા લાગ્યાં.

'માઠું લગાડવાનું એણે કાંઇ કારણ અહીંથી મેળવ્યું છે?' રાજાએ વિસ્મિત થઇને પૂછવા માંડયું: એણે તમને કાંઇ કહ્યું છે?

આ પ્રશ્નોના જવાબમાં પ્રાસાદમંત્રીએ જે તેણે અતુલને મોંએથી સાંભળી હતી તે બધી જ હકીકત રાજાને કહી દીધી.

'મને તે પોતાને ત્યાં બોલાવે છે?'

'જી, હા. એણે આપને આમંત્રણ આપ્યું છે.'

'મારા મહેલમાં તે નહિ આવે?'

'આપનું સ્થાન હશે ત્યાં તો નહિ જ.'

'એટલે મને મળવા ખાતર નહિ ખરૂં?'

'હા, આપની પાસે નહિ.'

રાજાની અજાયબીનો પાર ન હોતો. તેના મનમાં ખિન્નતા જન્મી હતી. મોં પર ક્રોધ દેખાતો હતો.

'મંત્રીજી! અતુલ જેવું અભિમાન મેં કોઇ નૃપાલમાં જોયું નથી.'

'મને તો લાગે છે કે એનું મગજ ઠેકાણે નહિ હોય.'

'કદાચ એમ પણ હોય.'

'એવા માણસને આપે મહત્ત્વ આપવાની જરૂર ન હોતી.'

'મને પણ આવું જ કાંઇક લાગે છે.'

થોડીવાર મૌન ધરી બેસી રહ્યા પછી પ્રાસાદમંત્રીએ કહ્યું: 'આપની આજ્ઞા હોય તો હું એને......'

'એને શું?' રાજા બોલ્યો: 'કેદ કરી લાવવાનું કહો છો?'

'એમાં કાંઇ હરકત છે?'

'ઘણી જ—ખૂબ.'

'શી હરકત?'

'એક નોકર નોકરી છોડી દેવા માગે, પછી એને બળજબરીથી કેવી રીતે નોકરી પર કાયમ રખાય? એક મજુર મજુરી કરવાની પોતાની ઇચ્છા જ ન બતાવે, તેને માથે મજુરીનો ભાર જબરજસ્તીથી કેમ લદાય?'

'આપ રાજા નથી?'

'છું.'

'પછી?'

'રાજાનો ધર્મ એ નથી કે પ્રજાજનને જુલમથી વશ કરવો'

'એવા અભિમાનના પરિણામે રાજકોષને ધોકો નથી પહોંચ્યો?'

'પહોંચ્યો છે ખરો.' રાજા સહેજ હસીને બોલ્યો: 'પણ એનું અભિમાન ગૂર્જરરાષ્ટ્રને હિણપ લગાડે તેવું નહોતું.'

'માલવનાથને દંડ તરીકે પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ મોકલી આપવાની આપને ફરજ પડી, એ હિણપ નહિ?'

'કોણ કહે છે?'

'આપના અમાત્યમંડળને પૂછો, મંત્રી મંડળને પૂછો.'

'સૌને પૂછાયું હતું. બહુમતિએ ઠરાવ્યું હતું કે દંડ તરીકે પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ મોકલી આપવી જરૂરી છે.'

પ્રાસાદમંત્રી કાંઇપણ બોલ્યા સિવાય વિચારવા લાગ્યો. બપોર વીતતી હતી. એટલામાં બહારથી એક તરુણી અંદર દાખલ થઈ ને રાજાને વિધિપૂર્વક વંદન કરી બોલી: 'મહારાજ! મહિલા મંદિરમાં રહેલી ખેડૂત વિધવા કકળાટ કરે છે.'

'તું કોણ છે?'

'મહિલા મંદિરની અધિષ્ઠાત્રી.'

'વિચારગૃહમાં આવવાની રજા તને કોણે આપી?'

'જુઓ આ પરવાનગી.' એટલું કહી તરુણીએ ગોળાકારનો એક ચન્દ્રક રાજાની સામે ધર્યો, 'આપે આ ચન્દ્રક કોઇને ભેટ આપ્યો હતો?'

'હા, આ ચન્દ્રક જેની પાસે હોય તે માણસ મારા પ્રાસાદમાં ગમે તે વખતે પ્રવેશી શકે છે.'

'પણ આપે જેને આપ્યો હતો, તે કોણ ?'

'મહામંત્રી.'

'આવો ચન્દ્રક શામાટે આપ્યો ?'

'કદીપણ ખંડિત ન થાય એવો વિશ્વાસ એના હૃદયમાં છે, એની ખાત્રી સ્વીકારાઇ છે તે જાહેર કરવા.'

તરુણી કંઇપણ બોલ્યા વિના હસવા લાગી.

'ખેડુત વિધવા આર્તનાદ કરે છે અને તને હસવું કેમ આવે છે ?' પ્રાસાદમંત્રીએ સહેજ રોષે ભરાઇને તરુણીને પૂછ્યું: 'આ હસવાનો વખત છે ?'

'જી હા,' તરુણી બોલી: 'મારા હાસ્ય પાછળ ગભરાટ અને કંપારી છે.'

આ જવાબ સાંભળી રાજાએ કહ્યું: 'મંત્રીજી ! તમે ઊઠો. આ તરુણી સાથે જાઓ. ખેડૂત વિધવાને તથા મહામંત્રીને લઇ અતુલશેઠને ઘેર આવી પહોંચો.'

આટલું બોલતાંમાં રાજા પોતાના સ્થાન પરથી ઊઠી ઊભો થયો હતો.

'હું અતુલશેઠનું આમંત્રણ સ્વીકારી લઉં છું.'

---

## પ્રકરણ ૧૨ મું

## એએક દિવસ પહેલાંનો બનાવ

'કરીથી આજે ક્યાં હતા ?' ઇન્દિરાએ મોં મચકોડતાં પૂછ્યું: 'ત્યાં જ કે ?'

ઉંબરમાં પગ મૂકતાં અતુલે જવાબ આપ્યો: 'હા. ત્યાં જ.'

પછી તેણે અંગરખું અને પાઘડી ઉતારી ઇન્દિરાના હાથમાં આપ્યાં; એ પહેલાં ઇન્દિરાએ તેના જમણા હાથમાંથી લાકડી લઇ લીધી હતી.

ગોળાકારની એક ગાદી પર બેઠા પછી અતુલે પૂછ્યું: 'આજે શું રાંધ્યું છે?'

'કાંઇક નવું.'

'હેં!' અતુલ ચમકીને સહેજ પાછો હટયો. તેની પીઠ ભીંત સાથે અફળાઇ. હસતાં હસતાં તે બોલ્યો: 'બેસતાં ન આવડયું.'

'નહિ, તમને બેસતાં તો બરાબર આવડે છે.'

'ઊભા રહેતાં?'

'નથી આવડતું.'

'દોડતાં?'

'નહિ.'

'ત્યારે મને ફક્ત બેસતાં જ આવડે છે?'

'હાસ્તો વળી.' ઇન્દિરાએ રસોડા તરફ જવા માંડયું. જતાં જતાં તે બોલી: 'હું બોલાવું કે તરત આવજે.'

ઇન્દિરા રસોડા તરફ ગયા પછી અતુલ એકલો પડયો. ગાદી પર આડે પડખે સૂતો અને વિચારવા લાગ્યો.

બેએક દિવસ પહેલાંનો એક પ્રસંગ તેના વિચારપટ પર મૂર્તિમંત થવા માંડયો:

રાજાએ તેને કહ્યું: 'આજે જતા રહો.'

જતાં જતાં તેણે રાણીના મોં સામે જોયું-નિરીક્ષણ કર્યું. આમ બન્યા પછી એકાદ પ્રહર વીત્યો. તેણે રાણીને મળવાનું વિચાર્યું.

જ્યારે તે રાણીની સંમુખ આવી ઉપસ્થિત થયો ત્યારે રાણીએ સહેજપણ વિસ્મય પામ્યા સિવાય કહ્યું: 'આવો, અતુલશેઠ! તમે મારી પાસે આવ્યા સિવાય નહિ રહો, એમ મેં તે વખતે જ કલ્પી લીધું હતું.'

પછી તેણે તેને બેસવાનો સંકેત કર્યો. તે બેઠા પછી તેની સામેના એક આસન પર બેસતાં રાણી બોલી: 'તમે ચપળ છો. હું સહેજમાં સમજી શકી છું.'

'મને આનંદ થાય છે.'

'તમે મને જે પૂછવાનું હોય તે નિઃસંકોચપણે પૂછી શકો છો.'

'હું એટલા જ માટે અહીં આવ્યો છું.'

'હું જાણું છું.'

સહેજવાર મૌન રહી તેણે રાણીના મુખનું નિરીક્ષણ કરતાં પૂછ્યું, 'રાજાજી બીજી કેમ પરણતા નથી ?'

'તેની મને સમજ પડતી નથી.'

'તમે એમને ચાહો છો. તમને એ નથી ચાહતા.'

'ના, નથી ચાહતા. પણ હું ઇચ્છું છું કે તેમની ચાહના મને પ્રાપ્ત થાય.'

'હું તમને માર્ગ બતાવું ?'

'ઉપકાર થશે.'

'તમને કાંઇ આવડે છે ?'

'શું ?' રાણી હસીને બોલી: 'હું રાજરાણી છું. મને શું આવડવું જોઇએ ?'

'રાજાને પ્રિય હોય તેવું કાંઇક.'

તેના આ જવાબથી રાણી વિચારમાં પડી. થોડી વારે તે બોલીઃ 'રાજાને અભિનય પ્રિય છે. સંગીત, સાહિત્ય અને વીરત્વ ગમે છે. ચપળતા પ્રત્યે એમનું મન ખુશ રહે છે.'

'તમને આમાંનું કાંઇ આવડે છે?'

'આવડે છે તો બધું જ.' રાણી બોલી: 'પણ અધૂરૂં.'

'તમારો કાબુ શા પર છે?' તેણે પૂછ્યું: 'સરસ આવડતું હોય તે—'

રાણી અવાક્ બેસી રહી. આમ તેમ નિરખવા લાગી. પોતાને શું આવડે છે, આ પ્રશ્નપર ઘણો વિચાર કર્યા પછી કાંઇક યાદ આવતાં તે બોલી: 'મને વેશ બદલતાં આવડે છે. આ કલામાં હું અતિશય પ્રવીણ નથી.'

'આવડે તો છે ને?'

'હા.'

આટલી વાતચીત પછી બંને મૌન બન્યાં. કેટલોક વખત વીતી ગયા પછી તેણે રાણીને કહ્યુ: 'એક દાસીનો વેશ પરિધાન કરો, જોઉં ?'

તેના કહેવા પ્રમાણે રાણી વેશપરિધાન કરવા અંદરના ખંડમાં જતી રહી. અર્ધી ઘટિકામાં તે બહાર આવી.

'અતુલશેઠ! ઓળખી શકો છો ?'

'કોઇ ન ઓળખી શકે. તમને વેશપરિવર્તન કરતાં સરસ આવડે છે.'

'હવે શું કરવું ?' રાણી હસીને પૂછવા લાગી: 'આ વેશે કોઈ બીજી રાણીને ત્યાં જઇ દાસી થઇ રહેવું અને ગૂર્જરરાજનો મહેલ છોડી દેવો ?'

'એટલો બધો ત્યાગ કરવાની જરૂર નથી.' તેણે હસીને જવાબ આપ્યો: 'તમારે રાજા આગળ જવું.'

'પછી ?'

'રાજાને કહેવું કે, 'તમે મને કેમ બોલાવી ?'–'

'આ પ્રમાણે જુઠ્ઠું બોલવું ?'

'હા.' તેણે કહ્યું: 'આ રીતે જુઠ્ઠું બોલવાથી રાજાના દિલમાં વિસ્મય થશે અને તમે રાજાની સ્મૃતિ પર લખાઈ જશો.'

આટલી વાતચીત થયા પછી મયણલદેવીએ મૌન બેસીને વિચાર કર્યો હતો. કેટલીકવારે રાણીના આવાસમાંથી તેણે વિદાય લીધી હતી. આ બધું તેને યાદ આવ્યું.

રાણીને માર્ગ બતાવવામાં તેને કેટલી સફળતા મળી હતી, તે પ્રશ્ન તેના હૃદયમાં ઉપસ્થિત થયો હતો. આ બાબતમાં તે કાંઈ પણ વિચારે, એ પહેલાં જ તેના કાન પર અથડાયું: 'શેઠ! જમવા આવો.'

અતુલ ઊઠ્યો: રસોડા તરફ જવા લાગ્યો.

# પ્રકરણ ૧૩ મું

## ફરિયાદનો ન્યાય

ઇન્દિરા અને અતુલ જમવા બેસતાં હતાં; એટલામાં બહારથી કોઇ અંદર આવતું હોય એવો પગરવ સંભળાયો. ઇન્દિરાને રસોડામાંથી બહાર ડોકિયું કરતાં જણાયું કે, કોઈ તેજસ્વી પુરુષ અંદર આવી ઊભો હતો.

ઇન્દિરાના મોં પર વિસ્મય જોઈ અતુલે બહાર જોયું. આવનારને ઓળખતાં જ તે ચમક્યો, ઊભો થઈ ગયો.

'પધારો, મારા પ્રભુ! પધારો.' આટલું બોલતામાં તો તે ઉંબર સુધી દોડી ગયો હતો. ઇન્દિરા પણ ઊભી ઊભી નિરખી રહી હતી.

'તમારા આમંત્રણને મેં સ્વીકાર્યું છે.' કહી રાજા એક આસન પર બેઠો. રાજાના વાક્યનો અર્થ સમજી ઇન્દિરા તેની સામે આવી બે હાથ જોડી તેના પગમાં લોટી જઈ બોલી: 'ભગવન્! અમારૂં ઘર આજે પાવન થયું છે.'

'આ કોણ છે, અતુલશેઠ?'

અતુલશેઠે કશો જવાબ ન આપ્યો. જાણે રાજાએ કંઈ પૂછયું ન હોય તેમ તે અજાણ રહેવાનો યત્ન કરતાં બોલ્યો: 'મહારાજ! મારા આપ રાજા ન હોત તો અહીં કદી પણ ન આવત."

આ સાંભળી રાજાના મુખ પરથી આનંદની એક વાદળી પસાર થઈ ગઈ. તેણે ઇન્દિરાના માથા પર હાથ મૂકી તેને બેઠી કરતાં કહ્યું: 'મારી દીકરી! ઊભી થા.'

ઇન્દિરા અત્યારસુધી તેના પગમાં બે હાથ લાંબા કરી પડી રહી હતી, તે હવે બેઠી થઈ અને કાંઇપણ બોલ્યા સિવાય એક બાજુએ ઊભી રહી.

'તમે લોકો જમવા બેસતાં હતાં–' રાજાએ બંનેને ઉદ્દેશીને કહ્યું: 'જમી લો.'

બેમાંથી કોઈ ઊઠયું નહિ. રાજાને જમવાનું કહેવાની કોઇની હિંમત ન ચાલી.

બહારથી મહામંત્રી, મહિલામંદિરની અધિષ્ઠાત્રી, પ્રાસાદમંત્રી અને ખેડૂત વિધવા અંદર આવતાં દેખાયાં. આ જોઇ ઇન્દિરાને સહેજ નવાઇ લાગી. તેણે સ્વસ્થ થઈ સર્વને સત્કાર્યાં.

સૌ બેઠાં પછી રાજાએ મહામંત્રીના મોં સામે જોઈ પૂછ્યું: 'જે કહેવું હોય તે હવે કહો.'

જવાબમાં મહામંત્રીએ કહ્યું: 'ખેડૂત વિધવાના મુખ પ્રત્યે દૃષ્ટિ કરો.'

ખેડૂત વિધવા બોલી: 'હવે મને મારી ભૂમિમાં જવા દો. હું અહીં રહીને કંટાળી ગઈ છું.'

મહિલામંદિરની અધિષ્ઠાત્રીએ અતુલને ઉદ્દેશીને કહ્યું: 'આ કંટાળો જેવો તેવો ન સમજશો.'

અતુલે હસીને કહ્યું: 'બહેન! કંટાળો જેવો તેવો હોય જ નહિ.'

પછી તેણે રાજાને ઉદ્દેશી કહેવા માંડ્યું: 'ભગવન્! આપ મારી પાસે આ પ્રશ્નનો જવાબ માગતા હો તો મારે કહેવું જોઇએ કે દરેકને સ્વતંત્ર અભિપ્રાય આપવાની આપે આજ્ઞા કરવી.'

'તદ્દન સાચું.' મહામંત્રી બોલ્યા: 'એમ જ કરવું જોઇએ.'

રાજાએ આજ્ઞા કરી: 'સૌ પોતપોતાના અભિપ્રાય આપો.'

અધિષ્ઠાત્રી બોલી: "માલવસૈન્યે જે અત્યાચાર કર્યો છે તેનો બદલો લેવો જોઇએ.'

દરેકે આ અભિપ્રાયને સંમતિ આપી.

'મહારાજને મારી પ્રાર્થના છે કે, મહામંત્રી, મહારાણી અને મહાસેનાધ્યક્ષ આ ત્રણેયને સાથે લઈ તેમણે માળવા પર ચઢાઈ કરવી.'

'અતુલશેઠ ખરૂં કહે છે.' મહામંત્રી બોલ્યા: 'ચઢાઈ કરો.'

રાજાએ ખેડૂત વિધવાના મોં સામે જોઇ પૂછ્યું: 'દીકરી! હું માળવા પર ચઢાઇ કરૂં?'

જવાબમાં વિધવા બોલી: 'દુનિયા જેને ન્યાય કહે છે તે કરો.'

'રાજનીતિ જેને ન્યાય કહે છે તે પ્રમાણે કરો. 'ઇન્દિરાએ કહ્યું: 'વેરની ભાવના ઉત્પન્ન કરો.'

રાજાએ સહેજ પણ ક્રોધ દર્શાવ્યા સિવાય શાંત ચિત્તે સર્વનું સાંભળી લીધા પછી હસતે મોંએ બોલવા માંડયું: 'માળવા પર ચઢાઇ લઇ જવાની વાત ગૂજરાતના મંત્રીમંડળે ક્યારનીય અંતઃકરણથી સ્વીકારી છે. પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ મોકલનાર રાજા એક ખેડૂત વિધવાના પતિને પાછો માગશે. માલવનાથ ખેડૂત વિધવાનાં ચરણોમાં પડી દશ લાખ મુદ્રાઓ અર્પણ કરી ક્ષમા માગશે નહિ, તો કરણનું પટ્ટણીસૈન્ય ઉજ્જયિનીનું અસ્તિત્વ નષ્ટ કરશે.'

રાજાનાં વાક્યોમાં ભરેલી જ્વાળાના ઝબકારાથી સર્વને આશ્ચર્ય થયું.

---

## પ્રકરણ ૧૪ મું

## કેતકી અને તેનો વર

'આવતી કાલે રાજા કરણ અગણિત સૈન્ય સાથે માળવા પર ચઢાઇ લઇ જાય છે.' આ સમાચાર વાયુવેગે પાટણમાં પ્રસરી ગયા. રાજમહેલમાં, મંત્રીઓનાં ઘરોમાં અને પ્રત્યેક સૈનિકના સગાંવહાલાંમાં બધે આ બીના જાહેર રીતે ચર્ચાવા લાગી.

રાજાએ પોતાના વિશ્રાંતિગૃહમાં પ્રવેશ કર્યા પછી અનુચરને હુકમ કર્યો: 'જઇને મહારાણીને કહો કે જલ્દી આવે.'

અનુચર નમન કરીને વિદાય થયો.

એક વિશાળ દુર્ગની સીમાની અંદર મહેલોની હારમાળા હતી. પીળા રંગના મહાલયમાં રાણી મયણલ સાહેલીઓ સાથે વસતી હતી. લીલા રંગના મકાનમાં રાણી પોતાને મળવા આવનારની મુલાકાત લેતી. લાલ રંગના મહેલમાં તે પૂજન કરતી. આકાશી રંગની હવેલીમાં રાણી એકલી વિચર્યા કરતી. આ પ્રમાણે રાજાએ પણ પોતાના કાર્ય માટે જુદા જુદા આવાસ નક્કી કર્યા હતા. રાણીના દરેક પ્રાસાદ ઉપર પાર્વતીનું ચિત્ર દોરેલું હતું. રાજાના પ્રાસાદ ઉપર પ્રલયંકર શંભુની પ્રતિમા હતી.

અનુચરે ચોગાનમાં આવી જમણી દિશાએ થોડુંક ચાલી એક
ાલય પાસે અટકી બૂમ પાડી: 'કેતકી! અરે ઓ કેતકી!'
'શું છે? કોણ છે?' કરતી એક પ્રૌઢા બહાર આવી. પોતાના
ી જેસંગને જોઇ તે હસીને બોલી: 'શું છે તે આટલી બધી બૂમો
ા છો? લડાઇમાં તો હજી આવતી કાલે જવાનું છે. ત્યાં ગયા પછી
ે ફાવે તેટલી બૂમો પાડજોને.'
'જરા ધીમી પડ.' અનુચર બોલ્યો: 'હું તને કામ બતાવવા
યો છું.'
'અત્યારે મને ફુરસદ નથી. રાણીજીના બે ઓરડા સાફ કરવાના
ા છે.'
'તું રાણીજીને જઇને કહે કે મહારાજ તેડાવે છે.'
'તે આ હુકમ મહારાજે તમને સંભળાવ્યો હશે. જોઉં તમારું મોઢું?'
'મારું મોઢું તારા કરતાં સારું છે. તારી પેઠે હું મહારાજના
ડા સાફ નથી કરતો.'
'ત્યારે શું મહારાજની હજામત કરો છો?'
'આ કૃપાણ હાથમાં રાખી પહેરો ભરું છું, સમજી?' કહી અનુચર
ી વિદાય થયો.
કેતકીએ મહેલમાં ઉપર જઈ મયણલદેવીને કહ્યું: 'મહાદેવીને નમન.'
'કેમ શું છે, કેતકી? મયણલે હસીને પૂછયું: 'તારા વરની કાંઈ
ાદ આજે પણ લાવી છે કે શું?'
'એમની ફરિયાદ કરીને પણ હવે હું કંટાળી છું.' કેતકી બોલી
ી હતી. 'એવા ફડાકેબાજ છે કે રોજ નવી બડાઇ કરે છે. પગાર
જાણે કયાં ખર્ચે છે, તેની તો ખબર જ પડતી નથી. ખાવાની પણ
ને દરકાર નથી. ભાંગનો લોટો મળ્યો એટલે ત્રિલોક મળ્યા બરાબર
ષ માની ભમતા રહે છે અથવા તો ઊંઘે છે. એમનાં નસીબ સારાં
ાજા કરણને ત્યાં નોકરી મળી છે; નહિતર ખબર પડત.'
રાણી હસવા લાગી.

કેતકીએ આગળ કહેવા માંડ્યું: 'તમારે એકવાર એમને બોલાવીને કહી દેવું કે વારંવાર મને સતાવે નહિ. હજી હમણાં થોડીવાર પહેલાં તેમણે કહ્યું કે, 'તારી પેઠે હું ઓરડા સાફ નથી કરતો. કૃપાણ રાખી પહેરો ભરૂં છું.'—મહાદેવી! મારે એમનું શું કરવું?'

'કાંઇ જ નહિ. એ તો કહ્યા કરે. તારે માઠું ન લગાડવું. બહુ રીસ ચડે તો એકવાર કહી દેજે કે, રાણી પોતે પણ કયારેક ઓરડા સાફ કરે છે.'

આ સાંભળી કેતકીના મોં પર ગર્વ ફેલાયો. અચાનક તેને યાદ આવ્યું કે પોતાના પતિએ કહેલા સમાચાર રાણીને આપવાનું તો પોતે ભૂલી જ ગઇ.

'ઓયમા—'' કેતકીએ પોતાના કપાળ સાથે હાથ અફાળતાં કહ્યું: 'મહાદેવી! હું ભુલકણી મુઇ છું.'

'પણ થયું શું?'

'રાજાજી તમને બોલાવે છે.'

'તારા વરે તને કહ્યું હશે?''

'હા, હું કહેવાનું ભૂલી ગઇ હતી.'

રાણીએ રાજા આગળ જવાની તૈયારી કરવા માંડી.

---

## પ્રકરણ ૧૫ મું

## સાથે આવવાની ના

રાણીની રાહ જોઇ બેઠેલા રાજાએ ફરીથી હાક મારી: 'કોણ છે બહાર?'

અનુચરે નમન કરતાં પ્રવેશ કર્યો ને બોલ્યો: 'ભગવન્! હાજર છું.'

'તેં ખબર આપી કે નહિ?'

'હા. આપી.'

'ત્યારે રાણી કેમ ન આવ્યાં?'

જવાબમાં શું બોલવું, તેની સૂઝ ન પડવાથી અનુચર મૂંગો ઊભો રહ્યો. રાજાએ તેના મોં પર ક્રોધિત નજર ફેંકી. અનુચર થરથરવા લાગ્યો.

'જેસંગ! તેં ખબર આપી હોય એમ લાગતું નથી.'

'આપી છે, મહારાજ!' જેસંગ કરગરતો હોય તેવા અવાજે બોલવા લાગ્યો: 'મેં મારી સ્ત્રીને કહ્યું હતું. એણે કદાચ રાણીજીને નહિ કહ્યું હોય. ભગવન્! મારી સ્ત્રી મને બહુ જ હેરાન કરે છે. મારું કહ્યું કરવામાં તે હિણપ માને છે. હું તો એનાથી થાકયો છું.'

રાજાને આશ્ચર્ય લાગ્યું.

'પ્રભુ! મારી કેતકી નાનપણથી જ ભુલકણા સ્વભાવની છે. મેં એને બોલાવીને આપે આપેલી ખબર કહી સંભળાવી. આપ કહેતા હો તો હું જઈને એને સીધી દોર જેવી કરી દઉં.'

આ સાંભળી રાજાને હસવું આવ્યું.

ખંડ બહાર કોઈના આગમનનો રવ થતો સંભળાયો. એકાએક રાણી અંદર આવીને ઊભી રહી. જેસંગ બહાર જતો રહ્યો.

'આપે મને યાદ કરી ખરી!'

'હા. તમારે આવતી કાલે મારી સાથે આવવાનું છે.'

'મેં સાંભળ્યું છે કે આપ માળવા પર ચઢાઈ લઈ જાઓ છો.'

'ખરું છે.'

'મારું લડાઈમાં શું કામ છે?'

'તમારે આવવાનું છે.' કહી રાજાએ તેને બેસવાની સૂચના કરી.

રાણી રાજાના આસનથી એક વેંત દૂર પડેલા બીજા આસન પર બેસતાં બોલી: 'આપ જે આસને બેસો છો તે પર બેસવાની મને કોઈ દિવસ રજા મળશે ખરી?'

રાજાએ રાણીના આ પ્રશ્ન તરફ દુર્લક્ષ કર્યું અને તેના અંગ પરનાં વસ્ત્રોનું નિરીક્ષણ કરતાં કહ્યું: 'વસ્ત્રો કેટલાં બધાં સુંદર છે!'

'અને હું?'

'કુદરતે તમને સુંદરતા આપી નથી. એટલું જ નહિ પણ તમને

સૌન્દર્યનો આભાસ પ્રાપ્ત કરતાંય આવડતું નથી.'

'મને કશું આવડતું નથી.'

'રાણી! આવા જવાબ સાંભળવા મેં તમને બોલાવ્યાં છે કે?'

'ત્યારે કેવા જવાબ સાંભળવાની આશા રાખી હતી?'

રાજાના મોં પર કચવાટ પથરાયો. આવા કટાક્ષો રાણીએ આજ પૂર્વે કયારેય કર્યા નહોતા, એમ તેને જણાયું.

'આપ શાંતિનો માર્ગ શા માટે છોડી દો છો?'

'ચઢાઇ લઇ જવાથી અશાંતિ થાય છે, એમ કોણ કહે છે?'

'યુદ્ધ એ અશાંતિ નહિ?'

'ના. યુદ્ધ એ શાંતિ અને અશાંતિ બંને છે.' રાજાએ આટલું કહ્યા પછી રાણીને વિચારીને જવાબ આપવાની સૂચના કરતાં કહ્યું: 'તમારો નિશ્ચય મને કહી દો.'

'હું તમારી સહચરી છું?'

'એનો જવાબ હું તમને નહિ આપું.'

રાણીના મોં પર લાલાશ તરી આવી. તેણે ઉંડો શ્વાસ ખેંચતાં કહ્યું: 'મારા ભાગ્યનો દોષ છે. સ્વામી! હું મારા અંતઃકરણમાં જે વેદના જાળવી રહી છું તેવી વેદના તમારા વિચારમાંથી પણ તારવી શકતી નથી.'

રાજા કશું ન બોલ્યો.

'કોણ જાણે હું તમને શા માટે પસંદ નથી?' રૂંધાતા સ્વરે રાણી કહેવા લાગીઃ મેં કદી પણ તમારો અપરાધ કર્યો નથી.

મેં ઘણું સહન કર્યું છે અને હજી પણ કરતી રહું છું. એકાંતમાં મેં દરેક સવારે પ્રાર્થના કરી છે કે, 'હે જગત્ કિરતાર! તું ન્યાયનો સર્જક હોવા છતાં મારા તરફ શા માટે ઉદાર નથી?' મને એના તરફથી જવાબ મળ્યો નથી, મળતો નથી.'

'તમારી ઇચ્છા હોય તો આવતીકાલે આવવાનું નક્કી કરી લો.'

'મારી ઇચ્છા નથી.'

રાજાએ ક્રોધથી પૂછ્યું: 'કારણ સમજાવી શકશો?'

જવાબમાં રાણીએ ગંભીરતાથી કહ્યું: 'ના.'

રાણીનું આખું શરીર ધ્રૂજતું હતું. તેનાં નેત્રો ગાંડી આંખોનો આભાસ આપતાં હતાં. તેના ગાલ પર ભીતિ, શરમ, ક્રોધ ઇત્યાદિ ભાવોનું મિશ્રણ પથરાયું હતું.

એકાએક–ઓચિંતી રાણી પોતાના આસનેથી ઊઠી બહાર જવા લાગી.

'નહિ આવો?'

આ પ્રશ્ન સાંભળવા સહેજ તે ઊભી રહી. જવાબ દીધા સિવાય તે ત્યાંથી ચાલવા લાગી.

રાજા સ્તબ્ધ થઇ તેની પીઠ પાછળ જોઇ રહ્યો.

---

## પ્રકરણ ૧૬ મું
## શ્વેત શિબિરમાં

ક્ષિપ્રાની વિપુલતાનો જળપ્રવાહ કવિઓની કલ્પનાને પ્રેરક બનતો હતો. ઇતિહાસને પાને અંકિત થયેલી ઉજ્જયિની નગરી તેના કાંઠા પર ઝૂલી રહી હતી. તેની એક આખી દિશાએ ગૂજરાતના વિશાળ સૈન્યને આવકાર્યું જણાતું હતું. જ્યાં ને ત્યાં શિબિર મંડાયલા નજરે પડતા હતા. જુદી જુદી જાતનાં વાજીંત્રો વાગવા માંડયાં હતાં.

ભયસૂચક આયુધોનો એક ભંડાર નદી કાંઠાની નજીક ગોઠવવામાં આવ્યો હતો. તેની આસપાસ વજ્રની દિવાલ ઊભી થતી હતી. સેંકડો સૈનિકો હાથમાં પ્રાણહારક શસ્ત્રો લઇ તેની રક્ષા કરવા રોકાયા હતા.

ઉજ્જયિનીમાં જતા એક પ્રવાસીએ સૈનિકને પૂછ્યું: 'આ બધી શી ધમાલ છે?'

'ચઢાઇની તૈયારીઓ થઇ રહી છે.'

'કોનું લશ્કર છે?'

'ગૂર્જરરાષ્ટ્રની બલસેના ઉતરી આવી છે.'

'માળવા પર હલ્લો કરવા ?'

'હલ્લો કરશે કે કેમ, તે હું જાણતો નથી.'

આ સાંભળી પ્રવાસી બોલ્યો: 'સૈનિક ! તારા અગ્રેસરને હું શીરીતે મળી શકું ?'

'મારા અગ્રેસરને મળવું હોય તો મારી સાથે ચાલો.'

સૈનિકના કહેવાથી પ્રવાસી તેની સાથે જમણા હાથ પર ચાલવા લાગ્યો. થોડુંક ચાલ્યા પછી પ્રવાસીએ વ્યવસ્થિત છાવણીના એક વિભાગમાં પ્રવેશ કર્યો. ડાબી બાજુએ શ્વેત રંગનો શિબિર હતો. તેની ટોચ પર ગૂજરાતનો કુકુટધ્વજ ફરકતો હતો.

'આ શિબિર કોનો છે ?'

'મારા ઉપરીનો.' સૈનિકે જવાબ દીધો: 'જેની આજ્ઞાનું પાલન કરવા હું બંધાયો છું તેનો.'

'તારો ઉપરી કોણ ?'

'પાંચ હજાર સૈનિકોનો સ્વામી અતુલ.'

'અતુલ ?' વિસ્મિત નેત્રે સૈનિકના મોં સામે જોતાં પ્રવાસીએ પૂછ્યું: 'પાટણનો વૈશ્ય છે, એ તો નહિ ?'

'એ જ.' સૈનિકે જવાબ દીધો.

બીજી જ પળે તેણે પ્રવાસીના મુખનું નિરીક્ષણ કરતાં પૂછ્યું: 'તમને આશ્ચર્ય લાગ્યું ?'

'એક વૈશ્ય પાંચ હજાર સૈનિકોનું સ્વામિત્વ હસ્તગત કરી શકે ખરો ?' પ્રવાસી હસીને બોલ્યો: 'ચાલો, હું એને ઓળખું છું.'

એકવચન અને બહુવચન–બંને વચનોનો સંબોધનમાં અજાણવ્યય કરી ચૂકેલા પ્રવાસીએ આગળ વધવા માંડયું. બંને જણા શ્વેતશિબિરમાં દાખલ થયા.

પ્રવાસીને જોતાં જ ગાદી પર બેઠેલા અતુલે ઊભા થયા વગર જ કહ્યું: 'માળવાના રાજપુરોહિત ! પધારો.'

'ચઢાઇ લાવ્યા છો?'

'ના.'

'ત્યારે?'

'તે દિવસ આપને યાદ છે કે?' અતુલે તેને હસીને પૂછ
'આપનો હું મહેમાન હતો. ચન્દ્રાનન આશ્રમમાં આવ્યો હતો;
વખતની વાત કરૂં છું.'

'બધુંય યાદ છે.'

'બહુ ઊભા રહેવાથી થાક લાગશે.' અતુલે તેને બેસવાનો આ
કર્યો. તેનો હાથ પકડી પોતાની બાજુમાં ખેંચતાં જણાવ્યું: 'આચાર્ય
આપ અચાનક અહીં શી રીતે?'

'બહારગામ ગયો હતો. પંદર દિવસનો પ્રવાસ કરી આવું
નદી આગળ આવતાં છાવણી દીઠી. સૈનિક મળ્યો. મેં પૂછ્યું. જવ
મેળવ્યો. બસ! પછી આ સિપાઇ મને અહીં લાવ્યો.'

ચન્દ્રાનન વિદ્યાપીઠના આચાર્યને અચાનક આવી ચઢેલા જા
અતુલના મોં પર કોઇ ન કળી શકે તેવું હાસ્ય ફરકયું.

'આપ અત્યારે મારા મહેમાન છો.' અતુલે કહ્યું: 'આપ કહો
રીતે હું આપની મહેમાનગત કરવા તૈયાર છું.'

'હું આભાર સાથે મહેમાનગત સ્વીકારૂં છું.' આચાર્ય બોલ
'અને બે ત્રણ ફળો માગી લઉં છું.'

અતુલે એક સિપાઇના મોં સામે જોયું. તેની દૃષ્ટિમાં રહેલો સં
પારખી સિપાઇ બહાર ગયો. થોડી વારમાં જ તે ફળો સાથે પાછો ફ

'આ ફળો.' અતુલે કહ્યું: સિપાઇના હાથમાંથી ફળો લઇ તે
આચાર્યની પાસે મૂકયાં.

'હું આપના અધ્યક્ષને મળવા માગું છું.'

'શા માટે?'

'મારી માગણી આપે સ્વીકારવી જોઇએ, કારણ જાણવાની દર
કર્યા વગર જ.'

'ખુશીથી.'

અતુલે રાજીખુશીથી પોતાની માગણીનો સ્વીકાર કર્યાથી આચાર્ય પ્રસન્ન થયા. તેમણે ફૂળોને ન્યાય આપવાની શરુઆત કરતાં કહ્યું: 'આપના અધ્યક્ષ તરીકે અહીં કોણ આવેલ છે ?'

'ગૂર્જરરાષ્ટ્રના ભાગ્યવિધાતા.'

'કરણ સોલંકી ?'

જવાબમાં અતુલે સહેજ ગંભીરતાથી કહ્યું: 'મહારાજ કરણદેવ, એ પ્રમાણે નામાભિધાન બોલો. આપ મારા શિબિરમાં મહેમાન બન્યા નહોત તો મારા રાજાને અપમાનિત રીતે સંબોધવા બદલ હું તમારો વધ કર્યા વગર ન રહેત.'

આચાર્યનું મોં ઉતરી ગયું. તેમણે પોતાના મોં પર કૃત્રિમ હાસ્ય લાવતાં કહ્યું: 'અતુલ શેઠ ! હું બ્રાહ્મણ છું.'

'એટલે ?'

'બ્રાહ્મણ રાજાઓના રાજાને તુંકારથી સંબોધી શકે છે.'

'અરે, હા.' અતુલે પણ તેનું અનુકરણ કરી મોં પર કૃત્રિમ આનંદ પ્રકટાવતાં હસીને કહ્યું: 'મનુ મહારાજે બ્રાહ્મણોને આવા હક્કો વારસામાં આપ્યા છે, ખરું ?'

આ કટાક્ષ આચાર્યને અસહ્ય જણાયો, પણ તેમણે અજ્ઞાન રહેવાનો ડોળ કરી વાત બદલતાં કહ્યું: 'અતુલશેઠ ! ગૂર્જરરાષ્ટ્રના ભાગ્યવિધાતાનો મેળાપ કરાવી આપો તો સારું !'

'ચાલો, ઊઠો.' અતુલ ઊભો થયો. 'હમણાં જ મેળાપ કરાવી આપું.'

આચાર્ય ઊભા થયા. તેમનાં ચક્ષુમાં અંગાર ઉત્પન્ન થતો દેખાયો.

# પ્રકરણ ૧૭ મું

## રાજા કરણ સન્મુખ આચાર્ય

શ્વેત શિબિરમાંથી બહાર નીકળી આચાર્ય અને અતુલ બંને જણા સુવર્ણરંગીય શિબિર આગળ આવ્યા.

'આમાં અમારા રાષ્ટ્રના ગણનાયક વિરાજે છે.' કહી અતુલે તંબુમાં પ્રવેશ કર્યો. આચાર્ય તેની પાછળ હતા.

તેજમૂર્તિ સમા એક પુરુષને હસતે મોંએ એક આસનપર વાંચવામાં તલ્લીન બેઠેલા જોઇ આચાર્યે માન્યું કે 'એ જ ગૂર્જરેશ્વર કરણ છે.'

તેમણે અતુલને ઉદ્દેશીને પૂછયું: 'તમારા રાષ્ટ્રનો દેવતા અભિમાન રહિત જણાય છે, તેમાં દંભ તો નથીને ?'

'ના, સહેજ પણ નહિ.'

અતુલ અને આચાર્ય કરણદેવની સન્મુખ આવી ઊભા રહ્યા. રાજાએ તેમના સામે જોતાં પૂછયું: 'શું ઇચ્છો છો ?'

જવાબમાં અતુલે કહ્યું: 'ભગવાન્ ! મારી સાથે આવ્યા છે, તે આપનો મેળાપ ઇચ્છે છે.'

'આવો, બેસો.' કરણદેવે આચાર્યને સત્કારતાં કહ્યું: 'આપ ગમે તે હો, અત્યારે મારા મહેમાન છો.'

આચાર્યે એક આસન પર સ્થાન લીધા પછી અતુલે તેમનો પરિચય રાજાને આપ્યો.

'અહોભાગ્ય મારાં કે હું મારા તંબૂમાં ચન્દ્રાનન વિદ્યાપીઠના કુલગુરુનાં દર્શન કરી શકયો.' રાજાએ આચાર્યને નમન કરતાં કહ્યું: 'પ્રણામ, પ્રભુ–'

જવાબમાં આચાર્યે આશીર્વાદ આપતાં કહ્યું: 'કલ્યાણ થાઓ.'

'આજ્ઞા હોય તે કહી શકો છો.'

'આપ યુદ્ધની ઇચ્છાથી આવ્યા છો ?'

'ના.'

રાજાનો જવાબ સાંભળી આશ્ચર્ય પામી આચાર્યે પૂછ્યું: 'ત્યારે આવવાનો હેતુ?'

'ન્યાય.'

પ્રત્યુત્તર સાંભળી આચાર્યે વિસ્મિત થઇ ફરી પૂછ્યું: 'ન્યાયની વિગત?'

'એ વિગત હું તમને આપું છું. તમે માળવાના સ્વામીને પહોંચાડી શકશો?'

'ગૂર્જરપતિ! માળવાનો સ્વામી મારી આજ્ઞાનો પાલક છે.'

આચાર્યના મોંમાંથી નીકળેલા ગર્વિષ્ટ શબ્દો સાંભળી રાજાએ અતુલના મોં સામે જોયું.

'શેઠ! આચાર્યને વિગત આપો.'

'વિગતમાં હું પોતે.'

અતુલ શેઠના શબ્દો સાંભળી આચાર્યે સહેજ ગંભીરતાથી પ્રશ્ન કર્યો: 'શું તમે માળવાના દિનમણિ સમક્ષ હાજર થવાની આકાંક્ષા ધરાવો છો?'

'જી હા.' અતુલ શેઠ બોલ્યા: 'હું જાતે આવીને અમારા આગમનનું કારણ કહેવાની ઇચ્છા રાખું છું.'

આચાર્યે કરણદેવ તરફ ફરી પૂછ્યું: 'ગૂર્જરરાજની સંમતિ હોય તો હું અતુલને પરમાર ઉદયાદિત્ય આગળ લઇ જઇ શકું છું.'

'મારી સંમતિ છે. લઇ જાઓ.' કરણદેવે કહ્યું.

રાજાના તંબુમાંથી બંને જણા બહાર નીકળ્યા પછી આચાર્યે પૂછ્યું: 'મહારાજ ઉદયાદિત્ય આગળ આવી તમે શું કરશો?'

'મારું ઝુંટવાઇ ગયેલું સ્વત્વ હું પાછું માગીશ.'

'એટલે?'

'કહીશ કે દશ લાખ સુવર્ણમુદ્રાઓ દંડ તરીકે ભરી આપો—'

'નહિ તો?'

'ગૂર્જરસેના માળવાનું સિંહાસન ડોલાવી મૂકશે.'

અતુલનો અભિમાની જુસ્સો જોઇ આચાર્ય ખડખડાટ હસવા લાગ્યા. અતુલ તેમના મોં સામે વિસ્મિત નેત્રે જોઇ રહ્યા.

# પ્રકરણુ ૧૮ મું

## દાસીમાં આકર્ષણ

મયણુલને જ્યારે રાજાએ પોતાની સાથે માળવા આવવાનું જણાવ્યું, ત્યારે તેણે સાથે આવવાની સાફ ના કહી દીધી અને એક પળ પણ રોકાયા સિવાય ત્યાંથી જતી રહી. રાજા વિચારમાં પરોવાયો.

'હું તેને બોલાવું અને તે ન આવે, આશ્ચર્ય?' રાજાના મનમાં આશ્ચર્ય થવા લાગ્યું: 'એકદમ જતી રહી!'

રાજાએ ઘણીવાર એને 'જતાં રહો' કહ્યું હતું અને તે ત્યાંથી ગઈ નહોતી. આ સર્વે ઘટના રાજાના મગજમાં ઉછળવા લાગી.

હરકોઇ રીતે રાણીને વિસરી જવાનો રાજાએ પ્રયત્ન કર્યો હતો. તેનાથી તેમ થઇ શકતું નહોતું. કેટલાયે વખત સુધી બેચેન હાલતમાં રાજા બેસી રહ્યો હતો.

ઓચિંતી એક સ્ત્રી તેની સામે આવીને ઊભી હતી. રાજાએ તરત જ તેને ઓળખી હતી. તે મયણુલની દાસી હતી. તેણે પૂછ્યું: 'મહારાજ! ચિંતામાં છો, ખરું?'

જવાબમાં રાજા બોલ્યો: 'હા. છું.'

'એકલા જવાનું નહિ ગમે એથી?'

'હું એકલો જવાનો છું, એમ તને કોણે કહ્યું?'

'જીવનસાથી સિવાય પરદેશમાં જવું એ સ્થિતિને શું કહેવાય?'

'એકલવાયી—' રાજાએ વાકય પુરું ઉચ્ચાર્યું નહિ. તેણે વાત બદલવાના હેતુથી પૂછ્યું: 'દાસી! તું નહિ આવે?'

'ક્યાં?'

'મારી સાથે.'

'ક્યાં, લડાઇમાં?'

'લડાઇ થશે કે કેમ, તે હું કહી શકતો નથી, પણ હાલ તરત તું કહે છે તે પ્રમાણે લડાઇમાં જ જવાનું છે.'

'લડાઇમાં જવાનું હોય તો તમે જ જાઓ. હું શું કરવા આવું, મરવા?' આટલું કહી 'મયણુલની દાસી' ખડખડ હસવા લાગી હતી.

રાજાએ સાશ્ચર્ય પૂછયું હતું: 'હસવાનું કારણ?'

મજાક કરતાં તે બોલી હતી: 'લડાઇમાં જવાની વાતથી હસવું ન આવે? હું લડાઇમાં આવીને શું કરી શકવાની હતી?'

રાજાએ સાંભળ્યા કર્યું હતું.

મયણુલની દાસીએ બોલવા માંડયું હતું: 'મહારાજ! મારામાં કાંઈ આકર્ષણ જોઇ ગયા છો?'

'હા. ઘણું આકર્ષણ.'

'તમે ખેંચશો?'

'કોને?'

'હૃદયને.'

'કોના હૃદયને? તારા?'

'હા, હા, મારા.' દાસીએ ગંભીરતાથી કહ્યું. પછી પૂછયું: 'બની શકશે?'

જવાબમાં રાજાએ કાંઈ પણ બોલ્યા સિવાય માત્ર સ્મિત કર્યું. દાસીએ મોં ફેરવી પાછળ હટવા માંડયું.

'મારી સાથે આવશે કે?'

'હું વિચારી જોઇશ.'

રાજા અધીર બન્યો હતો. પોતાના સ્થાન પરથી ઊઠી તેને પકડવા દોડયો હતો. દાસી હાથમાં આવી નહોતી. જતાં જતાં બોલી હતી: 'હું આવીશ. જરૂર આવીશ.'

× × × ×

ભૂતકાળનો પ્રસંગ રાજાની સ્મૃતિમાં સજીવ થતો હતો. એટલામાં શિબિરમાં બનાવેલા પશ્ચાત્ ભાગમાંથી એક તરુણી બહાર આવી. અંધકારમાં ઓચિંતી વીજળી ઝબકે અને તેને લીધે માનવ હૃદય પર જે અસર થવા પામે તે અસર રાજાના હૃદયને થઈ.

'તું આવી?'

'બીજી કોણ આવે?'

'દાસી, તું આયુષ્યમયી છે, હો–'

દાસીએ પૂછ્યું: 'કેમ? શી રીતે?'

'હું તને સંભારતો હતો.'

રાજાએ તેનો હાથ પકડયો. દાસીએ ખૂબીપૂર્વક પોતાનો હાથ છોડાવી લીધો અને બોલી: 'રાત થવા આવી છે.'

'આ મારા શિબિરનો એકાંત ખંડ છે.'

'એકાંત?' દાસી સહેજ હસીને બોલી: 'અહીં કોઇ આવી શકે નહિ?'

'નહિ, કોઇ ન આવી શકે.'

'થોડા સમય પૂર્વે અતુલશેઠ આવ્યા હતા. એમની સાથે કોઈ બ્રાહ્મણ હતો.'

'અગત્યનું કામ હોવાથી અતુલશેઠ ઉજ્જયિનીના એક આચાર્યને લાવ્યા હતા.'

દાસીએ રાજાનો હાથ પકડી કહ્યું: 'લડાઈ કયારે શરૂ કરશો?'

'કોની સામે?'

'શત્રુ સામે.'

'મારો કોઈ શત્રુ જ નથી.'

'ત્યારે સશસ્ત્ર સૈનિકોને સાથે શા માટે લાવ્યા છો?'

રાજાએ દાસીના ખભા પર હાથ મૂકતાં કહ્યું: 'હું ધારૂં તો યુદ્ધ તો કરી શકું તેમ છું, એટલું દેખાડવા માટે.'

આ સાંભળી દાસી રાજાના મોં સામે જોઈ રહી. તેણે પોતાના ખભા પરથી રાજાનો હાથ દૂર કરવાની જરાયે કોશિશ કરી નહિ.

'મારામાં કાંઈ પણ આકર્ષણ છે?' દાસીએ રાજાના ખભા પર પોતાનો હાથ મૂકતાં પૂછ્યું.

'ઘણું છે.'

'શું ?'

જવાબમાં રાજાએ પ્રેમાત્મક ક્રોધ દર્શાવી દાંત કચકચાવ્યા અને તેના કપોલ પર અંગુલિ પ્રહાર કરતાં કહ્યું: 'તારામાં એટલું બધું આકર્ષણ છે, જેનું માપ કે ગણત્રી થઈ શકે નહિ.'

---

## પ્રકરણ ૧૯ મું

## યુદ્ધનું નિમંત્રણ

કનકાસન પર બેઠેલા તેજસ્વી પુરુષે પોતાની સામેના આસને વિરાજેલા આચાર્યને ઉદ્દેશીને કહેવા માંડયું: 'આપ વિદ્યાના દાતા છો. આપ જે સૂચવો, તેનો અમલ હું શા માટે ન કરૂં ?'

'ઉદયાદિત્ય ! તારા આ શબ્દો સત્ય હોય તો ગૂજરાતના પ્રતિનિધિને સાંભળ.'

આટલી વાતચીત પૂર્વે તેઓએ ઘણી વાતચીત કરી હોય એમ જણાતું હતું.

રાજદરબારના એક વિભાગમાં ઉદય એકલો બેસી રહેતો. પોતાની પાસે કોઇને પણ આવવા ન દેતો. આચાર્ય માટે તેને કશો બાધ નહોતો.

'ગૂજરાતનો પ્રતિનિધિ કહેવા શું માગે છે ?' ઉદયાદિત્યે પૂછ્યું:

'ઉદય ! હું ઇચ્છું છું કે તું જ તેને સાંભળે.'

ઉદયાદિત્યે હસીને કહ્યું: 'ખુશીથી. આચાર્ય ! એને અહીં લાવો.'

'મેં એને બહાર બેસાડયો છે.' આચાર્ય ઊભા થયા અને બહાર જતાં બોલ્યા: 'હાલ જ લાવું છું.'

થોડીવારે આચાર્ય અતુલશેઠને લઇ પાછા આવ્યા. 'આ અતુલ શેઠ.' તે બોલ્યા: 'ગૂજરાતના રાજાના પ્રતિનિધિ થઇને અહીં આવ્યા છે.'

રાજા ઉદયાદિત્યે તેને સવિવેક બેસવાનું કહી પૂછ્યું: 'કરણરાજ આનંદમાં છે કે ?'

'જી, હા.'

'એમણે શું કહેવડાવ્યું છે ?'

'આપના કુશળ પૂછાવ્યા નથી.'

આ જવાબ અપમાનભર્યો હોવા છતાં ઉદયાદિત્ય અને આચાર્યથી હસી જવાયું. માલવનાથ ઉદયાદિત્યે ગંભીર થઈ પૂછ્યુંઃ 'ત્યારે શું પૂછાવ્યું છે ?'

'નિહાલ પ્રાંતમાં માલવસૈન્ય શા માટે ગયું હતું ?'

'અર્બુદભૂમિમાં જવાનો બીજો માર્ગ ન હોવાથી.'

'કહો કે અર્બુદભૂમિમાં જવા માટે.'

માલવનાથે સહેજ ગુસ્સાથી કહ્યુંઃ 'મને શીખાવો છો, કેમ !'

અતુલશેઠ નિર્ભયપણે બોલ્યાઃ 'જે સમજો તે.'

માલવનાથે આચાર્યના મોં સામે જોઈ કહ્યુંઃ 'પ્રભુ ! આ અવિવેકી માણસને અહીંથી લઈ જાઓ.'

આચાર્યે હસીને જણાવ્યુંઃ 'મહારાજ ! આપે એમને સાંભળવા જોઇએ.'

માલવનાથે પોતાનો ક્રોધ પરાણે મનમાં શમાવતાં અતુલશેઠને ઉદ્દેશીને પૂછ્યુંઃ 'કહો, શું કહેવું છે ?'

'માલવ સેનાપતિએ નિહાલવાસીઓ પર બળ વાપરવાની કાંઇ જરૂર હતી ?'

'એ બનાવની વિગત મારા લક્ષ બહાર નથી. હું જાણું છું.'

'એક ખેડૂત સ્ત્રીનો પતિ પીસાઇ ગયો, તે જાણો છો ?'

ઉદયાદિત્ય લાલપીળો થઇ બોલ્યોઃ 'કહેવાની મતલબ શી છે ?'

'નિહાલનો ખેડૂત માળવાના સૈન્યની બેદરકારી અથવા ઘમંડને પરિણામે પીંખાઇ ગયો છે. એના બદલામાં દશલાખ સુવર્ણમુદ્રાઓ દંડ તરીકે ભરી આપો. ન બની શકે તો યુદ્ધની તૈયારી કરો.'

આવો પડકાર માલવનાથે આ પહેલીજ વાર સાંભળ્યો હતો. તેમના પ્રદેશમાં–રાજદરબારમાં આવી ચેતવણી આપવાની કોઇએ હિમત કરીજ નહોતી. એવું કારણ ભૂતકાળમાં એક પણ ઉદ્‌ભવ્યું નહોતું.

રાજાએ આચાર્યના મોં સામે જોયું.

'ઠીક લાગે તેવો પ્રત્યુત્તર આપી દો.'

'હું આપી દઉં ?'

'આપને સત્તા નથી ?'

'માલવદેશનો પરમાત્મા તું છે. તમે રાજા છો. આપ સિંહાસનના સ્વામી છો.' આ પ્રમાણે 'તું', 'તમે' ને 'આપ' ત્રણેય સંબોધનોનો ઉપયોગ કરવાની આચાર્યને શી જરૂર હતી, તેનો ભેદ રાજા ઉદયથી સમજાયો નહિ.

માલવનાથના મોંપર જન્મેલા ભાવ પરથી આચાર્યે તેમની સ્થિતિ કલ્પી લીધી. પછી તે બોલ્યા: 'પ્રત્યેક ભૂપાલ ત્રણેય સંબોધન ઝીલી શકે છે. ઉદયરાજ ! તમેજ અતુલને જવાબ આપી દો.'

ઉદયરાજે સહેજ વિચારી જણાવ્યું: 'અતુલ શેઠ ! ગૂજરાતનો રાજા માલવનાથ સામે યુધ્ધે ચડી શકશે ? એટલી શક્તિ એનામાં છે ?'

'ગૂર્જરરાજ તો કયારનાયે માળવાની સરહદમાં આવી સૈન્ય સાથે ઊભા છે.'

'હેં !' માલવનાથ ચમકયા: 'ગૂજરાતનું સૈન્ય માળવાની સરહદમાં પ્રવેશી ચૂકયું છે ?'

'ઉદયરાજ !' આચાર્યે કહ્યું: 'અતુલશેઠની વાત તદ્દન ખરી છે. હું ગૂર્જરેશ્વરની મુલાકાત લઇ આવ્યો છું.'

માલવનાથે અતુલશેઠના ચહેરાનું અવલોકન કર્યા પછી ગુસ્સાથી કહ્યું: 'જાઓ, ગૂર્જરેશ્વરને કહો કે બળી મરવા આવ્યા છો, તો ભલે આવ્યા. અગ્નિ પોતાનો ભોગ સ્વીકારશે.'

---

## પ્રકરણ ૨૦ મું

## દાસીના વેશમાં રાણી

'મયણુલદેવી કર્ણાટકની હોવાથી તેને નાચતાં તો આવડે છે, પણ શૃંગાર સજતાં નથી આવડતો. એનું નૃત્ય કલાત્મક નથી. મને એનું મોં જોતા રહેવાની જિજ્ઞાસા થતી નથી. તેનાં નેત્રોમાં પુષ્પધન્વાનો વાસ નથી. તેના મસ્તક પરની કાળી કેશલટો મારા દિલને આકર્ષી શકતી નથી.' રાજા કરણે દાસીને કહેવા માંડયું: 'હું એને મારી ધર્મપત્ની માનું છું. કોણ જાણે શું છે કે પ્રેમ ઉત્પન્ન થતો નથી !'

'મારા પર પ્રેમ છે?' દાસીએ પૂછયું: 'ખરૂં કહી દેજો. આપના દિલમાં શું છે?'

રાજાએ વિચાર કરવા માંડયો. શો જવાબ આપવો, તેની તેને સૂઝ પડતી નહોતી.

'તને નૃત્ય આવડે છે?'

'હા. કહો તો નાચું.'

રાજાએ કહ્યું: 'પગમાં ઘુઘરા બાંધવાની જરૂર નથી. એક અંગમરોડ કરી બતાવ જોઉં.'

દાસીએ એક હાથ પોતાની કટિ પર સ્થાપ્યો અને બીજો હાથ ઉંચો કરી અભિનય શરૂ કર્યો.

'બસ, બસ. રહેવા દે.' રાજાએ તેને નૃત્ય બંધ કરવાનું કહ્યું: 'મને આ પ્રકારનો અભિનય પસંદ નથી.'

'અંગમરોડ માટે બીજા અભિનયનો આશ્રય લેતાં મને આવડતું નથી.'

'આવો અભિનય મયણુલે પણ એકવાર કર્યો હતો. એનાથી આ અભિનય સારો નથી. ઉતરતોયે નથી.' થોડીવાર રહીને રાજાએ દાસીના ચહેરાનું નિરીક્ષણ કરવા માંડયું.

'તું 'મયણુલની દાસી' નથી.'

'ત્યારે?'

'હું તને ઓળખી ગયો છું."

'શી રીતે?'

'આ પ્રશ્ન જ કહી આપે છે કે હું મારી શંકામાં સાચો છું.'

'એટલે?' દાસીએ સહેજ ગંભીર થઈ પૂછ્યું: 'મહારાજ! આપના કહેવાની મતલબ શી છે?'

રાજાએ જવાબ ન આપ્યો. થોડો વખત મૂંગા બેસી રહ્યા પછી ઓચિંતો તે બોલ્યો: 'વેશપરિવર્તન કરવાની કલામાં તું નિષ્ણાત છે: ખૂબ જ. તને નૃત્ય આવડતું નથી.'

દાસી ગભરાઈ ગઈ હતી. રાજાએ તેને કેવી રીતે ઓળખી, તેની તેને સૂઝ પડી નહોતી.

'શું ખરેખર રાજા ઓળખી ગયા?' દાસીના મનમાં ધાસ્તી ઉત્પન્ન થઈ. 'ન ઓળખી શકે.' તેણે આત્મગત જવાબ મેળવ્યો.

'દરેક બાબતમાં માણસ નવીનતા ન લાવી શકે. એકાદ બાબત બદલી શકે. એકાદ વિષયમાં સામા માણસને ભૂલાવામાં નાખી શકે, પણ બધી જ બાબતોમાં લાંબા સમય સુધી તેમ કરી શકે નહિ.' આ વિચારોએ રાજાના મગજમાં સ્થાન લીધું હતું.

'તને આ માર્ગ બતાવ્યો કોણે?'

'કયો માર્ગ?'

'દાસીનો સ્વાંગ સજ્યો છે તે.'

'હું દાસી જ છું—મયણલની દાસી છું.'

'નહિ, તું ગૂર્જરેશ્વરની દાસી છે.'

'શું કહ્યું?'

'બસ કરો, હું તર્કટ નિભાવી શકીશ નહિ. અનિચ્છાને ઇચ્છા તરીકે સ્વીકારી શકીશ નહિ. રાણી! અહીંથી જતાં રહો.'

'રાણી' સંબોધન સાંભળતાં જ દાસીના શરીર પર પર્વત તૂટી પડ્યો હોય એમ તેને જણાયું. રાજાની અંતિમ સૂચના તેણે સાંભળી હતી. 'જતાં રહો' આ શબ્દો તેના હૃદયમાં જ્વાળા જગાવવા લાગ્યા.

ધૈર્ય અને શાંતિની સંયુક્ત પ્રતિમા સમો રાજા અશાંત બન્યો હતો.

'કહો રાણી! આ ફરેબ તમને કોણે શીખવ્યો?'

'કોઇએ નહિ.'

'હું માની શકતો નથી. સાચું કહો–' રાજાએ તરવારની મૂઠ પર હાથ મૂકયો. 'ખરૂં કહી દો, આ માર્ગ કોણે બતાવ્યો?'

રાણી જવાબ આપી શકી નહિ.

સહેજવાર પછી રાજાનો ક્રોધ ઓછો થયો. તેણે કહ્યું: 'જેણે તમને આ માર્ગ લેવાનું કહ્યું હોય તેને પૂછી લેજો. પછી મને તેનું નામ આપજો."

"રાણીના ચહેરા પર આઘાત અને ગભરાટની મિશ્ર છાયા પ્રસરી હતી. પોતે ઓળખાઇ જશે, એવી તેને ધાસ્તી નહોતી, પણ તેની ખાત્રી અતૂટ રહી શકી નહિ. તેને ચોતરફ નિરાશા દેખાવા લાગી.

---

## પ્રકરણ ૨૧ મું

### 'ડાસી! મને રાજા આગળ લઇ જા'

'વીણા, ઓ વીણા!' ઇન્દિરાએ હાક મારી.

એક પ્રૌઢા તેની સંમુખ આવી ઊભી રહી, ને પૂછયું: 'કેમ બોલાવી?'

'મયણુલની દાસી પાસે જઇ ખબર કાઢી આવી?'

'તમને કોણે કહ્યું કે હું ત્યાં જવાની હતી?'

'તારી અને અતુલશેઠ વચ્ચેની વાતચીત મેં સાંભળી હતી.' ઇન્દિરા બોલી: 'આમ પણ હું જાણુતી જ હતી.'

પ્રૌઢાએ હસીને કહ્યું: 'તમે મને નાહક બનાવો છો. તમને ખબર છે, એટલું જ નહિ; પણ તમે આ બાબતમાં મુખ્ય ભૂમિકા ભજવી રહ્યાં છો. શું તમે રાણીને છૂપી રીતે મળ્યાં નથી?'

ઇન્દિરાએ તેના સવાલનો જવાબ આપવાને બદલે બીજી જ વાત પર તેનું ધ્યાન ખેંચતાં કહ્યું: 'ડાસી! તમે ખબર કાઢી આવ્યાં?'

'ના. હજી જવું છે.'

'જઇ આવો.'

'તમે જબરાં છો.' ડોસીએ જવા માંડયું. તંબુના દ્વાર સુધી ગયા પછી ડોસીએ પાછું ફરીને જોયું તો ઇન્દિરા અંદર જતી દેખાઇ. તેણે હાક મારીઃ 'ઇન્દિરા!'

'કેમ, વળી શું છે?'

'અતુલશેઠનું સ્મરણ પૂજન કયારે કરવું છે?'

'તમે જઇ આવો. પછી કહું છું.'

ઇન્દિરા શિબિરના પશ્ચાત્ ભાગમાં ચાલી ગઇ અને ડોસી ત્યાંથી બહાર નીકળી રવાના થઇ.

અતુલશેઠે પોતાનો મુકામ એક નાના તંબૂમાં રાખ્યો હતો. તેની સાથે ઇન્દિરા હતી. બીજી બે સ્ત્રીઓ પણ તેની સાથે આ શ્વેત-શિબિરમાં રહેતી હતી.

ડોસી ગયા પછી નંદા નામની એક તરુણી સાથે ઇન્દિરાએ કેટલીક વાતચીત કરી

તંબૂમાં જૂદા જૂદા ચારેક ખંડ પાડવામાં આવ્યા હતા, એક ખંડમાં અતુલના ચાર પાંચ વફાદાર સૈનિકો રહેતા હતા.

'નંદા! શેઠજી કયાં ગયા છે, તેની તને ખબર હશે.'

'વાહ!' નંદા બોલીઃ 'બધાને ખબર પડી ગઇ છે અને તમને ખબર નથી?'

'કહે તો ખરી, કયાં ગયા છે?'

'તમારા એ શું થાય છે કે, આટલી બધી પૂછપરછ કરો છો?'

'કહું?' ઇન્દિરાએ સ્મિત કરતાં કહ્યુંઃ 'અતુલશેઠ મારા કાંઇક છે.'

'પણ શું?'

'એની તો મનેય ખબર નથી. હું સમજી શકી નથી કે અતુલશેઠ સાથે મારો સંબંધ શો?'

ઇન્દિરાએ આપેલો જવાબ તરુણીને ગમ્યો. તે બોલીઃ 'તારો અને એમનો સંબંધ સૌ જાણે છે.'

'શું જાણે છે?'

'કહેવાથી અસભ્યતા થઈ જવાનો ભય રહે છે.'

'એમ?' ઇન્દિરા મનમાં હસી. 'મારો અને અતુલશેઠનો સંબંધ હજી હું પણ જાણી શકી નથી; ત્યાં સૌએ શી રીતે જાણ્યું? શું જાણ્યું?'

'કદાચ તમે કહો છો તેમ પણ હોઈ શકે.' નંદાએ પોતાનો અભિપ્રાય આપતાં કહ્યું: 'પણ દુનિયાને પોતાની મેળે મરજી પડે તેમ માની લેવાની ટેવ પડી છે. આ ટેવ કાંઈ આજકાલની નથી. સીતાજી માટે એક ધોબીએ કેવો ગજબનો મત ઉચ્ચાર્યો હતો!'

'એ મતને લીધે ભોગવવું કોને પડ્યું?'

'રામચંદ્રજીને.'

'અને સીતાજીને નહિ?'

'બંનેને.' નંદાએ જવાબ દીધો: 'દુનિયાના મતની દરકાર જ ન કરવી જોઈએ.'

એક ઘટિકા વીત્યા પછી ડોસીએ આવી ઇન્દિરાને કહ્યું: 'ગજબ થઈ ગયો.'

'શું થયું?'

ડોસી કહેવાનો પ્રયત્ન કરતી હતી; છતાં કહી શકતી નહોતી. ઘણી મુશ્કેલીએ તે બોલી: 'અતુલશેઠની યુક્તિ ઉઘાડી પડી ગઈ.'

'કઈ બાબતમાં?'

'મયણલ્લદેવીનો ભેદ ખુલ્લો પડી ગયો.'

'કોની આગળ?'

'મહારાજ આગળ.' ડોસીએ બધું કહી દેવાની હિંમત પ્રાપ્ત કરી: 'ઇન્દિરા! રાણીએ કહ્યું કે નૃત્ય કરવાનો વખત આવતાં પોતે છૂપી રહી શકી નહિ. મહારાજે તેનો વેશ પારખવામાં થાપ ખાધી પણ નાચ જોતાં જ તે ચોંક્યા અને રાણીજી પકડાઈ ગયાં. અરે, મહારાજ એના પર ક્રોધાયમાન થયા છે. રાણીજી નિરાશ થઈ ગયાં છે. બહુ જ માઠો બનાવ બન્યો કહેવાય. હવે શું થશે!'

'એમાં થવાનું શું હતું વળી?'

'રાજાજીએ રાણીને ચેતવણી આપી છે......'

'કે?'

'તેને વેશ બદલીને રાજા સામે ઉપસ્થિત થવાનું કહ્યું કોણે? જો તે નહિ કહે તો તેને સહન કરવું પડશે.'

'અતુલશેઠનું નામ એમણે શા સારૂ ન આપ્યું?'

'વાહ! કેવી વાત કરો છો? રાણીજી ડરપોક છે કે તે પોતાના હિતેચ્છુનો નાશ કરાવી નાખવા તૈયાર થાય?'

સહેજ વિચારી ઇન્દિરા બોલી: 'ડોસી! તું જઇને રાજાજીને કહી દે.'

'શું કહું?'

'કે રાણીજીને શિખવનાર ઇન્દિરા છે.'

'જાઓ, જાઓ.' ડોસી બોલી: 'તમારૂં મગજ ઠેકાણે નથી.'

ઇન્દિરાના દિલમાં વિચારોનું પૂર ઉભરાવા માંડયું હતું. તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થતો હતો. 'શું કરવું' તેની તેને સમજ પડતી નહોતી. રાણીજીને શિખવનાર તરીકે પોતાનું નામ રાજા આગળ જણાવી દેવાની તેને શી જરૂર હતી? ડોસી પણ આ ઉતાવળી ઝુંબેશનો અર્થ સમજી નહિ.

'ઇન્દિરા! મયણલદેવીને વેશ પરિવર્તન કરી દાસી તરીકે રાજા આગળ ઉપસ્થિત થવાનું કહેનાર તમે કે અતુલશેઠ?'

'અમે બંને.'

'નહિ. હું જાણું છું.'

'તું શું જાણે છે, તારૂં કપાળ?' ઇન્દિરાએ કહ્યું: 'અતુલશેઠ મારા મનોભાવમાં રમે છે.'

પછી તેણે કહ્યું: 'તું મને લઈ જા.'

'કયાં રાણી આગળ?'

'નહિ.' ઇન્દિરા બોલી: 'રાજાજી આગળ.'

'ત્યાં આવીને શું કરશો?'

'મારે એમને કહેવું છે કે, રાણીજી નિર્દોષ છે. હું દોષિત છું.'

ડોસી ભયભીત બનીને બોલી: 'રાજાજીનો ક્રોધ અગ્નિ જેવો તીવ્ર છે.'

'જે થવાનું હોય તે ભલે થાય.' ઇન્દિરાએ જીદ પકડી કહ્યું: 'મને લઇ જા.'

'મને ડર લાગે છે' ડોસી કાંપતી હતી: 'હું તમને લઇ જતાં કાંપું છું.'

ઇન્દિરાએ ડોસીનો હાથ પકડી તેને તંબૂ બહાર ખેંચવા માંડી: 'મારી સાથે ચાલ.'

ધ્રૂજતે પગે ડોસીએ ઇન્દિરા સાથે ચાલવા માંડયું.

---

## પ્રકરણ ૨૨ મું

## હદપારની શિક્ષા

'આચાર્ય' સાથે અતુલ ગયો છે. હજી આવ્યો નથી. માલવનાથને શું કહેવું અને શું નહિ, તેનો સઘળો ભાર મેં તેના માથા પર મુકયો છે. મને તેની શકિત પર શ્રદ્ધા છે. તેની બુદ્ધિ માટે માન છે. તે જે કાંઇ કરીને આવશે, તેનું પરિણામ ન્યાયને હણનારૂં નહિ જ આવે.' રાજાએ મહામંત્રીને કહેવા માંડયું હતું. સેનાધ્યક્ષ અને ઉપસેનાપતિ સાંભળ્યે જતા હતા.

ગૂર્જરેશ્વરે આગળ કહ્યું: 'યુદ્ધ થશે કે સંધિ સ્થિર રહેશે, આ બાબતમાં હું કાંઇ કહી શકતો નથી.'

થોડીવારે તેમણે મહામંત્રીને કહ્યું: 'મંત્રીજી! મારો આત્મા કહે છે કે વિનાશક શસ્ત્રો જગતને ડારે છે, ભયભીત બનેલા જનોને સંહારે છે. આ માનવસંહારને અટકાવવા સારૂ સંહારને રસ્તે જવું પડે છે.'

'શ્રીકૃષ્ણચંદ્રને પણ એ જ માર્ગે જવું પડયું હતું.' સેનાધ્યક્ષ બોલ્યો: 'એ માર્ગ અન્યાયી નથી.'

'નીતિ ભરપૂર છે.' મહામંત્રીએ કહ્યું: 'જગત્ માટે તારક છે.'

કેટલીકવાર સુધી સૌ મૌન બેસી રહ્યા. દરેકનાં મોં પર વિચાર વાદળી પ્રસરતી હતી.

બહારથી અનુચરે આવી મહારાજને વિધિપૂર્વક નમન કરતાં કહ્યું: 'એક તરુણી અને બીજી એક ડોસી આવેલાં છે. શિબિર બહાર ઊભાં છે. ભગવાનનો મેળાપ ઇચ્છે છે.'

'ભલે આવે.' રાજાએ આજ્ઞા કરી: 'બંનેને આવવા દે.'

ઇન્દિરા અને ડોસીને જોતાં જ રાજા તેમનામાંથી એકને ઓળખી ગયો. 'કોણ, ઇન્દિરા?'

'જી હા, પ્રભુ!' ઇન્દિરાએ આજુબાજુ નજર કર્યા પછી કહ્યું: 'હું અરજ કરવા આવી છું.'

'મહામંત્રી અને આ સેનાપતિઓની હાજરીથી તને હરકત ન હોય તો કહી શકે છે જે કહેવું હોય તે.'

ઇન્દિરાને મૌન ધરી ઊભેલી જોઇ મહામંત્રી અને સેનાધ્યક્ષો ઊભા થયા. એ જોઇ ઇન્દિરા બોલી: 'વડિલોની હાજરીથી હું સંકોચાઇ નથી.'

'છતાં અમે જઇએ તો સારૂં.' મહામંત્રી બોલ્યા:, કેમકે તમે જે અરજ કરવાના છો, તેની સાથે અમને નિસ્બત હોય એમ લાગતું નથી.'

મહામંત્રી અને સેનાધ્યક્ષોએ સભ્ય રાજસમાજની પ્રથાનુસાર જવા માંડયું. રાજાના મોંપર પ્રસન્નતા દેખાઇ.

'કહે ઇન્દિરા! તારે જે કહેવું હોય તે.'

'મહારાજ! આપે રાણીજીને પકડી પાડયાં, ખરૂં?'

'તેં કેમ જાણ્યું?'

રાજાના મોં પર વિસ્મય પથરાઇ ગયું. તેણે વિચારો અને તર્કમાં ડોલાં ખાવા માંડયું.

'જેણે રાણીજીને એ પ્રમાણે શિખવ્યું હોય તે બધું જ જાણતી હોય.' ઇન્દિરાના આ શબ્દો સાંભળી રાજાનું વિસ્મય વધ્યું.

'રાણીને દાસી બનાવનાર કોણ, તું?'

'જી હા. હું.'

'મારા મગજમાં ઉતરતું નથી.' રાજા બોલ્યે જતો હતો: 'રાણીને પ્રત્યક્ષ લાવવી જરૂરી છે.'

તંબુના અંદરના ભાગમાંથી અવાજ આવ્યો: 'જેને પ્રત્યક્ષ લાવવા ઇચ્છો છો, તે આ આવી.'

રાજાએ મયણલના મોં તરફ કરડી નજરે જોતાં પૂછ્યું: 'આ ઇન્દિરાએ તને શિખવ્યું હતું?'

મયણલે જવાબ શોધવા વિચારવા માંડ્યું.

તેને મૂંગી ઊભેલી જોઇ ઇન્દિરાએ નિડરતાથી કહ્યું: 'મહારાણી! શું મેં આપને શિખવ્યું નહોતું?'

રાણી ઇન્દિરાની ગંભીર મુખમુદ્રા તાકવા લાગી. તેને નિરુત્તર જોઇ રાજા બોલ્યો: 'રાણીએ લીધેલા માર્ગ પાછળ જેનો હાથ પુરવાર થશે તેને હું કડક શિક્ષા કરીશ.'

'શિક્ષા ફરમાવો. હું સહન કરવા તૈયાર છું.' ઇન્દિરાએ નિર્ભય-પણે ઉત્તર આપ્યો: 'હું અપરાધી છું.'

આ સાંભળી રાજાએ તેના મુખપ્રતિ ન જોતાં આંખો બંધ કરી સહેજવાર વિચાર્યા પછી આંખો ઉઘાડી ઇન્દિરાને ઉદ્દેશી કહ્યું: 'તને મારી આજ્ઞા છે કે, જ્યાંસુધી ખરો અપરાધી પ્રકાશમાં ન આવે ત્યાં સુધી તારે ગૂજરાતની હદમાં પગ મૂકવો નહિ.'

ઇન્દિરાએ રોષપૂર્વક પૂછ્યું: 'તો શું આપ એમ માનો છો કે મારી કબૂલાત સત્ય નથી?'

'એમાં માનવા—ન માનવા જેવું કાંઇ જ નથી. ચોકખું દેખાઇ આવે છે કે મયણલને અવળું શિક્ષણ આપનાર વ્યક્તિ સામાન્ય હોઇ શકે નહિ.'

'આપનું અનુમાન ખોટું નથી. કેમકે મારા જેવી તરુણીને કોઇ પણ માણસ સામાન્ય કહી શકે નહિ.'

આમ બોલી તે શું કહેવા માગતી હતી, તે સમજવા માટે રાજાએ તેની મુખમુદ્રાનું નિરીક્ષણ કરવા માંડયું હતું.

એકાએક તે બોલીઃ 'મહારાજ ! આપનો મનોભાવ હું સમજી શકી છું. હું શી રીતે સામાન્ય વ્યક્તિ નથી, એ સંબંધમાં આપ વિચાર કરતા હશો.'

પછી પોતે કઇ રીતે અસામાન્ય વ્યક્તિ છે, તે બાબત પુરવાર કરવા તેણે કહ્યું: 'આપ જાણતા હશો કે હું વિધવા છું. યુવાન વયની છું. અતુલશેઠ મારા સગા થતા નથી, છતાં હું તેની સાથે રહું છું. અમારી રહેણીકરણી જોઇ ઘણાખરા અમને પતિત માનતાં હશે. જેઓ અમને ઓળખતાં ન હોય તેઓ કદાચ અમને પતિપત્ની અથવા ભાઇ બહેન માને.'

રાજા એકચિત્તે સાંભળી રહ્યો હતો.

'મેં તને હદપારની શિક્ષા કરી છે.'

'જી હા. મેં સાંભળી છે, પણ આ હદ માળવાની છે. હું ગૂજરાતની હદમાં ઊભી નથી.' કહી ઇન્દિરાએ શિબિરના દ્વાર તરફ દષ્ટિ ફેંકી.

---

## પ્રકરણ ૨૩ મું

### રાજાને ઉપદેશ

રાજાની સામેથી ઇન્દિરા જતી નહોતી. તે ટગર ટગર જોતી હતી. કેટલીક પળો સુધી આ પ્રમાણે જોયા પછી તેણે મયણલદેવીના મુખારવિંદ પર દૃષ્ટિ ફેંકી.

'મને કાંઇ કહેવા માગો છો ?' મયણલે તેનું નિરીક્ષણ પારખતાં પૂછયું: 'અંતઃકરણનો પડદો ઉંચકી બતાવશો ?'

જવાબમાં ઇન્દિરાએ પ્રશ્ન કર્યો: 'રાણીજી! રાજા પ્રત્યે આપનો સ્નેહ કેટલા પ્રમાણમાં છે ?'

'દુષ્યંત પ્રત્યે શકુંતલાનો સ્નેહ હતો, એટલા પ્રમાણમાં.'

રાણીએ આપેલો જવાબ સાંભળી રાજાએ તેની સામે જોયું.

'તમે તમને શકુંતલા માનો છો, નહિ?'

'જી, હા.'

'રાણી! તમે જાણો છો?'

'કઇ બાબતમાં?'

'શકુંતલા કેટલી ચપળ હતી!'

'મહારાજ! શકુંતલા જરાય ચપળ નહોતી.'

રાણીના આ ઉત્તરથી રાજાના મોં પર સહેજ રોષ પ્રસર્યો. રોષભરી રેખાઓમાં વિસ્મય છૂપાયું હતું, જે ઇન્દિરાથી સમજી ન શકાય તેવું નહોતું.

'મહારાજ!' ઇન્દિરાએ પૂછ્યું: 'આપને માઠું તો નહિ લાગે?'

'ના.' રાજાએ જવાબ દીધો: 'હું માઠું નહિ લગાડું.'

'ચપળતાનો અર્થ આપે નક્કી કર્યો છે કે?'

'હા. એક પ્રકારની કૃત્રિમતા એટલે ચપળતા.'

'શું દુષ્યંતમાં એ ગુણ નહોતા?'

ઇન્દિરાનો આ પ્રશ્ન સાંભળી રાજા નિરુત્તર રહ્યો.

'શું નળરાજમાં એ ચાંચલ્ય નહોતું!'

રાજાએ કાંઇ પણ ન બોલતાં મૌન જાળવી રાખ્યું.

'શું રાજાઓ આવા ગુણથી મુક્ત હોય છે?'

રાજાએ સહેજ ઉશ્કેરાટથી પૂછ્યું: 'ઇન્દિરા! બધા રાજાઓ માટે કહે છે?'

'બધા રાજાઓ સિંહાસને બેસે છે. બધા જ રાજાઓ વૈભવ ઇચ્છે છે. બધા રાજાઓ સત્તા ચાહે છે. મારૂં કહેવું શું ખોટું છે?'

રાજાથી ઉત્તર આપી શકાયો નહિ.

'મહારાજ!' અત્યાર સુધી જડવત્ ઊભેલી પ્રૌઢાને અચાનક ચેતનનો સ્પર્શ થતો દેખાયો. તેણે પૂછ્યું: 'શું આપ મહારાણી મયણલના હૃદયને આઘાત પહોંચાડતા નથી?'

રાજાએ પ્રૌઢા તરફ નજર ફેરવી હાસ્ય કર્યું.

'ગૂજરાતના સ્વામી !' પ્રૌઢાની જીભ ઉઘડી ગઇ: 'શું આપ આપની અર્ધાંગનાને જીવનભર બાળવાનું પાપ નથી કરતા ?'

રાજાએ ખડખડ હસવા માંડયું.

'હસો છો ?' પ્રૌઢાએ આગળ બોલવાની હિંમત પ્રાપ્ત કરી: 'ભલે હસી લો. પોતાની રાણીના, પત્નીના અંતઃકરણમાં વેદના જગાવી હસતા રહો.'

રાજાએ ગાંભીર્ય પ્રાપ્ત કરી લીધું. જાણે ડોસીના શબ્દોએ ા ા મન પર અસર કરી હોય તેમ.

'આપના વડિલ પ્રત્યે આપને સન્માન છે કે ?'

'ઇન્દિરા—'' રાજાએ ડોળા કાઢી તેના મોં તરફ કરડી ા જોવા માંડયું: 'મને ઉપદેશ કરે છે ?'

'જે માનો તે.' ઇન્દિરા બોલી: 'આપને હક્ક છે.'

રાજાની આંખોમાં લાલાશ પ્રવેશતી જોઇ મયણુલે તેને પ્રાર્થના કરી: 'પ્રભુ ! આ લોકો પર ક્રોધ ન કરશો.'

ઇન્દિરાએ મયણુલને ઉદ્દેશી કહ્યું: 'મહાદેવી ! અમારા પર ગૂજરાતના સ્વામીનો ક્રોધ ઉતરે એમાં જ અમારા જીવનનું સાર્થક સમાયલું છે. કૃપા કરીને મહારાજને શાંત પાડવાનો યત્ન ન કરશો.'

મયણુલ ગળગળા અવાજે બોલી: 'ઇન્દિરા ! જો તારે માટે હું મહારાજને શાંત પાડવાનો યત્ન નહિ કરૂં તો જગતમાં એવી કઇ હૃદયસખી છે, જેને માટે મારે યત્ન કરવાનો હોય ?'

રાજા આ બધું સાંભળ્યે જતો હતો. પ્રૌઢા ફરી પાછી મૂઢ બની હતી.

'હું કોઇ પણ રીતે મારા પતિદેવે કરેલી આજ્ઞાનું પરિણામ સહી શકું તેમ નથી.' સૌ સાંભળે તેમ મયણુલે ઉચ્ચાર્યું: 'ઇન્દિરાને ગૂજરાતની સરહદમાં પગ ન મૂકવાની આજ્ઞા ક્રૂર છે.'

તેણે કરણરાજના ચરણો પકડી આજીજી કરવા માંડી: 'પ્રભુ ! દેવ ! ઇન્દિરાને જે આજ્ઞા ફરમાવી છે, તે પાછી ખેંચી લો.'

રહી રહીને–ઓચિંતું રાણીને આ શું સૂઝયું? એકાએક તેને ઇન્દિરા તરફની લાગણીએ શાથી ઉશ્કેરી મૂકી? આમાંનું કશું કોઇથી સમજી શકાયું નહિ.

રાજાએ ગાંભીર્ય અને મૌન ટકાવી રાખવા ઉપરાંત રાણી પાસેથી દૂર હટીને ઉભા રહેવાનું યોગ્ય માન્યું. તેણે તરત પોતાની માન્યતા અમલમાં મૂકી.

'દૂર ન જાઓ.' મયણુલ તેની નજીક જઇ બોલી: 'દૂર જવાની મર્યાદા હોય છે.'

'રાણી! પાસે ન આવો.'

'મારી અરજી સ્વીકારી લો.'

'નહિ બને.'

'અતુલશેઠના કાર્યો તરફ નજર ફેરવી જાઓ.'

'તમારે સૂચવવાની જરૂર નથી.'

'ઇન્દિરા અતુલનો આત્મા છે.'

'તમારાથી હું તેને વધારે ઓળખું છું.'

'આપ મને સ્નેહદા તરીકે સ્વીકારશો નહિ તે હું સહી લઇશ, પણ આ અન્યાય મારાથી સહી નહિ શકાય.'

'મને હેરાન ન કરો! રાણી! તમારૂં બોલવું મને અપ્રિય લાગે છે.' રાજાએ રાણીને ધીમે હાથે પોતાની આગળથી દૂર હટાવી દીધી.

---

## પ્રકરણ ૨૪ મું

## ફડાકેબાજ સિપાઇ

'માળવા જેવો વીરપ્રદેશ ભારતવર્ષમાં બીજો કોઇ જ નથી. ઇતિહાસકારોએ વિક્રમને અહીંનો પૂરવાર કર્યો છે.'

'વિજયવર્મા! વિક્રમ સંબંધે કશી ચોક્કસ માહિતી નથી શકતી નથી.'

'અનંગપાળ! તમે માનો કે ન માનો, પણ વિક્રમ ઉજ્જયિનીમાં થયો છે.'

ઉજ્જયિનીના એક રસ્તા પર આવેલા મકાનના ફળિયામાં બે જણા વાતચીત કર્યે જતા હતા. વિજયવર્મા બ્રાહ્મણ હતો. અનંગપાળ વૈશ્ય હતો. બેઉ જણા માલવનાથના રાજમંડળના સભ્યો હતા. સભાગૃહમાં પણ વારંવાર આ બે જણા વચ્ચે વિવાદ થતો. માલવદેશના નાગરિકોમાં તેઓ વિદ્વાન્ તરીકે વિખ્યાતિ મેળવી ચૂકયા હતા.

'અતુલશેઠ તો ગૂજરાતી સેનાનો એક અધ્યક્ષ છે ને?'

'મુત્સદ્દી પણ છે.'

'વાહ! તમે પણ ઠીક છો. હું પૂછું છું, ઉત્તર દિશા કયા હાથ પર આવી, ત્યારે તમે દક્ષિણ દિશાની માહિતી આપો છો.' વિજયવર્માએ હસીને કહ્યું: 'તમે પણ જબરા છો.'

'અને તમે ક્યાં કાચા છો?'

'ત્યારે કહોને–' વિજયવર્માએ પૂછ્યું: 'અતુલ શેઠનું આગમન કયો મુદ્દો સિદ્ધ કરે છે?'

'તે એક લડવૈયો છે.'

'આમ સીધું પહેલેથી જ બોલ્યા હોત તો શું ખોટું હતું?'

થોડી વાર સુધી બંને જણા મૂંગા બેસી રહ્યા પછી રસ્તા પર નજર ફેરવતાં અનંગપાળે પૂછ્યું: 'આ લશ્કરી ટૂકડી કઇ તરફ જતી હશે?'

'દરવાજા બહાર.'

'કયા દરવાજા બહાર?'

'મુખ્ય દરવાજા બહાર.'

'ઉજ્જયિનીને એક જ દરવાજો નથી.'

'દરેક શહેર કે ગામને દરવાજા એકથી વધારે હોઇ શકે, પણ મુખ્ય દરવાજો તો એક જ હોય.'

'તમને કોણે કહ્યું?'

'મેં કોઈને પૂછ્યું નથી કે તે મને કહે!'

બંને જણાની ચર્ચા ચાલતી હતી. આ વખતે રસ્તા પરથી ઘોડેસ્વારોની એક સશસ્ત્ર ટુકડી પસાર થતી હતી. હજારેક જેટલા સૈનિકો પસાર થયા પછી ઘોડાના પગલાંનો અવાજ જે દિશાએથી આવતો હતો તે દિશાને બદલે તેની સામેની દિશાએથી આવવા લાગ્યો.

વિજયવર્માએ અત્યાર સુધી જોયા કર્યું હતું. તેણે પૂછ્યું : હજારેક જેટલા સવારો હતા, નહિ?'

'મેં ગણ્યા નથી.'

'હું ધારું છું કે તેઓનો આગેવાન ચન્દવર્મા છે.'

'સૂર્યવર્મા પણ તેમની સાથે હતો.'

'વાહ! એક આગેવાન તેમની સાથે જોયો એટલે બીજો આગેવાન અધિકારી નીમાયલો ન હોય, એમ માની શકાય ખરું?'

'ભલા માણસ! એટલો તો વિચાર કરો — અરે, સામાન્ય બુદ્ધિ તો દોડાવી જુઓ —'

શું પથ્થર દોડાવી જોઉં! તમે એટલું સમજી શકતા નથી કે એક આગેવાન ઉપરાંત બીજા આગેવાનોને ટૂકડીમાં સામેલ રાખવામાં આવ્યો હોય, એમાં કાંઇ ને કાંઇ હેતુ હોય! મોટે ભાગે બીજાને અધિકારી તરીકે નીમવામાં આવ્યો હોય.''

બંને જણાએ માથાફોડ કરવા માંડી હતી, એટલામાં થાળી વાગતી સંભળાઇ. બંને જણાએ સચેત થઇ સાંભળવા માંડ્યું.

'આજ સવારથી માળવાના મહારાજાધિરાજ શ્રી ઉદયાદિત્ય પરમારે ગૂજરાતના સ્વામી કરણદેવ સામે યુદ્ધ શરૂ કર્યું છે. માટે આ દેશમાં જેટલા ગૂર્જરો હોય તેઓએ આવતી કાલની સાંજ પહેલાં માળવાની હદ છોડી જતા રહેવું, નહિતર તેમના જાનમાલનું જોખમ રાજ્યને માથે નથી.'

અવાજ બંધ થયા પછી વિજયવર્માએ અનંગપાળને હાથની કોણી વડે ધીમેથી પ્રહાર કરતાં કહ્યું : 'લડાઇનો ઢંઢેરો સાંભળ્યો!'

'બહેરો થોડો છું કે ન સાંભળું ?'

'પરમાર રજપૂતોની તરવારો ગૂજરાતીઓને શાકભાજીની માફક રેંસી નાંખશે.'

'કાંઈ કહી શકાય નહિ.'

'કેમ ન કહી શકાય ?'

'બંને પક્ષો મજબૂત છે માટે.'

'તમને કોણે કહ્યું કે બંને પક્ષો મજબૂત છે ?'

'એમ ન હોય તો લડાઈ થાય જ નહિ.'

'તમને અનુમાન કરતાં આવડતું નથી.'

'બહુ સારું.' સહેજ કંટાળીને અનંગપાળે કહ્યું: 'તમારે ત્યાં જે દિવસે હું આવી ચઢું છું તે દિવસે તમે હદ વગરની માથાકૂટ કરો છો.'

પછી તેણે ઊઠીને જવા માંડયું.

વિજયવર્માએ તેને રોકતાં કહ્યું: 'બેસો, બેસો.'

'બસ, બસ. બહુ વખત બેઠો.'

'ક્યાં જવું છે ?'

'લડાઈમાં.'

'તમારે એકલાએ જ થોડું જવાનું છે ?'

'તમે પણ આવવાના છો ?'

'ત્યારે શું હું ચૂડીઓ પહેરી ઘરમાં ભરાઈ જવાનો છું ?'

બંને એકમેકને વાતોડિયા માનતા હતા. પોતાના મનમાં પોતાને દરેક જણ ડાહ્યો અને ઓછા બોલો સમજતો હતો. બેઉ વચ્ચે ગાઢ મૈત્રી હતી. દિવસે-બે દિવસે તેઓ વચ્ચે આવી ચર્ચા થયા જ કરતી.

અનંગપાળે વધારે વખત ઊભા ન રહેતાં બેસવાની હિમ્મત કરીને કહ્યું: 'હજી સુધી દેશ દેશ વચ્ચેની લડાઈમાં હું કદી પણ ઊતર્યો નથી.'

'અર્બુદભૂમિ પર ચઢાઈ લઈ જવામાં આવી હતી, એ વખતે તમે નહોતા ?'

'ના. એ વખતે મારી તબિયત સારી નહોતી.'

'મારી તબિયત પણ ઠીક નહોતી; છતાં હું ગયો હતો.'

'લડાઇ કરી હતી કે?'

'કોણે? મેં?'

'હા, તમારે હાથે કેટલાક માણસો મરાયા હશે?'

'મરાયું તો કોઇ નહોતું. પણ એક ખેડૂત ઘાયલ થયો હતો. સાંભળ્યું છે કે તે ખેડૂત કેટલાક વખત પછી મરણ પામ્યો અને તેની તરુણ સ્ત્રીનો ચૂડલો ભાંગી ગયો.'

'અર્બુદવાસીઓ તો લડયા વગર જ શરણે થયા હતા ને!'

'હા, તેમ જ થયું હતું.'

'કેમ ન લડયા!'

'માલવી સૈન્ય સામે લડવું, એ કાંઇ રમત વાત હતી?'

'લડાઇ થઇ જ નહોતી; તોપછી તમારે હાથે એક ખેડૂત જખ્મી થયો શી રીતે?'

'અરે મારા મિત્ર!' વિજયવર્માએ હસીને કહ્યું: 'તમને માહિતી લાગતી નથી.'

'વાત કરોને! શી બીના બની ગઇ?'

'માલવી સૈન્ય નિહાલ પ્રદેશમાં થઇને અર્બુદભૂમિ તરફ જતું હતું.'

અનંગપાળે કહ્યું: 'બીજો એકપણ ટુંકો રસ્તો છે જ કયાં?'

વિજયવર્મા આગળ કહી શકતો નહોતો. અચાનક તે અવાક્ શાથી બન્યો, તેની અનંગપાળને સમજણ ન પડી. તેનો જવાબ વિજયવર્માને અણગમતો જણાયો કે શું થયું: વગેરે બાબતો પર અનંગપાળે વિચારવા માંડયું.

'હા, બરાબર. વિજયવર્મા! નિહાલમાં જવા માટે આપણા લોકોને બીજો રસ્તો જડે તેમ જ નથી.' આટલું કહી અનંગપાળે નિહાલનું વર્ણન કરવા માંડયું:

'એકાદ ગામ અને તેની આસપાસનું જંગલ એટલે નિહાલ-પ્રદેશ. આવી રીતે જમીનના એક તદ્દન નાના ટૂકડાને પ્રદેશ તરીકે ઓળખાવવું એ કોઇ રીત છે કે? તદ્દન નાનો ટુકડો–જમીનનો. તદ્દન નાનો ટુકડો."

'હા ભાઇ હા. હું જાણું છું. મેં તો એ પ્રદેશમાં ચક્કર લગાવ્યાં છે. બધું જોયું છે. તદ્દન નાનો ટુકડો છે–જમીનનો ટુકડો.'

સહેજ મૂંગો રહી અનંગપાળે કહ્યું: 'મિત્ર! હવે તો મારે જવું જ જોઇએ.'

'આટલું કહી તેણે ઊઠીને જવા માંડયું.'

તેના ગયા પછી વિજયવર્મા એકલો રહ્યો. તેણે ઢંઢેરા પર વિચારવા માંડયું. કોઇએ આવી તેના માથામાં ધીમે હાથે પ્રહાર કરતાં કહ્યું: 'તમે કોઇ ખેડૂત પર ઘા કર્યો હતો?'

અવાજ ઓળખતાં જ વિજયવર્માએ ઊંચે જોઇ પૂછ્યું: 'કેમ, કોઇ ઇનામ મળે તેમ છે?'

'હા, મહારાજ ઉદયાદિત્ય તરફથી એક સુવર્ણમુદ્રા અને લાડુનું જમણુ જાહેર થયું છે.'

અતિશય પ્રસન્ન થઇ વિજયવર્માએ કહ્યું: 'ઘણું જીવો માલવનાથ.'

આ સાંભળી તેની પત્ની વીણા હસવા લાગી.

'તારું મગજ ફર્યું કે શું?'

'તમારું ફર્યું લાગે છે, નહિતર તમે ફડાકા ન મારો.'

'હેં!' વિજયવર્માએ સહેજ ગભરાઇને પૂછ્યું: 'હું ફડાકા મારું છું!'

'હા, તમે કોઇને માર્યો નથી.'

'તને કેમ ખબર પડી?'

'હું તમને ઓળખું છું કે તમારામાં કોઇ ઉપર હાથ ઉઠાવવાની શક્તિ જ નથી.'

વિજયવર્માના મોં પર રતાશ પ્રસરતી હતી. પત્નીએ તેને હલકો પાડયાથી તેને ખીજ ચડી હતી. પોતે સાચો છે, એમ પુરવાર કરવાની તેની ધગશ મનમાં ઘોળાતી હતી.

'વીણા! હું સોગન ખાઇને કહું છું કે, નિહાલ પ્રદેશમાં મેં એક ખેડૂત પર જીવલેણ પ્રહાર કર્યો હતો.'

'ન બોલશો. નહિતર જીવવું ભારે થશે.'

વીણાએ આપેલી ચેતવણી સાંભળી વિજયવર્મા ફરી ગભરાયો.

'કેમ, કાંઇ બન્યું છે?'

'હા.'

આટલું કહી વીણાએ ધીમે અવાજે પોતાના કથનનો ખુલાસો કરવા માંડયો: 'સ્વામીનાથ! નિહાલના એક ખેડૂત પર પ્રાણહારક પ્રહાર થયો હતો. કોણે કર્યો હતો, તેની કોઇને ખબર નથી. એક પણ નિહાલ-વાસી, એ પ્રહારકને ઓળખતો નથી. ગૂજરાતના સેનાધ્યક્ષે પ્રતિજ્ઞા કરી છે કે, નિહાલના ખેડૂત પર પ્રહાર કરનારને ઠાર મારવો.'

પ્રતિજ્ઞા થયાનું જાણતાં જ વિજયવર્મા થરથરવા લાગ્યો. તેણે પત્નીને ઉદ્દેશીને કહ્યું: 'મેં પ્રહાર નથી કર્યો.'

'ઇશ્વરના સોગન ખાઓ.'

'ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે નિહાલમાં મેં કોઇ પણ નિહાલવાસીને હાથ સુદ્ધાં લગાડયો નથી.'

વીણા બોલી: 'તમે તમારી જાતને વીર તરીકે ઓળખાવવા સારૂ તમારા મિત્રો આગળ ખેડૂતને માર્યાના જે ફડાકા મારો છો, તે ફડાકા સેનાધ્યક્ષને કાને પહોંચ્યા હશે તો—'

વિજયવર્માએ ફાટી આંખે ચોમેર જોવા માંડયું. તેની ધ્રુજારી ચાલુ હતી. તે સજ્જડ બની કાંઇક બોલવાનો યત્ન કરવા લાગ્યો. તેની અવાક્ થયેલી જીભ ન ઉપડી.

# પ્રકરણ ૨૫ મું

## તીરપર ભોજપત્ર

માલવનાથની મુલાકાત લઇ જવાબ મેળવ્યા પછી અતુલ ચન્દ્રાનન વિદ્યાપીઠમાં આચાર્ય સાથે આવ્યો હતો. આચાર્યે તેને આગ્રહ કર્યો હતો.

'અતુલશેઠ! ત્રણેક દિવસ તમારે મારા આશ્રમમાં રહેવું જોઇએ.'

'ક્ષમા કરો, આચાર્યજી! મારે માલવનાથનો સંદેશો લઇ ઉતાવળે ગૂર્જરેશ્વરની સમક્ષ હાજર થઇ જવું જોઇએ.'

બંને જણા વિદ્યાપીઠમાં આવેલા એક આશ્રમમાં બેઠા હતા. આશ્રમ એક પર્ણકુટી હતું. આચાર્યના મોં પર પળે પળે ભાવ બદલતા હતા. તે કોઇ ઊંડા વિચારમાં જણાતા હતા.

આચાર્યે અચાનક કાંઇ યાદ આવતાં કહ્યું: 'અતુલ શેઠ! તમારે સંદેશો પહોંચાડવો છે ને?'

'હાસ્તો. એટલા માટે જ હું ઉતાવળે જવાનું માગી લઉં છું.'

'મારો વિચાર તમને અહીં રોકવાનો છે. સંદેશો પહોંચાડી આવે એવો એક માણુસ મારી પાસે છે.'

'અહીંના માણુસ જોડે સંદેશો પહોંચાડવો ઠીક નહિ.'

'માલવનાથના પ્રતિનિધિ તરીકે અહીંનો માણુસ ત્યાં જાય તો તમને હરકત શી છે?'

'કશી જ નહિ. માત્ર મારા તરફથી માણુસ જઇ શકે નહિ.' અતુલનો જવાબ સાંભળી આચાર્યે આમ તેમ નજર કરી.

'બહાર કોઇ છે કે?'

'જી, હું છું,' કહેતો એક શિષ્ય સન્મુખ આવીને ઊભો રહ્યો. તેણે હાથ જોડી પૂછ્યું: 'શી આજ્ઞા છે?'

આચાર્યે આજ્ઞા સંભળાવી: 'ઉતંક! ગૂજરાતની સેના આવી છે. તું તેમની છાવણીમાં જા અને કરણુરાજ સોલંકી આગળ જઇ સંદેશો આપી આવ.'

'શું કહું?'

'કહેજે કે માલવનાથે જણાવ્યું છે કે માળવા તમારી ચઢાઈનો જવાબ આપવા તૈયાર છે.'

'જેવી આજ્ઞા.' કહી ઉત્તંક આશ્રમમાંથી બહાર નીકળ્યો. થોડી વારે તે પાછો આવ્યો ને પૂછ્યુંઃ

'આચાર્યજી! હું સંદેશો લાવ્યો છું, એમ ગૂર્જરેશ્વર નહિ માને તો?'

જવાબમાં આચાર્યે કહ્યું: 'તું મહારાજ ઉદયાદિત્ય આગળ જા. આપણી વચ્ચે જે વાતચીત થઈ છે તે તેમને વિદિત કર. અતુલની હાજરી ગુપ્ત રાખીશ નહિ.'

ઉત્તંક નમન કરી વિદાય થયો.

'શું માલવનાથ આ ઉત્તંકને રાજ્યસંદેશક તરીકે કોઈ નિશાની આપશે?'

'હા. નિશાની આપશે. કદાચ પત્ર પણ લખી મોકલશે.'

'બહુ સારું. પત્ર લખી મોકલે તો તે પૂરાવો રહે.'

'શાનો?'

'ઉદયાદિત્યે યુદ્ધની ઇચ્છા કરી હતી, એ પ્રમાણેનો.'

'એનાથી શું?'

'મહારાજ કરણદેવને ચઢાઈ કરવામાં વિચારવું ન પડે.'

× × × ×

આખો દિવસ આશ્રમમાં વીતાવ્યા પછી અતુલને શંકા જન્મી કે આચાર્ય તેને સપડાવી દેવા ઇચ્છે છે. તે શી રીતે સપડાવશે, તે પર તેણે વિચાર્યું.

કેટલાય વિચારને અંતે તેણે નક્કી કર્યું કે પોતાના મનમાં જે વહેમ ઉત્પન્ન થયો છે તે છૂપો ન રાખવો.

અતુલ એકલો બેઠો હતો. તેણે ઊઠીને ચોમેર ફરવા માંડ્યું. કુટીરમાંથી બહાર નીકળી તે ચોગાનમાં આવ્યો. ચારે તરફ તેણે વાટિકા જોઈ. ક્યાંય માણસ દેખાયું નહિ. જમણા હાથ પર એક ભવ્ય

ઇમારત બાંધેલી હતી. તેનો ઘણો ભાગ ખુલ્લો જણાતો હતો. તે શું હતું—કોનું મકાન હતું, તેની તેને સમજ ન પડી.

સાંજ પડવા આવી હતી. અતુલે આચાર્યની રાહ જોયા છતાં તે ન આવ્યા. દરરોજ સાંજે આચાર્ય પર્ણકુટીરમાં આવતા અને સંધ્યા કરતા; પરંતુ તે દિવસે તે કેમ ન આવ્યા, તેની અટકળમાં તે પરોવાયો.

પર્ણકુટીર પાસે જ વિદ્યાલય હતું. તેમાં એક પણ વિદ્યાર્થી હોય, એમ જણાતું નહોતું,

કેટલોક વખત આ પ્રમાણે રાહ જોવામાં ને વિચારવામાં પસાર કર્યા પછી તેણે ડાબા હાથ પર આવેલા વૃક્ષાળ માર્ગ પર નજર નાખતાં દીઠું તો કેટલાય વિદ્યાર્થીઓની વચ્ચે ચાલતા આચાર્ય પર્ણકુટીર તરફ આવતા હતા.

દૂરથી ઓચિંતું એક બાણ પર્ણકુટીર પાસે આવી જમીન પર પડ્યું. અતુલે બાણ ઊપાડી લીધું. તીર ઉપર એક ભોજપત્ર બાંધ્યું હતું.

અતુલ આ તીર લઈ આચાર્યની સામે ગયો અને તેમના હાથમાં આપી બોલ્યો: 'કોનું તીર છે, તે પારખી લો.' આચાર્યે કહ્યું: 'પરખાય તેવું નથી.'

પછી તેણે તીર પરનું પાન છોડી વાંચવા માંડ્યું:

'ગૂર્જરેશ્વરની માળવા પરની ચઢાઈનું આ મંગલાચરણ સમજવું. જેના હાથમાં આ તીર આવે તેણે માલવનાથ અથવા તેના સલાહકાર આચાર્યજીને આપવું. પછી કહેવું કે રાજસભા સમક્ષ જાહેર કરો કે ગૂજરાતના મહાસેનાપતિએ પ્રતિજ્ઞા કરી છે. જો આ પ્રતિજ્ઞાની વિગત હજી સુધી માલવ સૈનિકોના જાણવામાં આવી ન હોય તો તેમને જણાવવું કે, નિહાલ પ્રદેશમાં જે એક ખેડૂતનો પ્રાણ ગયો છે, તેનો બદલો લેવાશે. તેનો છૂપો રહેલો ઘાતક કોણ છે, તેનો પત્તો મહાસેનાપતિ પોતે જ મેળવી લેશે અને તેને પ્રાણનું મૂલ્ય કેટલું હોય છે, તેની સમજ પાડશે.'

પત્રવાંચન બધા જ વિદ્યાર્થીઓએ ધ્યાનપૂર્વક સાંભળ્યું હતું.

'અતુલશેઠ! આ તીર તમે પારખી શકો છો?'

'જી હા.' અતુલે હસીને જવાબ દીધો: 'આ તીર કરણદેવ સોલંકીનું – ગૂજરાતના સ્વામીનું.'

'તો શું ગૂજરાતના સ્વામીએ મહાસેનાપતિને પ્રતિજ્ઞા કરવાની આજ્ઞા આપી હતી.?'

'તે હું જાણતો નથી.'

'ગૂર્જરેશ્વર આટલા બધા રાજનીતિજ્ઞ – આંટીઘુંટીમાં રમનાર પુરુષ છે કે?'

'જેમ માનવું હોય તેમ માની શકાય.'

'ઠીક છે.'

આટલું બોલી આચાર્ય શાંત બન્યા. અતુલે જોયું તો જણાયું કે દરેક વિદ્યાર્થીના મોં પર રતાશ ફેલાઈ હતી

---

## પ્રકરણ ૨૬ મું
## ઉજ્જયિનીની રાજસભા

'મહાસેનાપતિએ પ્રતિજ્ઞા કર્યાની બીના મારાથી અજાણ નથી: ઘણા માલવસૈનિકો જાણે છે કે તેણે નિહાલના ખેડુતનો બદલો લેવાનો નિરધાર કર્યો છે, પણ આ રીતે આશ્રમમાં ભોજપત્ર પહોંચાડવાની એને શી જરૂર હતી?'

'આ પરથી ગૂજરાતનો સેનાપતિ કહેવા શું માગે છે?'

'શું તે એમ માને છે કે માલવદેશનો સૈનિક શત્રુથી ડરે છે?'

'એને ખબર નથી કે પરમારો યુદ્ધને આનંદ માને છે.'

'એ અભિમાની એમ સમજતો હોય કે તે ખેડુતના ઘાતકને ખોળી કાઢવામાં ફતેહ મેળવશે, તો તે ભૂલે છે.'

'અને કદાચ ખેડુત જેને હાથે ઘવાયો હતો, તે માણસ જાહેર થશે. તોપણ ગૂજરાતનો સેનાપતિ તેને શું કરવાનો હતો?'

એક પછી એક છ સભ્યોએ પોતપોતાના અભિપ્રાય વ્યકત કર્યા.

તાત્કાલિક ભરવામાં આવેલી રાજસભામાં માલવદેશના બાર સભ્યો હાજર રહ્યા હતા. માલવનાથ અને આચાર્ય પણ ત્યાં ઉપસ્થિત હતા, અતુલ પણ ત્યાં આવ્યો હતો.

આચાર્યે જ્યારે તીર પરથી મેળવેલું પાન આ સર્વની સમક્ષ વાંચી સંભળાવ્યું ત્યારે માલવનાથ ખડખડ હસ્યો હતો. પછી રાજસભાના સભ્યોએ પોતપોતાની હયાવરાળ બહાર કાઢી હતી.

સાતમા સભ્યે કહ્યું: 'ખેડૂત પર પ્રહાર કરનાર માલવીને તો માલવનાથ તરફથી ઇનામ મળવાનું છે.'

આઠમો સભ્ય બોલ્યો: 'અને તે ઇનામ જેવું તેવું નથી.'

નવમાએ કહ્યું: 'જે રકમ ગૂર્જરેશ્વર તરફથી દંડ તરીકે આવી છે તે રકમ ખેડૂત પર પ્રહાર કરનારને બક્ષિશ અપાશે.'

દસમા સભ્યે સહેજ હસીને જણાવ્યું: 'પોતાના રાજાને દંડની રકમ ભરવાની ઉપાધિમાં મૂકનાર વૈશ્ય આજે આપણી સન્મુખ ઊભો છે, શરમાતોય નથી.'

આ સાંભળી અતુલ આંખો ફાડી તેની સામે જોઇ રહ્યો.

અગિયારમો સભ્ય બોલ્યો: 'જે ખેડૂત પર પ્રહાર થયો હતો તે ખેડૂત સામાન્ય માણસ નહોતો. તેણે અર્બુદરાજને ખાનગી ખબર આપી હતી કે માલવ સૈન્ય આવી રહ્યું છે.'

બારમા સભ્યે ગુસ્સાથી કહ્યું: 'એવા ખેડૂત પર પ્રહાર કરવાના ઇરાદાથી જ પ્રહાર થયો નહોતો, પણ તેને ઠામ પુરો કરવાના હેતુથી જ તેના શરીરપર ઘા થયો હતો.'

આ સાંભળી અતુલનું શરીર કાંપવા લાગ્યું. તે શા માટે ધ્રુજી રહ્યો હતો, તેનું કારણ કોઇથી સમજાયું નહોતું. જ્યારે તેના ચહેરા પર અચાનક રતાશ પ્રસરી ગઇ ત્યારે સૌએ જાણ્યું કે તે ક્રોધાવેશમાં આવ્યો હતો.

'નિહાલનો ખેડુત મરાયો, તેના પર પ્રહાર કરનારે તેનો પ્રાણ લેવા માટે જ તેમ કર્યું હતું, તે કાર્ય કરનારને મહારાજ ઉદયાદિત્ય તરફથી પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ બક્ષિસ આપવાનું જાહેર થયું છે અને તે માણસ હજી સુધી ગુમ છે.' આટલી બીનાઓ અતુલના મગજમાં ઘોળાતી હતી.

એકાએક તેણે આચાર્યને ઉદ્દેશી પૂછ્યું: "એ ખેડુત માળવા માટે ભયંકર હતો ?"

'ઘણો જ.' આચાર્યે કહ્યું: 'તમે હમણાં સાંભળ્યું એ તો ઓછું છે.'

માલવનાથે ગંભીરતાથી જણાવ્યું: 'અતુલશેઠ ! તમે જ વિચાર કરી જુઓ કે તમારા રાજાની તમે પ્રશંસા કરી એટલા ખાતર તમને માળવાના અપરાધી માનવામાં આવ્યા હતા અને તેને પરિણામે ગૂર્જરેશ્વરને પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ દંડ ભરવો પડયો.'

અતુલ એકચિત્તે સાંભળી રહ્યો હતો.

આચાર્યે પોતાનો અભિપ્રાય આપતાં કહ્યું:—'આ બાબતનો તોલ કાઢી જુઓ. તમે તો વૈશ્ય છો.'

'ખેડૂત સંબંધે હું વધારે સાંભળવા ઇચ્છું છું.'

આચાર્ય બોલ્યા: 'ખેડૂત નિહાલ પ્રદેશનો સુકાની હતો. એ નાનો પ્રદેશ ગૂજરાતનો રહ્યો હોય તો તેને આભારી છે. જો તે માણસ અર્બુદભૂમિ પરની અમારી ચઢાઇ વખતે નિહાલમાં ન હોત તો માળવાએ પહેલું નિહાલ જીત્યું હોત. પછી જ અર્બુદ પ્રદેશમાં અમારું સૈન્ય ગયું હોત.'

અતુલે ત્રાડ પાડી: 'ત્યારે શું ? માળવાના કોઇ અંધ દેશપ્રેમીએ નિહાલના સ્તંભને જમીનદોસ્ત કર્યો ?'

સહેજ મૂંગો રહી તે ગાજી ઊઠયો: 'અને એ ખેડુત અમારી નજરે સાધારણ ખેડુત જ મનાયો ?'

આજ સુધી અતુલે માન્યું હતું કે નિહાલનો જે ખેડુત ઘાયલ થયો હતો તે એક દયાયોગ્ય માનવી હતો. તેને ખ્યાલ ન હોતો કે

એ ખેડુત એક લડવૈયો હતો અને તેનાથી માલવી સૈન્યના માન્યાતા સમા સામંતો કંપિતા હતા.

તેના મોંમાંથી ઉદ્દ્ગાર નીકળ્યાઃ 'ગૂર્જરાતના મહાસેનાપતિએ ખેડૂતના ઘાતકને ઠામ પુરો કરવાની પ્રતિજ્ઞા શા માટે લીધી, તેનો ભેદ હવે સમજાયો.'

આચાર્યે તેના જવાબમાં ઉગ્રતાથી કહ્યું: 'એ પ્રતિજ્ઞા કરાવનાર તમારો રાજા કરણદેવ સોલંકી છે.'

માલવનાથ હસીને બોલ્યા: 'જે હંમેશાં યુદ્ધ નિવારણ અને સલાહ-સંપની વાતો કરે છે, દંડ ભરી દઇ પોતાને યુદ્ધના દોષથી મુકત રાખવાનો ઉપાય યોજી શકે છે.'

'બસ કરો. મને વધારે ન સંભળાવો. હું રજા લઉં છું.' કહી આવેશયુક્ત અતુલ ઉતાવળે પગલે રાજસભાના દ્વાર તરફ જવા લાગ્યો.

'એને અટકાવી રાખો.' માલવનાથે આચાર્ય તરફ જોઇ આજ્ઞા કરી.

અતુલ અટકીને ઊભો રહ્યો હતો. તેણે આચાર્યના મોં સામે તાકવા માંડયું હતું.

'તમારી દ્દષ્ટિ શું કહે છે, તે હું સમજી શકું છું.' આચાર્યે કહ્યું: 'અતુલ શેઠ! રાજાની આજ્ઞા પ્રમાણે થશે જ. તમને અટકાવવામાં આવશે. અલબત, તમારા પ્રાણની હાનિ નહિ થાય.'

'થાય તો પણ શું?'

'લાંછન લાગે.'

'કોને, તમને?'

'હા, હું વિદ્યાપીઠનો આચાર્ય છું. મારે આંગણે આવેલા પરોણાનો પ્રાણ જવો જોઇએ નહિ.'

સહેજ વિચારી અતુલે પૂછ્યું: 'મને શી રીતે અટકાવી રાખશો?'

'મહેમાન તરીકે.' આચાર્યે જવાબ દીધો.

માલવનાથે કહ્યું: 'અતુલ શેઠ! ગભરાશો નહિ. તમારો મુકામ જ્યાં તમે ઉતર્યા છો તે જ સ્થાનમાં રહેશે. તમારી આસપાસ ફકત

એક જ સિપાઇ મૂકાશે, કારણ, તમે વૈશ્ય છો. તમારી ચોકી માટે બે સિપાઇઓ વધારે ગણાય.'

'મને કયાં સુધી અટકાવી રાખવામાં આવશે ?'

'જ્યાંસુધી ઇનામ લેનાર વ્યકિત બહાર ન આવે ત્યાં સુધી.'

'આવી અટકાયતનો હેતુ ?'

'ફક્ત એટલો જ કે એ ઇનામ યોગ્ય કાર્ય કરનાર વીર માલવીનાં દર્શન કરવાનું સૌભાગ્ય તમને મળે.'

આવા કટાક્ષો અતુલ માટે અસહ્ય હતા, પણ તે શું કરે ? તેની એકલાની ગુંજાશ શી કે તે તરવાર ખેંચી મુકાબલો કરી બતાવે ?

અતુલે હસીને પૂછ્યું : 'તમે શી રીતે એ ખૂની વ્યક્તિને શોધી શકશો ?'

એક સામંતે તુચ્છકારપૂર્વક હાસ્ય કરતાં કહ્યું : 'કેવા પ્રકારનો આ વૈશ્ય છે ? ઘડીમાં લાલપીળો થઇ જાય છે અને બીજી જ પળે કોઇપણ મહત્વનો બનાવ બનવા પહેલાં હસવા માંડે છે.'

બીજો અભિમાનથી બોલ્યો : 'અને પ્રશ્ન કેવો વિચિત્ર પૂછે છે ?

ત્રીજાએ કહ્યું : 'મને તો આ વૈશ્ય ચક્રમ લાગે છે.'

અતુલ આડી નજરે દરેકના મોંનું નિરીક્ષણ કરે જતો હતો. કાંઇ પણ બોલવાનું તેને વાજબી ન લાગ્યું.

ચોથો સભ્ય દાંત કચકચાવીને કહેવા લાગ્યો : 'આવા નાલાયક માણસને આચાર્યજીએ શું જોઇને પરોણો બનાવ્યો છે ?'

પાંચમો બોલ્યો : 'આશ્ચર્યની વાત તો એ છે કે ગૂજરાતના સોલંકી રાજાએ આ મૂર્ખને પ્રતિનિધિ બનાવી અહીં મોકલ્યો છે !'

સર્વ સભ્યો ખડખડાટ હસવા લાગ્યા હતા. અતુલ જેમ જેમ તેમના મોં તરફ જોતો હતો તેમ તેમ આ હાસ્ય વધ્યે જતું હતું.

# પ્રકરણ ૨૭ મું

## યુદ્ધજાસુસી

રાત્રિનો પ્રથમ પ્રહર વીતી જવા આવ્યો હતો. માલવસૈન્યની છાવણીના એક મુખ આગળ સેનાધ્યક્ષ અને જાસુસ ઊભા હતા. ચારે તરફ અંધકાર હોવાથી કાંઇ પણ દેખી શકાતું નહોતું.

સેનાધ્યક્ષે પૂછ્યું: 'તને કોણે કહ્યું કે આજે તેઓ છાપો મારવાના છે?'

જાસુસે જવાબ દીધો: 'સોલંકી લશ્કરની એક ટૂકડીમાં વાતચીત થતી હતી.'

'શી?'

'રાતે બીજો પ્રહર પૂરો થયા પછી ઓચિંતો છાપો મારવો જોઇએ.'

'તને અક્કલ નથી.'

'કેમ, હું જુઠું બોલું છું, એમ લાગે છે?'

'જુઠું બોલે છે, એમ હું કહેતો નથી.'

'ત્યારે?'

'તેં કહ્યું એ પ્રમાણે વાતચીત થતી હશે, એટલું હું માનું છું. પણ તેઓ એ પ્રમાણે વાર્તાલાપ કરી આવેશ ઠાલવતા હશે અથવા તેઓ આનંદ ખાતર એવું બોલતા હશે.'

જાસુસે વિસ્મયપૂર્વક પૂછ્યું: 'શું આપને શત્રુઓ પર પૂરતો વિશ્વાસ છે?'

'હા.' સેનાધ્યક્ષે જવાબ દીધો: 'સોલંકીઓ યુદ્ધનિયમનો ભંગ કરે, એવા હલકા નથી.'

જાસુસના મોં પર ઝંખવાટ પ્રસર્યો હતો; પણ અંધકાર હોવાથી સેનાધ્યક્ષ જોઇ શકયો નહોતો.

સેનાધ્યક્ષે પળેક વાર સુધી મૂંગા રહી પૂછ્યું: 'ટૂકડી કોની હતી, તે કહી શકશે?'

'ના.'

'ટૂકડીમાંના એકેય માણસને તું ઓળખે છે?'

'અંધકારમાં કોઈનું મોં દેખાયું નહિ.'

'અવાજ પરથી કાંઈ પણ માહિતી આપી શકે છે?'

'હા. હું એટલું કહી શકું છું કે એ ટૂકડીમાં સ્ત્રીઓ પણ હોવી જોઈએ.'

'આટલી બાબત ઉપરાંત તેં વધારે કાંઈ પણ સાંભળ્યું છે?'

'ઘણું સાંભળ્યું છે.'

જાસુસે આપેલો અંતિમ ઉત્તર સાંભળી સેનાધ્યક્ષ જિજ્ઞાસુ બન્યો હતો. તેણે તેને સાંભળેલી બીના સવિસ્તર કહી દેવાની સૂચના કરતાં કહ્યું: 'તેં સાંભળ્યું તે બધું કહી દે.'

જાસુસ બોલ્યો: 'અર્ધી ઘટિકા પહેલાં હું એક રાવટી આગળ ટહેલતો હતો. ચારે બાજુ અંધકાર હતો.'

'અંધકાર હતો, એ તો તેં એકવાર મને કહ્યું. હવે હું એમ પૂછું છું કે તેં સાંભળ્યું શું?'

જાસુસે પોતે સાંભળેલી બીના કહેવા માંડી:'–કોઈ કહે છે કે નિહાલના ખેડૂતના અંગપર પ્રહાર કરનાર વિજયવર્મા નામનો બ્રાહ્મણ હતો. કોઇ માને છે કે અનંગપાળ નામના વૈશ્યે ખેડૂતનો વધ કરવા ખાતર ઘા કર્યો હતો. કોઇ બોલે છે કે ચન્દ્રાનન વિદ્યાપીઠના આચાર્ય છૂપાવેશમાં માલવસૈન્ય સાથે હતા અને તેમણે જ ખેડૂતને વિદાર્યો છે–'

જાસુસને બોલતો અટકાવી સેનાધ્યક્ષ વચ્ચે જ બોલ્યો: 'ત્યારે તો એ રાવટીમાં ગૂર્જર સેનાધ્યક્ષ મોજુદ હોવો જોઈએ.'

સહેજ વિચારી તેણે આગળ કહ્યું: 'જાસુસ! તેં પ્રાપ્ત કરેલા આ સમાચાર અતિશય મહત્વના છે.'

'શા પરથી કહો છો?'

'સેનાધ્યક્ષ ત્યાં મોજુદ ન હોય તો તેં કહી તેવી વાતચીત થવાનો વધારે સંભવ નથી. વળી આ વાતચીત પરથી આપણને એટલું

જાણુવા મળ્યું છે કે ખેડૂતના અંગ પર પ્રહાર કરનારને શોધવા સારૂ સોલંકીઓ તરફથી જાસુસી થતી હોવી જોઇએ.'

'શું વાત કરો છો ?'

'ખરૂં કહું છું. આપણે સંભાળ રાખવાની જરૂર છે,' પળભર વિરમી સેનાધ્યક્ષે કહ્યું: 'નિહાલના જે ખેડૂત માટે આટલી બધી ઊહા-હ થઇ રહી છે, તેનું નામ જાણે છે ?'

'જી, નહિ.'

'હું પણુ નથી જાણુતો.'

'તેને આટલું બધું મહત્વ શા માટે અપાય છે, તેની તને ખબર છે ?'

'કશી જ ખબર નથી.'

જવાબ આપી જાસુસે પૂછ્યું: 'માલવનાથ ઉદયાદિત્ય મહારાજે ખેડૂત પર ઘા કરનારને પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ ઇનામ આપવાનું નક્કી કર્યું છે; તેનું પ્રયોજન ?'

'હું પણુ તારા જેટલું જ જાણું છું.'

'અર્બુદભૂમિ પર ચઢાઇ લઇ જવામાં આવી હતી, એ વખતે તો આપ જ સેનાધ્યક્ષ હતા.'

'હા. હું હતો, એ વાત ખરી. પણુ મારી સાથેના માણસોમાં વિજયવર્મા, અનંગપાળ કે આચાર્યજી—આ ત્રણમાંથી કોઇ જ ન હોતું.'

'છૂપા વેશમાં આવ્યા હોય તો ?'

'બનવાજોગ છે.'

'કોણે પ્રહાર કર્યો, તેની આપને માહિતી જ નહિ હોય.'

'ના, ક્યારે પ્રહાર થયો, એ પણુ મને ખબર નથી.'

'વિસ્મયની વાત છે.'

બંને જણાએ અંધકારમય મોખરા આગળથી પોતાની છાવણી તરફ જવા માંડ્યું.

'હું માનું છું કે તું કાંઇક શોધી કાઢે તો સારૂં!' સેનાધ્યક્ષે ચાલતાં ચાલતાં કહ્યું: 'અને તું શોધી શકશે.'

જાસુસ બોલ્યો: 'ખેડૂત કોણ હતો, તે જને!'

'અથવા તેનું નામ'

સેનાધ્યક્ષ અને જાસુસ જ્યારે પોતાના સૈન્યની છાવણીમાં પ્રવેશ્યા ત્યારે એક સરદારે મશાલ સળગાવી તેમના ચહેરા તરફ જોયું. પછી તેણે નજીક આવીને કહ્યું: 'મેં આપને દૂરથી ન પડકાર્યા અને મશાલ સળગાવી, તેનું કારણ એ છે કે અંધકારમાં શત્રુના જાસુસો પોતાનું ધાર્યું કરીને જતા ન રહે.'

'શત્રુના જાસુસો આપણા સૈન્યમાં જાસુસી કરે છે, એમ તમે શા પરથી માન્યું?'

'આચાર્યજીએ જણાવ્યું છે.'

સેનાધ્યક્ષ બોલ્યો: 'શત્રુપક્ષની જાસુસી ચોંકાવનારી લાગે છે.'

---

# પ્રકરણ ૨૮ મું

## બે યુવાનો

બે યુવાનો માલવસૈન્યની છાવણીમાં પ્રવેશ્યા. તેમના શરીર પરનો પહેરવેશ જોઇ સહેજે કલ્પી શકાય તેમ હતું કે તેઓ જખ્મી થયેલા સૈનિકોની સારવાર કરનારા સ્વયંસેવકો હોવા જોઇએ.

મધ્યરાત્રિ થતી હતી. ચારે બાજુ અંધકાર હોવા છતાં જમણી બાજુના રસ્તા પર એક માલવી સનિક પોતાના હાથમાં મશાલ ધારણ કરી ઊભો હતો. તેણે આ બંનેના મોં તરફ તાકીને જોયા પછી પૂછયું: 'આટલી મોડી રાતે ક્યાં ગયા હતા?'

પહેલા યુવાને પોતાના નાક પર આંગળી મૂકી જવાબમાં કહ્યું: 'આસ્તેથી બોલ.'

પ્રતિભા પાડતો જવાબ સાંભળી મશાલધારી સ્થિર થઇ ગયો. પછી તે યુવાને ધીમા અવાજે કહ્યું: 'તને ખબર છે?'

'કઇ બાબત માટે કહો છો?'

'આપણા માલવી સૈન્યમાં ગૂર્જર જાસુસ દાખલ થયો છે.'

'હા. બરાબર ખબર છે. એએક ઘટિકા પહેલાં સેનાધ્યક્ષ અને જાસુસ વાતો કરતા અહીંથી જ છાવણીમાં આવ્યા હતા. મેં મશાલ સળગાવી તેમના ચહેરા તરફ જોયું હતું. તેઓ કહેતા હતા કે શત્રુના જાસુસો આપણા સૈન્યમાં દાખલ થયા હોય, એવો સંભવ છે. આચાર્યજીએ તો મને આખી રાત અહીં ઊભા રહેવાની સૂચના કરી દીધી છે.'

આ મશાલધારી કોઇ અદ્ભુત વ્યકિત છે. એમ માની બંને યુવાનો તેની પાસે બેઠા.

પહેલા યુવાને સહેજ વિચારી પ્રશ્ન કર્યો: 'અમને પણ તારી પેઠે સૂચવવામાં આવ્યું છે.'

'કોના તરફથી?'

'મહારાજ ઉદયાદિત્ય તરફથી.'

આ સાંભળી મશાલધારીએ મશાલ બૂઝાવી નાખી; પછી તે તેમની આગળ બેસી ગયો.

એકાદ પળ જેટલો વખત શાંતિથી પસાર થયા પછી તેણે યુવાનને પૂછ્યું: 'મને બહુ અજાયબી થાય છે, તમને?'

'કઇ બીના માટે?'

'પેલો કોઇ ખેડુત મરણ પામ્યો છે ને...'

'અરે, હા.' યુવાન બોલ્યો: 'નિહાલ પ્રદેશવાળો, ખરું?'

'જી, હા. એ જ. એના પર કોણે ઘા કર્યો હશે?'

'કેમ?'

'મહારાજ ઉદયાદિત્ય તરફથી ઘા કરનારને પાંચ લાખ સુવર્ણમુદ્રાઓ ઇનામ તરીકે આપવાનું નક્કી થયું છે; છતાં કોઇ ઇનામ લેવા બહાર પડયું જ નથી.'

યુવાને હસીને કહ્યું: "સુવર્ણમુદ્રા ખાતર પ્રાણનું જોખમ તે શાસારુ ખેડે ?'

એમાં પ્રાણનું જોખમ વળી કયાંથી આવ્યું ?'

'ગૂર્જર સેનાધ્યક્ષે પ્રતિજ્ઞા કરી છે, તેની તને ખબર નથી ?'

મશાલધારી બોલ્યો: 'એથી શું થયું? ગૂર્જર સેનાપતિની પ્રતિજ્ઞાથી કોણ બીએ છે ?'

હમણાં સુધી મૂંગો રહેલો બીજો યુવાન તેને ધન્યવાદ આપતાં બોલ્યો: 'શાબાશ. માલવદેશના સૈનિકે આવી જ હિંમત રાખવી જરુરી છે. અરે, હા. એક વાત તો ખાસ વિચારવા જેવી છે.'

'છે કોઇ નવી વાત ?'

'પેલો અતુલ નામનો કોઇ વૈશ્ય છે ને ?'

'અરે, એ તો આચાર્યજીની પર્ણકુટીમાં છે.'

'આચાર્યજીએ શા માટે એવા માણસને પોતાની કુટીરમાં રાખ્યો હશે ?'

મશાલધારીએ પોતાના હાથમાં રાખેલી બૂઝાયેલી મશાલ જમીન પર મૂકતાં કહ્યું: 'અતુલ પર ચોકી પહેરો છે.'

'એમ ?' બીજો યુવાન પોતાના અવાજમાં પ્રસન્નતા દર્શાવતાં બોલ્યો: 'એમ હોય તો ઉત્તમ. કેમકે એ વૈશ્ય માટે મેં ઘણું સાંભળ્યું છે.'

'મેં તમારાથી વધારે સાંભળ્યું છે.' કહી મશાલધારી આગળ બોલ્યો: 'એ વૈશ્ય દસ લાખ સુવર્ણમુદ્રાઓ લેવા આવ્યો હતો. એ જ નાલાયક માણસ ચન્દ્રાનન વિદ્યાપીઠમાં ઉતરી પોતાના રાજાની પ્રશસ્તિ કરતો હતો. એ જ મૂર્ખ માણસે ગૂજરાતના રાજા કરણ સોલંકીને ચઢાઇ કરવા ઉશ્કેર્યો અને અહીં લાવ્યો. વળી મેં એમ પણ સાંભળ્યું છે કે, પોતાના દેશની કોઇ એક વિધવાને તેણે પોતાના ઘરમાં રાખી છે. કેવો અપવિત્ર પુરૂષ !'

પહેલો યુવાન તરત બોલ્યો: 'મારું ચાલે તો હું એને આચાર્યની પર્ણકુટીમાં જઇ છૂપી રીતે નાકકાન વગરનો કરી પાછો આવતો રહું.' આ સાંભળી મશાલધારી ખડખડાટ હસવા લાગ્યો.

બીજા યુવાને ઊભા થતાં કહ્યું: 'વધારે વખત અહીં બેસી રહેશું તો નાહક આપણું કાર્ય અટકી પડશે અને મહારાજ ઉદયાદિત્યનો ઠપકો વિના કારણ આ મશાલચી પર ઉતરશે.'

મશાલચી ગભરાટસહ બોલ્યો: 'એવું ન કરશો. ઊઠો, તમે બંને તમારી ફરજ બજાવવા ઉપડો.'

બંને યુવાનોએ મશાલચી પાસેથી આગળ વધવા માંડયું. તેમની વાતચીત પરથી જણાતું હતું કે તેઓનું કાર્ય અસાધારણ હતું.

---

## પ્રકરણ ૨૯ મું

## ઇન્દિરા અને મહારાણી ગુમ?

'હવે આપણે અતુલ શેઠની રાહ જોવી ફોકટ છે.' ગૂર્જરેશ્વરે જ્યારે આ શબ્દો ઉચ્ચાર્યા, ત્યારે તેની સામે સેનાધ્યક્ષ અને મહામંત્રી બંને બેઠા હતા.

'મેં એક બાતમી મેળવી છે.' મહામંત્રી બોલ્યા.

સેનાધ્યક્ષે કહ્યું: 'મારી પાસે પણ એક સમાચાર આવ્યા છે.'

ગૂર્જરરાજે પોતાની બેઠક છોડી તંબૂમાં ટહેલવા માંડયું. એક દીવી બળતી હતી. પ્રકાશ પડતો હતો. આજુબાજુ થોડે સુધી સ્પષ્ટ જોઇ શકાતું હતું.

'હું ધારૂં છું કે માલવરાજે અતુલ શેઠને કેદ કર્યા છે.' રાજાએ પોતાનો મત પ્રદર્શિત કર્યો: 'એમને બંધનમુક્ત કરવાનો ઉપાય કરવો જોઇએ.'

મહામંત્રીએ સંમતિ આપી: 'ન કરીએ તો આપણું નાક ગયું ગણાય.'

સેનાધ્યક્ષ બોલ્યો: 'એટલું જ નહિ, પણ એમના જેવા દેશપ્રેમી માટે આપણે કાંઇ પણ ચિન્તા ધરાવતા નથી, એવો અર્થ નીકળે.'

રાજાએ ગંભીરતાથી કહ્યું: 'અતુલ શેઠને કેદ રાખવામાં આવ્યા છે, એ ચોક્કસ. મારું આ અનુમાન જરાય ખોટું નથી. તેમને કઈ જગામાં કેદ રાખવામાં આવ્યા હશે, તેની તપાસ કરાવવી જોઈએ. આ કાર્ય ઉતાવળે થવું જરૂરી છે.'

'યુદ્ધમાં પણ એમની ખોટ દેખાઈ આવે છે.'

'હા, દેખાઈ ગઈ છે. બે દિવસમાં મને સમજાયું છે કે તે અત્રે મોજુદ હોત તો તેની બુદ્ધિ ઉપયોગી નીવડ્યા વગર ન રહેત.'

બહારથી એક દાસી શિબિરમાં પ્રવેશી. તેને અવાક્ ઊભી રહેલી જોઈ રાજાએ પૂછ્યું: 'શું છે?'

'શ્વેત શિબિરમાં ઇન્દિરા નથી.'

'હેં! ' રાજાએ ચોંકીને પૂછ્યું: 'કેટલા વખતથી નથી?'

'સાંજ પહેલાં હતી.'

'અત્યાર સુધી આવી નથી?'

'ના, નથી આવી.' દાસીએ ધ્રૂજવા માંડ્યું હતું.

'આ ખબર વહેલા કેમ ન લાવી?' રાજાએ સહેજ રોષથી પૂછ્યું: 'મોડી કેમ આવી?'

'મારા મનને એમ કે તે આવશે. મેં અત્યાર સુધી રાહ જોઈ.'

ગૂર્જરરાજ, મહામંત્રી અને સેનાધ્યક્ષના મોં પર ચિન્તા ફેલાઈ હતી.

મહામંત્રી ઉદ્વેગસહ બોલ્યા: 'અતુલ શેઠને બંધનમુક્ત કરાવવાની યોજના વિચારવામાં આવે, એ પહેલાં આ કેવા માઠા સમાચાર મળે છે!'

સેનાધ્યક્ષે દાંત પીસી કહ્યું: 'મને લાગે છે કે માલવાના જાસુસોએ જ આ હલકું કાવત્રું કર્યું છે.'

રાજા બોલ્યો: 'કદાચ એમ પણ હોય.'

ત્રણે જણા વિચાર, શોક અને માર્ગ શોધનમાં એટલા બધા ઊંડા ઉતર્યાં હતા કે કેટલાય વખત સુધી કોઈએ કોઈને કાંઈ પૂછ્યું નહોતું. દાસી સજ્જડ બની જ્યાં ઊભી હતી, ત્યાં જ ઊભેલી દેખાતી હતી. પ્રસંગ બહુ જ વિચિત્રતા પ્રસરાવનારો હતો.

'આવતી કાલે પ્રભાત થતાં જ એવો હલ્લો કરીશ—' સેનાધ્યક્ષ ગુસ્સાથી ગાજી ઊઠયો: 'કે આજ સુધીમાં એવો ભયંકર હલ્લો કોઇ પણ સૈન્યના અધ્યક્ષે નહિ કર્યો હોય.'

ફરીથી શાંતિ પથરાવા લાગી. દરેક જણના મોં પરથી ઊંડા ભાવ જન્મીને અદ્દશ્ય થતા હતા.

સુવર્ણશિબિરના અંદરના ભાગમાંથી બીજી એક દાસી બૂમો પાડતી આવી રહી હતી. સૌ ચકિત થયા. ચોંકી ઊઠયા. તેની બૂમો શબ્દો વગરની હોવાથી વસ્તુસ્થિતિ સમજાય તેવી નહોતી. તે જ્યારે ગૂર્જરરાજ સન્મુખ આવી ત્યારે ઉતાવળે કાંઇક કહી દેવાનો પ્રયત્ન કરવા જતી હતી. કોણ જાણે શાથી, તેની જીભ ઉપડી નહિ. તેનાથી કશું બોલાયું જ નહિ.

બીજી દાસીની આ સ્થિતિ જોઇ તંબૂમાં બેઠેલા માણસોને નવાઇ લાગી.

'શું થયું છે, એ તો કહે.' રાજાએ શાંતિ જાળવતાં પૂછયું: 'એટલી બધી તું મુંઝાઇ શાથી ગઇ છે?'

આ ને આ પ્રશ્ન મહામંત્રી, સેનાધ્યક્ષ અને પહેલી દાસીએ તેને પૂછયો; પણ તે જવાબ આપી ન શકી.

મહારાણીની દાસી કોઇથી અજાણ નહોતી. મહારાણી માળવાની હદમાં છે કે પાટણમાં, તેની માહિતી બધાંને એકસરખી નહોતી.

અતુલ શેઠ માલવીઓના હાથમાં કેદ પકડાયાનું અનુમાન ગૂર્જર સામ્રાજ્યનું શાસન ટકાવનાર ત્રિપુટીને આઘાતરૂપ બન્યું હતું. આ વ્યથાનો ઉપાય યોજાયા પહેલાં શ્વેતશિબિરની દાસીએ આપેલા ઇન્દિરાના ગુમ થવાના ખબર મળ્યા હતા. આથી દરેકના દિલમાં અશાંતિ વ્યાપી હતી. શું બોલવું અને કોને શું પૂછવું તેની કોઇને સૂઝ પડી નહોતી.

મહારાણીની દાસી અવાક્ ઊભી હતી. તે શું કહે છે, તે સાંભળવા સારૂ દરેક વ્યકિત ઉત્સુક બની હતી. કેટલીય મુસીબતોને અંતે તે એટલું જ બોલી: 'મહારાણી નથી.'

આ ખબર સાંભળતાં જ રાજા કંપી ઊઠયો. મહામંત્રી અને સેનાધ્યક્ષના મનમાં પ્રશ્ન જન્મ્યો: 'મહારાણી અહીં આવ્યાં હતાં? ક્યારે? કોઇને હજી સુધી ખબર કેમ પડી નહિ? અને 'તે નથી' આ વાક્યનો અર્થ શો?'

રાજા પુતળા પેઠે સ્થિર થયો હતો. મહામંત્રીએ દાસીને પૂછયું: 'શું મયણુલદેવી અહીં આવ્યાં હતાં?'

'હા. આવ્યાં હતાં.'

'બહાર ગયાં છે?'

'કશી ખબર નથી.' દાસીએ હિંમત કરી જણાવ્યું: 'સાંજ પહેલાં મેં એમને તંબૂમાં જોયાં હતાં. તે પછી અત્યારસુધીમાં મેં એમને દીઠાં નહિ.'

ઇન્દિરા ઉપરાંત મહારાણી મયણુલ ગુમ થયાનું સૌએ માન્યું.

'કેટલી બધી ભયંકર ધાડ!' સેનાધ્યક્ષના મુખમાંથી ઉદ્‌ગાર નીકળ્યા: 'દુશ્મનો ભયાનકતાનો આશ્રય લઇ રહ્યા છે. હવે?–'

તેણે પળેક વિરમી ગર્જના કરી: 'વિકાળ અગ્નિ કોઇને નહિ છોડે?'

સેનાધ્યક્ષનું અંગ કાંપવા લાગ્યું, આંખો લાલાશથી છવાઇ ગઇ. રાજા સજ્જડ બની ઊભો હતો. મહામંત્રી મૂંગા બેઠા બેઠા દાંત કચકચાવવા લાગ્યા હતા.

---

## પ્રકરણ ૩૦ મું

### અંજાઇ ગયા

ચન્દ્રાનન વિદ્યાપીઠ સુધી પહોંચીએ નહિ, ત્યાંસુધી આપણે કાળના મુખમાંથી પસાર થવાનું છે, એમ સમજવું.

'ત્યાં પહોંચતાં પહેલાં હજી કેટલા સ્થળે સાવચેતી વાપરવી પડશે, તેની માહિતી તમને તો હશે જ.'

'ખાસ નહિ.'

'રસ્તાની તો ખબર હશે જ !'

'સામાન્ય રીતે.'

'મારા આવાસ આગળ જ્યારે તમે ટહેલતાં હતાં, ત્યારે મેં તમને જોયાં હતાં. પછી મેં તમને હસ્તસંકેત કરી મારી પાસે અંદર બોલાવ્યાં. તમે આવ્યાં. આપણે થોડી વાતચીત કરી. કોઇ ન સાંભળે, તેની આપણે સાવચેતી રાખી હતી. એ સમયે સાંજ વીતતી હતી. તમારા સૂચવવા પ્રમાણે આપણે ત્યાંથી નીકળી તમારા આવાસમાં આવ્યા, ત્યાં આપણે કેટલુંક મહત્વપૂર્ણ કાર્ય કર્યું અને તે પછી આપણે સાહસને માર્ગે પ્રયાણ કરવા માંડયું.' આટલું બોલી બીજા યુવાને પોતાના જોડીદારને પૂછ્યું: 'એ વખતે તમે શું બોલ્યા હતા તે તમને યાદ છે?'

જવાબમાં પહેલા યુવાને કહ્યું: 'હા બરાબર યાદ છે.'

'તો પછી એમ શા માટે કહો છો કે સામાન્ય રીતે?'

'અગાઉ એકવાર મારે આ તરફ આવવાનું થયું હતું, એ વખતે જેટલું મારા લક્ષમાં રહ્યું હતું તેટલું બધુંજ આપણને ઉપયોગી થશે.'

'આમ હિંમત ટકી રહે, એવી મજબુત વૃત્તિ રાખો તો સરસ !'

સીધો સરળ રસ્તો પુરો કરી તેઓ ચઢાણવાળી જગા આગળ આવી અટકયા.

'આ ઢગલા ઓળંગી જવા કઠિન છે, કેમકે રેતીમાં આપણા પગ ઊંડા ઉતરતા રહેશે.'

'કાંઇ હરકત નહિ.'

વીસથી પચીસ વાર જેટલો ઉંચાણુવાળો રેતીનો ઢગલો ઓળંગી બંને યુવાનો જ્યારે નીચે ઉતરતા હતા ત્યારે તેઓએ તેમનાથી થોડે દૂર એક નાની રાવટી દીઠી. તેમાં દીવો બળતો હોય એમ જણાતું હતું.

'અહીં આપણે પૂરતી સાવધાની રાખવાની છે.'

'રાવટીમાં કેટલા માણસો છે, તે જોઇ લેવાની જરૂર છે.'

'તદ્દન ખરું કહો છો.'

પહેલાએ સહેજ આગળ જઈ દૂરથી નજર કરી જોયું તો જણાયું કે રાવટીમાં એક દીવી બળતી હતી અને તેની આગળ બે પુરુષો સુતા હતા. બીજાએ પણ આ નિરીક્ષણ કરી લીધું.

'હું ધારું છું કે તેઓ જાગે છે.'

'એટલા માટે જ આપણે રાવટી પાસે જઈ ઊભા રહેવાની આવશ્યકતા છે.'

'જાગતા હશે તો આપણને પ્રશ્ન પૂછવામાં આવશે.'

બંને જણ રાવટી આગળ છેક નજીક આવી ઊભા રહ્યા. અંદર સુતેલા માણસો ઘસઘસાટ ઉંઘતા જણાતા હતા. બંને યુવાનો હજી બહાર જ હતા.

'એક કામ કરશું?' પહેલાએ પૂછયું.

જવાબમાં બીજાએ પ્રશ્ન કર્યો: 'શું?'

'આ લોકોને જગાડીએ.'

'એમ કરવાથી શો ફાયદો?'

તેઓએ અત્યાર સુધી ઘણા જ ધીમા અવાજે વાતચીત કરી હતી. એ જ રીતે અવાજ ન થાય તેમ પહેલાએ બીજાના કાન આગળ મોં રાખી કહ્યું: 'આપણે આચાર્યની કુટીરમાં પહોંચી શકીએ, એવું સાધન આ લોકો પાસેથી મેળવી શકશું.'

'શી રીતે?'

'વાતો કરીશું એટલે દાવમાં આવી જશે.'

સહેજ વિચાર કરી બીજા યુવાને પોતાનો અભિપ્રાય આપ્યો: 'ભલે, મને હરકત નથી.'

બીજી જ પળે પહેલા યુવાને બીજાને ઉદ્દેશી બૂમ મારી: 'મનોહરવર્મા! આ લોકો કેટલા બધા બેદરકાર છે!'

'માલવનાથની નોકરી કરે છે કે ઉંઘે છે?' બીજા યુવાને પોતાને મનોહરવર્મા તરીકે સ્વીકારતાં સહેજ ઠપકો આપતો હોય તેમ કહ્યું: 'ઇન્દુવર્મા! એ લોકોને જાગૃત કરો.'

રાવટીમાં સુતેલા બંને માણુસો મોટે અવાજે થયેલી વાતચીત સાંભળતાં જ જાગી ઊઠયા. તેઓ સફાળા બેઠા થયા, એ વખતે જ કલ્પી શકાયું હતું કે તેઓ તદ્દન ઉંઘી ગયા નહોતા, પણ તેઓને ઝોલાં આવ્યાં હતાં.

બહાર ઊભેલા યુવાનો માલવ મહારાજ તરફથી ચિકિત્સા કરવા નીકળેલા ચિકિત્સકો છે, એમ માની બંને જણાએ તેમને નમન કર્યું. શું બોલવું, તેની બેમાંથી એકેયને સૂઝ પડી નહોતી.

મનોહરવર્માએ પૂછયું: 'તમે લોકો આવી રીતે બેકાળજી થશો તો હું માલવમહારાજને કાને આ અપરાધ પહોંચાડયા વગર નહિ રહું.'

રાવટીમાં ઊભેલો એક જણ નમ્રતાથી બોલ્યો: 'યુવાન સરદાર! અમારી ભૂલ થઇ છે.'

બીજાએ પૂછયું: 'આપ સૈન્યચિકિત્સક તરીકે નીમાયા હશો.'

'ના.' મનોહરવર્મા બોલ્યો: 'હું અને આ ઇન્દુવર્મા શત્રુસૈન્યની નિરીક્ષા કરવા ગયા હતા. હાલ જ પાછા ફર્યા. તમને બેઉને રાવટીમાં ઉંઘતા જોઇ અમને દુઃખ થયું છે. કાંઇ નહિ, હવેથી સંભાળ રાખતા રહો.'

ઇન્દુવર્માએ તક જોઇ એ લોકોને કહ્યું: 'આ તો ઠીક છે કે અમે છીએ. અમારે બદલે શત્રુના માણસો હોય તો તમારી શી હાલત થાય?'

સહેજ વિરમી તેણે પૂછયું: 'અમારી સાથે એક માણસે આવવાનું છે.'

'કયાં?'

'ચન્દ્રાનન વિદ્યાપીઠમાં.'

'ભલે, આપ કહો તો હું આવું અથવા આ નારાયણકેતુ આવે.'

ઇન્દુવર્માએ કહ્યું: 'નારાયણકેતુ ભલે આવે.'

નારાયણકેતુનો દેખાવ મોટા સરદાર જેવો હતો. તેનું કપાળ ભવ્ય હતું. તેના મોંપર હમેશાં ક્રોધ ફરકયા કરતો. તેણે પોતાનો સરંજામ જે ઝોળામાં હતો, તે ઝોળો કાંધે ભરાવ્યો અને પોતાના સાથી તરફ જોઇ કહ્યું: 'સુભદ્રકેતુ! હું જ જાઉં છું.'

નારાયણે આગળ જવા માંડ્યું. ઇન્દુવર્માએ સુભદ્રને ઉદ્દેશી જણાવ્યું: 'અમારા બંનેના આગમનની વાત સેનાધ્યક્ષ સુદ્ધાંને ન જણાવશો. માલવમહારાજે અમને અમારું કામ છૂપી રીતે કરવાનું કહ્યું છે.'

'એમાં કહેવાનું હોય જ નહિ.'

રાવટી છોડી કેટલુંક ચાલ્યા પછી નારાયણે ઇન્દુવર્માને ઉદ્દેશી પૂછ્યું: 'આચાર્યજીની કુટીરમાં જઇને આપ કોને મળવા માગો છો ?'

'તેમાં એક કેદી છે ને—'

'હા, છે. હું જાણું છું. અતુલ નામનો પરદેશી વૈશ્ય છે.'

'પરદેશી નથી. છે તો દેશી જ. પણ ગુજરાતનો એટલે બીજા પ્રાન્તનો. આપણી સાથે જે પ્રાન્તની લડાઇ ચાલે છે ત્યાંનો.'

વળી થોડું આગળ ચાલ્યા પછી નારાયણે પૂછ્યું: 'આપનું નામ ?'

'મારું નામ ઇન્દુવર્મા.' પહેલા યુવાને કહ્યું: 'અને મારી સાથે મોજુદ છે તેનું નામ મનોહરવર્મા.'

બીજો યુવાન કેવું બોલે છે, તેનું ભાન નારાયણને રહ્યું નહોતું. પહેલાની વાતચીતપરથી નારાયણે માન્યું કે તેનો અવાજ ઘણો જ કોમળ છે, એનું કારણ વિચારવાનું તેને મહત્વભર્યું ન લાગ્યું. છતાં તે બોલ્યો: 'ઇન્દુવર્મા ! તમને વિનોદ અપ્રિય ન હોય તો હું એક વાત કહું !'

'કહો, મને વિનોદ પ્રિય નથી; છતાં તમારી વાત સાંભળીશ.'

'આપનો અવાજ મૃદુ છે.'

'સ્ત્રી જેવો, નહિ ?'

'જી હા.' તેણે સહેજ ઝંખવાઇને કહ્યું: 'આપને ખોટું નથી લાગ્યુંને !'

ના. જરાય નહિ. તમે ખોટું બોલ્યા જ નથી. અમારા બેઉમાં તમે કહી તે પ્રકારની ખૂબી છે. એને લીધે જ માલવ મહારાજે અમને શત્રુઓની સૈન્યચિકિત્સાનો જવાબદારીભર્યો ભાર સોંપ્યો છે.'

મનોહરવર્માએ પોતાના સાથીદારના કથનને સંમતિ આપવાના હેતુથી જણાવ્યું: 'નારાયણ ! અમારા પર જે બોજો મૂકાયો છે, તે પાર પાડવામાં અમને અમારા સ્ત્રી જેવા અવાજે બહુ મદદ કરી છે. અમે

ઓ જેવાં કપડાં પહેરી ઘણીવાર ગૂર્જરસૈન્યના વ્યૂહની બાતમી મેળવી છે. આપણા લશ્કરના અધિકારીઓમાં કોણ વફાદાર છે અને કોણ ફગી જાય તેવા છે, તેનું તારણ પણ અમે ઓવેષથી જ કરી શકશું.'

નારાયણકેતુ વિસ્મયપૂર્વક બોલ્યો: 'માલવમહારાજે પોતાના તરફથી જે તપાસકાર્ય કરાવવા માંડ્યું છે તે કાર્ય માટે આપ જેવા યુવાનોની પસંદગી જ યોગ્ય છે.'

અચાનક એક ઝાડ આગળ અટકી નારાયણકેતુએ કહ્યું: 'સામે દેખાય છે એ જ પર્ણકુટી.'

ઇન્દુવર્મા હસીને બોલ્યો: 'મને બતાવવાની જરૂર નથી. એ પર્ણકુટી મેં ઘણીવાર જોઇ છે.'

'ત્યારે આપ મને આપની સાથે શા સારૂ લાવ્યા?'

'તે બધું વિગતવાર હું તને સમજાવું છુ.' કહી ઇન્દુવર્મા મૂંગો રહ્યો.

બેએક પળો પછી તેણે નારાયણકેતુને ઉદ્દેશી ધીમેથી કહ્યું: 'અમે તારા હાથ નીચેના સૈનિકો છીએ, એમ તારે કહેવાનું છે.'

'પર્ણકુટીનો રક્ષક મારૂં કહેવું નહિ માને તો?'

'નહિ માને તોપણ શું? એ કાંઇ તારી નોકરી લઇ શકે તેમ છે? અમે ક્યાં તારી પીઠ પાછળ ઊભા નથી?'

'ભલે, આપ કહો છો તે પ્રમાણે આપને ઓળખાવીશ. પણ આપ કરવા શું ઇચ્છો છો?'

'એ હું તને કહી શકીશ નહિ.' ઇન્દુવર્માએ તેના પર પોતાના છૂપા અધિકારની છાપ પાડતાં કહ્યું: 'તારે ફરીથી મને આ સવાલ ન પૂછવો.'

'જેવી આજ્ઞા.'

ઇન્દુવર્માએ સહેજ વિચારી નારાયણને કેટલીક સૂચના આપી. તેણે કેટલી વાતચીત કરવી, શું બોલવું વગેરે સમજાવ્યું. નારાયણે બધું કબૂલ્યું.

કેટલીકવારે ત્રણે જણા પર્ણકુટી આગળ આવી પહોંચ્યા.

## પ્રકરણ ૩૧ મું

## અતિથિ કે કેદી ?

'નિહાલના ખેડૂતને જે ઘાતકીએ વિદાર્યો છે, તે જ્યાંસુધી પ્રકટ નહિ થાય, ત્યાંસુધી મારૂં સ્થાન આ પર્ણકુટીમાં છે.' અતુલે તેની સામે ઊભેલા રક્ષકને ઉદ્દેશી કહેવા માંડ્યું: 'આ એક બહાનું નથી? પ્રપંચ નથી? રાજનીતિને કલુષિત કરનારો દાવ નથી ?'

પર્ણકુટીના રક્ષકે જવાબ ન આપ્યો.

'તારૂં નામ ઉત્તંક, ખરૂં ?'

'જી, હા.'

'તું આ વિદ્યાપીઠનો વિદ્યાર્થી છે, ખરૂં ?'

'જી, હા.'

'મારી દેખરેખ રાખવાનું કામ તને પણ સોંપાયું છે, નહિ ?'

'જી હા. રાતનો પહેલો પ્રહર શરૂ થયાથી તે બીજો પ્રહર પુરો થાય ત્યાં સુધી આપની દેખરેખ હું જ રાખું છું.'

'આચાર્યજી અહીં ક્યારે આવશે ?'

'મને ખબર નથી.'

'યુદ્ધ ચાલે છે કે તું જુઠ્ઠું બોલે છે ?'

'હું જુઠ્ઠું કદી પણ બોલ્યો નથી. મેં ગૂર્જરનાથને સંદેશો પહોંચાડ્યો હતો. એમણે ચઢાઇ કર્યાને આજે પાંચમો દિવસ છે.'

'કોની જીત થશે ?'

'હું ઇચ્છું છું કે ગૂર્જરેશ્વર અહીં પાણી ગુમાવી પાછો જાય.'

અતુલે દાંત કચકચાવી મુક્કો ઉગામ્યો, બોલ્યો: 'હું ઇચ્છું છું કે માળવાનું શૌર્ય જગતમાં દીવા જેવું–જેવું છે તેવું પ્રકટ થઇ જાય.'

ઉત્તંકે હસીને કહ્યું: 'તમારે મોંએ આવા જ શબ્દો શોભે. પણ ગૂજરાત નહિ જીતે.'

'મને અહીંથી જતો રહેવા દે. પછી બતાવી આપું.'

'પલાયન થઈ જવું સારૂ કહેવાય ?'

'ફસાવવાનું કાર્ય સારૂ કહેવાતું હશે.'

'એ તો રાજનીતિનો એક પ્રકાર મનાય છે.'

'એવી અજમાયશ કરનારનો પંજો પીંખી પલાયન થવું, એ પણ કૂનેહનો એક પ્રકાર ગણાય છે.'

'ત્યારે જતા કેમ નથી?' ઉત્તંક ખડખડ હસ્યો, બોલ્યો: 'અતુલ શેઠ! શક્તિ હોય તો પલાયન થઈ શકો છો.'

અતુલે જવાબમાં કરડી આંખે જોવા માંડયું.

ઉત્તંક બોલ્યો: 'હું એમ બી જાઉં એવો નથી. અતુલ શેઠ! અત્યારે તમારી દેખરેખ રાખનાર ફક્ત હુ જ છું.'

'મને મૂર્ખ બનાવવાનો પ્રયત્ન શા માટે કરે છે?' અતુલે ગુસ્સાથી કહ્યું: 'મારી સમક્ષ તું એક ઊભો છે. પણ આટલામાં બીજા પાંચથી છ સૈનિકો ફરતા હશે.'

ઉત્તંકે હસીને જવાબ દીધો: 'કદાચ તમારી માન્યતા ખોટી હોય તોપણ તમે પલાયન થઈને કયાં સુધી જવાના હતા?'

પછી ગંભીરતાથી તેણે પૂછયું: 'હું આપને પૂછવા આવ્યો હતો.'

'કઈ બાબતમાં?'

'થોડીવાર પહેલાં આપની આગળ ભોજન લઈને એક નોકરડી આવી હતી, તેને તમે ઠપકો આપ્યો, તે બાબતમાં.'

'શું કહેવાનું છે, કહો.'

'નોકરડીની ભૂલ થઈ હોય તોપણ તમારાથી ઠપકો ન દેવાય.'

'હું કેદી છું, માટે?'

'નહિ. આપ અતિથિ છો, માટે.'

'હજી પણ હું અતિથિ?' અતુલે વિકરાળ હાસ્ય કરતાં કહ્યું: 'મને ખબર હતી જ કે તમે લોકો જરાય કાચા નથી. પણ આટલા બધા પાકા હશો, તે ખબર હવે પડે છે.'

'ઉત્તંકે પૂછયું: 'આપને કોઈ અગવડ હોય તો કહી દેજો. છે?'

'ના.'

'કામકાજ હોય તો મને હાક મારજો.'

અતુલે માથું હલાવતાં કહ્યું: 'ભલે. તમારે જવું હોય તો જાવ. યજમાનના નોકરને વધારે તકલીફ ન થાય, તેટલા ખાતર મારે તમને જવાની રજા આપવી પડે છે.'

'ખૂબ છો.' કહેતો ઉત્તંક પર્ણકુટી છોડી બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૩૨ મું

## કાકો ભત્રીજો

પર્ણકુટીમાંથી બહાર નીકળી ઉત્તંક ચન્દ્રાનન વિદ્યાલયના વિશાળ ચોગાનમાં ટહેલવા લાગ્યો. ચોગાનના પ્રવેશદ્વાર આગળ ત્રણ જણાને ઊભેલા જોઇ, તે તેમની સામો ગયો.

'કોણ?' નારાયણકેતુને જોતાં જ ઉત્તંકે પૂછ્યું: 'માલવીસેનાના માર્ગરક્ષક!'

જવાબમાં તેણે સાશ્ચર્ય પ્રશ્ન કર્યો: 'શું તું અહીં છે?'

'જી, હા. કાકા! આ બે યુવાનો કોણ છે?'

'મારા હાથ નીચે રહેલા સૈનિકો.'

'ભોખરા પરની રાવટીમાં સૈનિકો રાખવાની જરૂર પડી ખરી.'

'હું એક અગત્યના કામે આવ્યો છું.' કહી નારાયણે પૂછ્યું: 'તારી દેખરેખ ક્યાં સુધી રહેવાની છે?'

'પુરી થવા આવી છે.'

'તારી જગાએ કોણ આવવાનું છે?'

'ત્રિભુવન.'

'તારો પિતરાઇ બન્ધુ કે?'

'જી, હા. કહો, આપ ક્યા અગત્યના કામ માટે આવ્યા છો?'

જવાબમાં નારાયણકેતુએ ગંભીરતાથી જણાવ્યુંઃ 'આ બે યુવાનો રાજકેદીની મુલાકાત લેવા માગે છે.'

'મારાથી બની શકે નહિ.'

'કારણ ?'

'આચાર્યને જાણ થવા પામે તો મારો શિરચ્છેદ કરે.'

'શું તારા પ્રાણની કીંમત મને નહિ હોય ?' નારાયણકેતુએ તેને ખાત્રી આપતાં કહ્યુંઃ 'ઉત્તંક ! તું જે વસ્તુથી ડરે છે, એવો સમય કદાપિ નહિ આવે. અને આવશે તો હું કહીશ કે અપરાધ મારો છે.'

આ સાંભળી ઉત્તંક કાંઇ પણ બોલ્યા વિના વિચારવા લાગ્યો. તેણે બંને યુવાનોના મોં તરફ તાકીને જોયા પછી પોતાના કાકા નારાયણકેતુને પૂછ્યુંઃ

'રાજકેદીની મુલાકાત લેવાની આ લોકોને જરૂર શી છે ?'

પ્રત્યુત્તરમાં નારાયણ બોલ્યો : 'તારા પ્રશ્નનો જવાબ મળી શકે તેમ નથી.'

'હાથે કરીને આપત્તિ વહોરવાનો વખત ન આવે, સંભાળજો.' કહી ઉત્તંકે જણાવ્યુંઃ 'આપની ઊંડી મતલબ હું સમજી શકતો નથી. તમે મને સમજાવી શકતા નથી. કોઇ ચિન્તા નહિ. જે થવાનું હશે તે થશે. ખુશીથી તમે તમારા બેઉ સૈનિકોનો મેળાપ રાજકેદી સાથે કરાવી આપો.'

આટલું બોલી ઉત્તંકે ચોગાનના દરવાજા પરથી અંદરના ખુલ્લા વિભાગમાં પાછું ફરવા માંડ્યું.

ઉત્તંક તેમની આગળથી ઘણે દૂર જતો રહ્યો. તે પછી ઇન્દુવર્માએ નારાયણને ઉદ્દેશી આસ્તેથી કહેવા માંડ્યુંઃ 'જુઓ, તમારૂં ભાગ્ય બળવાન જણાય છે. તમારે હસ્તે એક અતિશય પવિત્ર કાર્ય થવા માંડ્યું છે. ન્યાયને પુષ્ટિ આપે એવું કાર્ય કરનાર માણસને બદલો મળ્યા વગર રહેતો નથી. તમને પણ સુંદર બદલો મળશે જ.'

પળેક વિરમી તેણે આગળ કહ્યું: 'હું અને મારો સાથી આ મનોહરવર્મા પર્ણકુટીમાં દાખલ થશું. તમે કુટીરની બહાર બેસજો. જ્યારે અંદરના ભાગમાંથી 'આવો' શબ્દ તમારે કાને આવે ત્યારે તમે ક્ષણનો પણ વિલંબ ન કરતાં અંદર આવજો.'

નારાયણને આવાક્ ઊભેલો જોઇ ઇન્દુવર્માએ પૂછ્યું: 'શું વિચાર કરો છો?'

'કાંઈ નહિ, સહેજ.'

'હજી પણ તમને ભય લાગે છે, નહિ?'

'હા. ભય લાગે છે.' નારાયણે ઊંડા શ્વાસ ખેંચતાં જવાબ દીધો: 'પણ ફક્ત મારે હાથે અનર્થ થઇ જાય નહિ, તેટલા પુરતો જ.'

'કહું?' શબ્દ પર ભાર દેતાં ઇન્દુવર્માએ કહ્યું: 'તમારે હસ્તે કોઇપણ સત્યપ્રેમીને પસંદ પડે એવું કાર્ય થયું મનાશે.'

'તમારા ગૂઢ વાકયનો અર્થ હું બરાબર સમજી શકતો નથી.'

'તમને મોટામાં મોટો ડર કોનો છે?'

'રાક્ષસનો.'

'કર્તવ્યદ્રોહ એટલે રાક્ષસ, નહિ?'

'એ જ રાક્ષસ. એના સિવાય રાક્ષસ જેવી વસ્તુ છે જ નહીં.'

ઇન્દુવર્માએ પ્રતિભાપૂર્વક કહ્યું: 'નારાયણ દાદા! તમારો અંતરાત્મા નારાજ નહિ થાય. હાલ જે કાર્ય છૂપું છે, તે કાર્ય ખુલ્લું થયા પછી તમને સત્કાર યોગ્ય જણાશે. તમે જ કહેશો કે દિલનો ડર કાઢી નાખી જે કર્યું તે ધર્મને અનુસરતું છે.'

આ શબ્દોની અસર થયા વિના ન રહી. નારાયણના મોં પરનો ભયાત્મક ભાવ અદૃશ્ય થયો, ને નિર્ભયતા પ્રસરવા લાગી. તેણે સાનંદ ઉચ્ચાર્યું: 'ઇન્દુવર્મા! તમારું સૂચન સ્વીકારવામાં હવે મને જરાય બીક નથી.'

પછી તે બોલ્યો: 'ચાલો.'

## પ્રકરણ ૩૩ મું

### વેષપલ્ટો; કેટલો ઉપયોગી?

ઉત્તંક ગયા પછી અતુલ એકલો બેઠો હતો. વિચારોએ તેના મગજની આસપાસ પરિભ્રમણ કરવા માંડયું હતું. યુદ્ધ ચાલી રહ્યું હોય એવા વખતમાં પોતાના જેવા યુદ્ધનીતિના અભ્યાસીએ શત્રુના બંધનમાં પડી રહેવું છાજે? આ પ્રશ્ન પળે પળે તેને મૂંઝવ્યા કરતો હતો.

દ્વારપ્રદેશ પરથી કોઈના આગમનનો પગરવ સંભળાયો. તેણે દૃષ્ટિ ફેરવી જોયું. કોઈ બે વ્યક્તિઓ તેના તરફ આવતી હતી.

બે યુવાનોને સમીપ આવી ઊભેલા જોતાં જ અતુલે કંટાળીને કહ્યું: 'ઉત્તંક આવીને થોડીવાર પહેલાં જ અહીંથી ગયો. તમે ન આવ્યા હોત તો ચાલત.'

'અમારો છૂટકો નહોતો.'

ઈન્દુવર્માએ આપેલો જવાબ સાંભળી અતુલ સહેજ ચોંકયો. તેના અવાજમાં રહેલી કોમળતાએ તેનું લક્ષ ખેંચ્યું હતું.

'ઉત્તંકના હાથ નીચેના સૈનિકો છોકરી જેવા કેમ છે?' અતુલે પૂછેલા આ સ્પષ્ટ પ્રશ્નથી મનોહરવર્માથી હસી જવાયું. તે બોલ્યો: 'તમે અમને અહીંના રખેવાળ ધાર્યા કે શું?'

'તમે રખેવાળ નથી તો કોણ છો?'

અતુલના આ સવાલના જવાબમાં મનોહરવર્માએ સહેજ પાસે આવી કહ્યું: 'હું છું.'

મનોહરવર્માએ ઉપલું વાકય પોતાના કુદરતી અવાજે ઉચ્ચાર્યું હતું. અતુલ વિસ્મિત નેત્રે તેના સામે જોઇ ધીમે સ્વરે બોલ્યો: 'કોણ મહારાણી મયણલદેવી! મારી ધર્મ માતા!'

'તમે મારે માટે પહાડ તોડવા જેટલું જોખમ ઉઠાવ્યું, એની ગણત્રીમાં મારું અહીં આવવું—' તે વધારે બોલી શકી નહિ.

અતુલના વિસ્મયનો પાર ન હોતો.

'હું એકલો આવ્યો નથી.' મયણલ્લદેવીએ કહ્યું: 'મારી સાથે આ એક મિત્ર છે. એનું નામ ઇન્દુવર્મા. એણે જ આ સાહસ ઉઠાવ્યું છે. હું તો માત્ર એનું અનુકરણ કરૂં છું.'

અતુલ કાંઇ પણ વિચારે, બોલે એ પહેલાં જ ઇન્દુવર્માએ તેના કાન આગળ મોં લાવી મંદસ્વરે કહ્યું: 'ઇન્દિરાને તમે ન ઓળખી શકયા તો બીજા કોઇની તાકાત શી કે પારખી શકે!'

અતુલ મૂંગો હતો. વિચાર કરતો હતો. તે બોલ્યો: 'વેષપરિવર્તન કરવાની કલા કેટલી ઉપયોગી છે, તેની મને આટલી બધી ખબર નહોતી. મહારાણીમાં એ શક્તિ છે, જે પોતાને અને પોતાની સખીને કાંટાની વાડમાંથી સહીસલામત બચાવી લઇ જઇ શકે. વાહ!'

પછી અતુલે મનોહરવર્માના પગમાં માથું મૂકી કહ્યું: 'આપ સેવાની કદર કરી જાણો છો.'

ઇન્દુવર્માએ ધીમેથી બોલતાં જણાવ્યું: 'અતુલશેઠ! હું અને મારી જીવનસખી તમને લઇ જવા આવ્યાં છીએ.'

'અહીંથી મને શી રીતે લઇ જઇ શકશો?'

'એનો રસ્તો મેં અગાઉથી જ નક્કી કરી રાખ્યો છે.' કહી ઇન્દુવર્માએ મનોહરવર્માની સામે જોઇ કહ્યું: 'તમારી સાથે વેશ બદલવાની સામગ્રી નહિ હોય.'

'કયાંથી હોય?' મનોહરવર્મા બોલ્યો: 'એ બધું મેં તમને સોંપ્યું હતું.'

ઇન્દુવર્માએ પોતાના માથા પરની પાઘડી ઉતારી હસીને કહ્યું: 'હું ભૂલી ગયો હતો.' કહી તેણે પાઘડીના આંટા વચ્ચે ગોઠવી મૂકેલી ત્રણેક નાની દાબડીઓ બહાર કાઢી મનોહરવર્માને આપી.

'અતુલશેઠનો ચહેરો જેટલો બદલે તેટલો બદલાવો.' કહી ઇન્દુવર્માએ દ્વાર તરફ જવા માંડયું. તેણે હાથની ઇશારતથી સમજાવ્યું કે તે બહાર ઊભેલા નારાયણ પાસે જાય છે.

ઇન્દુવર્મા બહાર ગયા પછી મનોહરવર્માએ અતુલેશનો ચહેરો બદલવા માંડયો. જેમ જેમ તેના ચહેરા પર ફેરફાર થવાનું તે જોતો ગયો તેમ તેમ તે હિંમતમાં આવવા લાગ્યો હતો. કેટલીકવાર પછી મનોહરવર્માએ કહ્યું: 'આ દર્પણ.'

કહી તેણે પર્ણકુટીમાં એક બાજુએ પડેલી ત્રાંબાકુંડી તરફ હસ્તનિર્દેશ કર્યો. અતુલે તેની પાસે જઇ તેમાંના પાણીમાં પોતાનું મોં જોયું.

પોતાના મોંની આકૃતિમાં ઘણો જ તફાવત પડી ગયેલો જણાયો. આથી તે રાજી થયો, બોલ્યો: 'હવે કપડાં બદલવાનો ઉપાય ?'

'બધુંય થઇ રહેશે.'

---

## પ્રકરણ ૩૪ મું

### રાજા પ્રત્યે અંધ ભાવના

**ના**રાયણકેતુ બહાર ઊભો ઊભો પહેરો ભરતો હતો. ઇન્દુવર્માને સામે આવેલો જોઇ તેણે પૂછ્યું: 'કેમ, આપનું કાર્ય થઇ ગયું ?'

'ના. બાકી છે, કામ જેવું તેવું નથી.'

'એ તો હું જોઇ શકું છું. પણ કામની વિગત મને શા માટે કહેતા નથી ?'

'માલવમહારાજે અમને આજ્ઞા કરી છે કે સંપૂર્ણ રીતે સાવચેત રહેવું. દરેક બીના બધાથી ગુપ્ત રાખવી.'

આ સાંભળી નારાયણની જિજ્ઞાસા વધવા પામી. તે બોલ્યો: 'મહારાજે તમને આવી સૂચના કરી જ હશે. કેમકે કામગીરી પણ એવી જ છે.'

'એક માણસ એક ભેદ જાણી ગયો હોય તો તે બીજાને કહે. બીજો ત્રીજાને કહે અને એ પ્રમાણે ભેદ ભેદ જ ન રહે.'

'તદ્દન ખરૂં કહો છો. પણ હું કોઇને કહું તેવો નથી.'

નારાયણકેતુના મગજ પર જામેલી પોતાની કામગીરીની છાપ વધારે મજબૂત કરવાના ઉદ્દેશથી ઇન્દુવર્માએ કહ્યું: 'તમારા જેવા

સમજુ માણસને મારી કામગીરી કહી દેવામાં મને જરાય હરકત નથી; પણ મને ભય રહે છે.'

'મારા સંબંધમાં ભય?'

'હા. ફક્ત એટલો જ કે ન કરે નારાયણ અને તમે ભૂલેચૂકે મારી કામગીરીની વાત માલવસેનાના અધ્યક્ષો, સુભટો અને મહામંત્રી કે આચાર્ય આગળ કહી દો તો પંચાત થયા વિના ન રહે. કેમકે એ વાત ચારેબાજુ ફેલાઈ જાય. અને એવું થવા પામે તો માલવમહારાજ અમને બેઉને ઠાર મારે.'

'હું સોગન લઉં છું. ઇન્દુવર્મા! તમારી કામગીરીની વાત હું કોઈને નહિ કહું.'

નારાયણકેતુએ લીધેલા સોગનથી ઇન્દુવર્મા મનમાં ઘણો જ ખુશી થયો. એક ક્ષત્રિય પોતાના શબ્દોનું મૂલ્ય કેટલું સમજતો હોય છે તેની ઇન્દુવર્માને પૂરતી માહિતી હતી. સોગન તોડવાનો વખત આવતાં માત્ર ક્ષત્રિયો જ નહિ પણ બધા જ આર્યો પોતાના આયુષ્યની દોરી તોડવામાં મહત્તા માનતા હતા, આ બીના ઇન્દુવર્માથી અજાણ નહોતી.

'ઇન્દુવર્મા! તમારા જેવા બાહોશ ગુપ્તચરને પોતાની પાસે રાખવાની ફ્નેહ માલવમહારાજની બુદ્ધિનું માપ બતાવનારી છે. ધન્ય છે, માળવાના દીર્ઘબુદ્ધિ રાજા ઉદયાદિત્યની શક્તિને!' નારાયણકેતુ બોલે જતો હતો: 'જે રાજા તમારા જેવા કાબેલ ગુપ્તચરો મારફત પોતાના અને શત્રુના સૈન્યનું તદ્દન ગુપ્ત રીતે નિરીક્ષણ કરાવી શકે છે, તે રાજા કેટલો બધો ચપળ હશે!'

તેના આ શબ્દો સાંભળી ઇન્દુવર્માએ માન્યું કે પોતાના દરેક કાર્યને નારાયણકેતુ વિશ્વાસુ નેત્રથી જુએ છે.

'અમારી કામગીરી શત્રુઓના બુદ્ધિસ્તંભને હંમેશ માટે કેદ રાખનારી છે.'

'બુદ્ધિસ્તંભ તે કોણ?'

'અતુલશેઠ.'

'તમે લોકો અતુલશેઠને અહીંથી ક્યાં લઈ જવા માગો છો?'

'જ્યાં તમે કહો ત્યાં. તમારા ધ્યાનમાં કોઇ એવું સ્થળ છે, જે તદ્દન ગુપ્ત હોય!'

'આચાર્યથી પણ ગુપ્ત ?'

'હા.' કહી ઇન્દુવર્મા પ્રતિભાસૂચક સ્વરે બોલ્યો: 'સ્થાન એવું જોઇએ જેની માહિતી આપણા એક પણ સૈનિકને ન હોય. જો આવું સ્થાન તમે મને બતાવો તો હાલ જ આપણે અતુલશેઠને તે સ્થાનમાં લઇ જઇ કેદી બનાવીએ. પછી હું અને મારો જોડીદાર માલવમહારાજ સાથે ગુપ્ત રીતે તે સ્થાનમાં એકવાર આવશું.'

'આચાર્ય જ્યારે પોતાની પર્ણકુટીમાં અતુલશેઠને નહિ જુએ ત્યારે ?'

'ત્યાર પહેલાં એવી અફવા ફેલાવવી કે અતુલશેઠ પલાયન કરી ગયા.' કહી ઇન્દુવર્મા આગળ બોલ્યો:

'અતુલશેઠને માલવરાજ્યે કેદ રાખ્યો છે, એવો દોષ દુનિયા માલવપતિને માથે મૂકી ન શકે. માલવપતિ પોતાના શત્રુનો બુદ્ધિસ્તંભ જકડે છે–બીએ છે, એવું કોઇ બોલી ન શકે. ગૂર્જરસૈન્યમાં નકામો ઉશ્કેરાટ વધવા ન પામે–તિરસ્કાર થવા ન પામે. અતુલશેઠ જેવા યુદ્ધ-નીતિજ્ઞની મદદથી ગૂર્જરસેના હમેશ માટે વંચિત રહે; આ બધા હેતુ અમારી કામગીરી પાછળ છૂપાયા હોય, એમ તમને નથી લાગતું ?'

આ સાંભળી નારાયણકેતુ ચિત્રવત્ બન્યો. કેટલીકવારે સચેત થઇ તેણે કહ્યું: 'માલવમહારાજ વિસ્મયની છૂપી પ્રતિમા છે. વાહ!–' પછી તે બોલ્યો: 'મને કોઇ પણ પ્રકારની સૂચના કરતાં અચકાશો નહિ. હું દરેક રીતે તમારા કાર્યમાં મદદ કરવા તૈયાર છું.' નારાયણના આ શબ્દો સાંભળી ઇન્દુવર્માના મોં પરથી એક આનંદવાદળી પસાર થઇ ગઇ. તેણે તેને ફરી એક વખત પૂછ્યું: 'હું કહું છું, તેનો ભાવાર્થ સમજ્યા ?'

'હા. તમે બંને છૂપી રીતે અહીંથી અતુલશેઠને લઇ જવા આવ્યા છો અને તેને એવા ગુપ્ત સ્થાનમાં કેદ રાખવા ઇચ્છો છો કે જે સ્થાન કોઇએ જોયું ન હોય.'

'એવું કોઇ સ્થાન બતાવવાની મદદ કરી શકશો ?'

'સ્થાન હોય તો બતાવું ને?' નારાયણ બોલ્યો: 'મારા ધ્યાનમાં નથી.'

ઇન્દુવર્મા તેના કપાળનું નિરીક્ષણ કરતો હતો; એ જોઇ તેણે આગળ કહ્યું: 'તમારા ધ્યાનમાં તમે કહો છો, એવું ગુપ્તસ્થાન હશે જ તો!'

'જી.'

'તો પછી અતુલશેઠને તેમાં જ લઈ જઇ પૂરી દો ને!'

'તે તો છે જ. પણ તમારાથી...'

નારાયણ વચ્ચે જ બોલ્યો: 'મારાથી એ કાર્ય બની શકે તેવું હોય તો માલવમહારાજના ગુપ્તચરને હું બતાવ્યા સિવાય રહું ખરો કે?'

ઇન્દુવર્માએ ગંભીરતાથી કહ્યું: 'વાહ! એ શું બોલ્યા? મને તમારા પર વિશ્વાસ છે, માન છે. યાદ રાખજો કે એક દિવસે તમારી આ સેવાનો બદલો ઉજ્જયિનીના પ્રભુ તરફથી ઉઘાડી રીતે મળશે.'

આટલું કહી તે પર્ણકુટીમાં જતો રહ્યો.

થોડીવારે તેણે ફરીથી બહાર આવી નારાયણને કહ્યું: 'તમારી પાઘડી, અંગરખું અને દુપટ્ટો આપવાં પડશે.'

'અતુલશેઠને મારા કપડાં પહેરાવવાં હશે!'

'હા. તેમ કર્યા વગર ચાલે તેમ નથી.'

નારાયણે હિંમતથી પોતાના કપડાં ઉતારી ઇન્દુવર્માના હાથમાં આપ્યાં.

'આ કપડાં તમારે પાછાં જોઇશે, ખરું?'

'નાહ મળે તોપણ ચાલશે.'

'તમે તમારી રાવટીમાં પહેરણભર ઉઘાડે માથે જઇ શકશો?'

'એમાં મને શી હરકત નડવાની હતી?'

'સુભદ્ર તમને તમારા શિરઆણ બાબતમાં કાંઇ નહિ પૂછે?'

'બધું પૂછશે.'

ઇન્દુવર્માએ તેના પરની પોતાની લાગણી દેખાડવાનો યત્ન કરતાં પૂછ્યું: 'તમે શો જવાબ આપશો?

'ફક્ત એટલો જ કે હું જણાવી શકતો નથી.'

'ઉત્તંક પેઠે તે પણ તમારી આજ્ઞામાં હશે.'

નારાયણે માથું હલાવી કહ્યું: 'સુભદ્ર અને ઉત્તંક પિતા પુત્ર છે.'
'શું કહો છો ?'
'હા, સુભદ્ર મારો ભ્રાતા છે.'

નારાયણ સાથે ઘણી વાતો કર્યા પછી ઇન્દુવર્મા તેની અક્રમ મનોવૃત્તિ પર ઘણો જ ખુશી થયો. તેની સમજણ માટે પણ તેના મનમાં ઉંડી છાપ પડી.

'પોતાના રાજા પ્રત્યે નારાયણના હૃદયમાં કેટલી બધી શ્રદ્ધા અને ભાવના છે ? ભાવના અને શ્રદ્ધાને જે ચક્ષુઓ હોય છે, તે ચપળ હોતાં નથી, જડ હોય છે. પ્રણય, ધર્મ, કોમ અને જ્ઞાતિ પ્રત્યે આંધળી શ્રદ્ધા ધરાવનારા માણસો જગતમાં સંખ્યાબંધ છે. નારાયકેતુના હૃદયમાં રાજા પ્રત્યે અગાધ ભાવના ભરી છે.' આવી મતલબના વિચારો ઇન્દુવર્માને થયા વિના રહ્યા નહિ.

કેટલીક વાર પહેલાં તેના મનમાં શંકા જન્મી હતી, કે નારાયણ બધી જ બાબતોનો સ્વીકાર શા સારૂ કર્યે જતો હશે ? તેને એમ પણ થતું હતું કે કદાચ નારાયણ બધી બાબતોમાં હા એ હા કરે છે, તે ઉપર ઉપરની જ કેમ ન હોય ?

પણ જ્યારે નારાયણે પોતાનાં વસ્ત્રો આપવાની આનાકાની ન કરી ત્યારે ઇન્દુવર્માને તેના સહકાર તરફ પૂરતો વિશ્વાસ બેઠો.

નારાયણના વસ્ત્રો લઇ ઇન્દુવર્મા પર્ણકુટીમાં આવ્યો. તેણે તેની સાથે થયેલી બધી જ વાતચીતનો સાર મનોહર તથા અતુલ આગળ વ્યક્ત કર્યો.

ઇન્દુવર્માની તીવ્ર બુદ્ધિ પ્રત્યે મનોહરના હૃદયમાં શ્રદ્ધા હતી, તેમાં ઘણો જ વધારો થયો. એક વિધવા તરૂણી મહાન પુરૂષો ન કરી શકે તેવું ભગીરથકાર્ય પાર પાડે છે, એ જાણી મનોહરના મોં પર ગર્વ પ્રસર્યો.

અતુલે નારાયણનાં વસ્રો પહેરી લીધા પછી ઇન્દુવર્માએ મોટે અવાજે બે અક્ષરો ઉચ્ચાર્યા : "આવો."

થોડી જ વારમાં નારાયણ અંદર આવી ઊભો રહ્યો.

## પ્રકરણ ૬૫ મું

## ભોળપણની અતિશયોક્તિ

નારાયણના મોં સામે જોઇ ઇન્દુવર્માએ સંકેત કરતાં કહ્યું: 'અતુલશેઠને અહીંથી લઇ જવાના છે.'

નારાયણે પણ તેવો જ સંકેત કરતાં પૂછ્યું: 'ક્યાં?'

'ગૂર્જર છાવણીમાં.'

'તો શું એમનો વેશ બદલી છોડી મૂકવાની માલવપતિએ તમને આજ્ઞા કરી છે?'

'જી, હા.' ઇન્દુવર્મા હસીને બોલ્યો: 'આવી આજ્ઞા કરવાનું માલવનાથે શું જોઇને વિચાર્યું હશે?'

'માલવનાથ પર કદાચ ગૂર્જરરાજે એવી મતલબનો પત્ર લખ્યો હશે કે ગૂજરાતના યુદ્ધનીતિજ્ઞ અને રાજકારણના અભ્યાસીને મોકલવામાં નહિ આવે તો આકાશ પાતાળ એક થશે.' આટલું બોલતાંમાં તો નારાયણ ખડખડાટ હસી પડયો.

નારાયણના પ્રત્યેક વાક્યમાં ગૂર્જરરાજ પ્રત્યે થયેલો કટાક્ષ અતુલ, મનોહરવર્મા અને ઇન્દુવર્માને ગમ્યો નહિ. તેમના દિલમાં સખત ફટકો વાગ્યો હોય એવી અસર થઇ. પણ તેઓએ આ અસર મોં પર પ્રકટવા ન દીધી.

મોં પર કૃત્રિમ હર્ષ લાવી અતુલે નારાયણને ઉદ્દેશી કહ્યું: 'માલવપતિએ ઉદાર થઇને આજે મને મુક્ત કર્યો છે, તે બદલ હું ઉપકાર માનું છું.' આ સાંભળી નારાયણે વિકટ હાસ્ય કર્યું.

'મૂર્ખને ખબર નથી કે માલવનાથે તેનું સ્થાન ક્યાં નક્કી કર્યું છે!' નારાયણના મનમાં અતુલ પ્રત્યે દયા જન્મી, 'ઇન્દુવર્મા અને મનોહરવર્મા માલવરાજના ગુપ્તચરો છે, તે બીનાથી અજાણ રહેલો વૈશ્ય કોણ જાણે અત્યારે કેવાય સ્વપ્નમાં વિહરતો હશે!'

તરંગોના આવરણ હટાવી, સ્વસ્થ થઇ નારાયણે ઇન્દુને ઉદ્દેશી કહ્યું: 'અતુલશેઠ આશામાં ને આશામાં દિવાના થઈ જાય, એ પહેલાં તેને ગુર્જર સૈન્યની છાવણીમાં મૂકી આવો કે જેથી તે પોતાના રાજાને મળે અને તેમના બળની પ્રશસ્તિ કરી યુદ્ધના વેગમાં વૃદ્ધિ લાવે.'

બહારથી પ્રશ્ન પૂછાયો: 'અતિથિ પાસે કોણ કોણ છે? જે હોય તે બહાર આવે.'

આ સાંભળી સૌ ચોંકયા.

એક તરુણે અંદર દાખલ થતાંજ પૂછયું: 'કોની આજ્ઞાથી તમે ચાર જણા અંદર આવ્યા છો?'

પછી તેણે ચારે બાજુ દૃષ્ટિ ફેરવી વિસ્મયથી પૂછયું. 'અતિથિ કયાં છે?'

નારાયણે તરુણના ચહેરા તરફ તાકવા માંડયું હતું. તે બોલ્યો: 'મૂંગો રહે.'

'કોણ કાકા? શિરસ્ત્રાણ કયાં?'

નારાયણે પોતાના નાક પર આંગળી મૂકી તેને સૂચના આપતાં જણાવ્યું: 'ત્રિભુવન! કોઇપણ પ્રકારની શંકા કે ગરબડ કરવાની જરૂર નથી.'

'વસ્તુસ્થિતિ તો સમજાવો?'

'હું આ સ્થિતિમાં અહીં આવ્યો છું.' નારાયણ બોલ્યો: 'આ યુવાન તને વધારાની બીના સમજાવશે.'

ત્રિભુવને ઇન્દુવર્મા, મનોહરવર્મા અને અતુલ શેઠના મોં પ્રત્યે વારાફરતી જોયું. પછી તેણે ફરીથી પૂછયું: 'અતુલશેઠ કયાં છે? તમે ત્રણેય જણા કોણ છો? અહીં આવવાનું તમારા લોકોને કયું પ્રયોજન છે?'

જવાબમાં ઇન્દુવર્માએ ગંભીરતાથી કહ્યું: 'અમે ત્રણ જણા કોણ છીએ, તે તમને કહી શકીએ તેમ નથી. છતાં એટલું જણાવવું જરૂરી છે કે અતુલશેઠના પલાયન થઇ જવાના સમાચાર સાંભળી અમે ત્રણેય અહીં દોડી આવ્યા છીએ. અમારા આવ્યા પછી નારાયણકેતુને અમે અહીં જોયા છે.'

ત્રિભુવન ગભરાટથી બોલ્યો: 'શું સાચેજ અતુલ પલાયન કરી ગયો?'

વસ્તુસ્થિતિનું રૂપ બદલાતું જોઇ ઇન્દુવર્માએ નારાયણકેતુને ઉદ્દેશી કહ્યું: 'અમે ત્રણેય જણા પલાયન થયેલા કેદીની શોધ અર્થે ઝડપથી જઇએ છીએ.'

'વિલંબ કરવાની જરૂર નથી. સત્વર જાઓ.' નારાયણે ગંભીરતા જાળવતાં કહ્યું.

ત્રણેય જણાએ પર્ણકુટીમાંથી બહાર નીકળી ઉતાવળથી ચાલવા માંડયું.

'કાકા!' ત્રિભુવને કહ્યું: 'મને કશી સમજ પડતી નથી.'

'તારે ચિન્તા કરવાની જરૂર નથી.'

'આ લોકોને તમે ઓળખો છો?'

'ના.'

'તો પછી તમે એમને જવા શા માટે દીધા?'

'તેમને રોકવાથી છૂપો અપરાધ થાય તેમ હતો.'

કાકાને મોંએથી અપરાધ થવાની વાત સાંભળી ત્રિભુવન સ્તંભિત નેત્રે તેના સામે જોઇ રહ્યો.

× × × ×

પરોઢિયું થવાને વધારે વાર નહોતી. ત્રિભુવને બહાર ટહેલવા માંડયું હતું. નારાયણ કાકા થોડી પળો પહેલાં તેને કેટલીક આજ્ઞાત્મક સૂચના કરી વિદાય થયા હતા.

'અતુલશેઠ પલાયન થઇ ગયા છે, આ બીના બીજું કોઇ પ્રકટ ન કરે ત્યાં સુધી કોઇ પણ પ્રકારની ઊહાપોહ કરવી નહિ.' નારાયણ કાકાએ ત્રિભુવનને જેટલી સૂચનાઓ કરી હતી તેમાં આ અતિ મહત્વની હતી અને તે આ સૂચના પર ગંભીરતાથી વિચાર્યે જતો હતો.

સૂર્યોદય થયો, ત્યાંસુધી ત્રિભુવન વિચારોનાં આવરણોથી મુક્ત થઇ શક્યો નહિ.

## પ્રકરણ ૩૬ મું

## અતુલને છોડાવવાના બદલામાં

'પહેલી વખતનો હલ્લો થયો, તેનું પરિણામ આપણા માટે અણછાજતું ન હોતું. બીજું પરિણામ ચલાવી લેવા જેવું.'

'ત્રીજું ?'

'ઠીક.'

'ઠીક શબ્દ બંને બાજુને વળગી રહેનારો છે. સાચું કહો.'

'આપણી નિર્બળતા દેખાડનારૂં.'

'ચોથું ?'

'ચોથું અને પાંચમું આપણી હાર સૂચવનારૂં.'

'અને આજની સંધ્યા પૂર્વે બંને પક્ષો વચ્ચે જે ભયંકર સંગ્રામ થયો તેનું પરિણામ ?'

'આ પરિણામ ફક્ત સેનાધ્યક્ષની વીરતા ચમકાવી શકયું છે.'

ગૂર્જરેશ્વરે મહામંત્રીનો છેલ્લો જવાબ સાંભળી પોતાની બેઠક પરથી ઊભા થઇ આમતેમ ફરવા માંડયું. તેમની દૃષ્ટિ તંબૂના દ્વારપ્રદેશ તરફ ગઇ.

'કોણ છે બહાર ?' ગૂર્જરેશ્વરે ગંભીરતાથી પૂછયું.

'જી, હું.' તંબૂના દ્વારપ્રદેશ બહારથી જવાબ આવ્યો.

વિચિત્ર પોશાકમાં પરિચિત અવાજે જવાબ દેનારના મો સામે કેટલીક વાર સુધી જોયા પછી રાજાએ પ્રશ્ન કર્યો: 'કોણ અતુલ ?'

'જી, હા.'

મહામંત્રીએ તેના સામે તાકવા માંડયું હતું; તેમના ચહેરા પર વિસ્મય ફેલાયું હતું. રાજાની પણ એ જ સ્થિતિ હતી. આ જોઇ અતુલ તેમની નજીક આવી બોલ્યો: 'દેવ ! આપનું વિસ્મય હું સમજી શકું છું. હું કેદ પકડાયો હતો.'

'છૂટયા શી રીતે ?'

'બે હિંમતવાન વ્યક્તિઓના સાહસથી.'

'એ બે વ્યક્તિઓ કોણુ કોણુ ?'

'ઇન્દુવર્મા અને મનોહરવર્મા.'

'કયા સરદારના અધ્યક્ષપણા નીચે છે?'

'એક છે મારા અધ્યક્ષપણા નીચે.'

'બીજી ?'

'ગૂર્જરનાથના.'

'મારા હાથ નીચેની વ્યક્તિ ?' રાજાના આશ્ચર્યનો પાર નહોતો. મહામંત્રી અવાક્ પ્રતિમા પેઠે ઊભા હતા.

'મારો અંગરક્ષક છે ?'

'જી, ના.'

'મારા આઠ ગુપ્તચરોમાંથી કોઇ છે ?'

'જી, નહિ.'

રાજાના કપાળમાં પડેલી કરચલીઓનું સ્વરૂપ બદલાવા માંડયું. તેમના ચક્ષુઓની ગતિમાં ઘણો જ ફેરફાર દેખાવા લાગ્યો.

'મહારાજ! એ બે વ્યકિતઓમાંથી એકને હું આપની સમક્ષ હાજર કરવા તૈયાર છું.'

'કયાં છે ?'

તરત અતુલે હાક મારી : 'ઇન્દુવર્મા !'

ઇન્દુવર્મા બહારથી શિબિરમાં પ્રવેશ્યો. ગૂર્જરનાથ સમક્ષ આવી નમન કરી ઊભો રહ્યો.

'તેં અતુલને અહીં લાવવાનું સાહસ કર્યું, નહિ ?'

'જી, હા.'

ગૂર્જરનાથે અતુલ સામે જોઇ પૂછયું: 'આ પરાક્રમી અને સાહસિક યુવાન તમારા હાથ નીચેનો સૈનિક છે કે ?'

'જી, હા. મારા હાથ નીચેના તમામ સૈનિકોમાં આ ઇન્દુવર્માનું સ્થાન ચઢિયાતું છે.'

'એને ઇનામ આપો.'

'પ્રભુ! ઇનામ સ્વીકારવાની તેની ઇચ્છા નહિ થાય.'

'કેમ?'

'એને પૂછી જુઓ.'

રાજાએ ઇન્દુવર્મા તરફ જોઇ પૂછયુંઃ 'તું માગી લે.'

'હું માગું તે મળી શકશે?'

'અતુલને છોડાવી લાવવા બદલ હું તને તું માગશે તે આપીશ.'

આ સાંભળી ઇન્દુવર્મા મૂંગો બન્યો. મહામંત્રી તેના મોં તરફ નિરીક્ષક નજરે જોતા હતા. ગૂર્જરરાજ આવેશમાં ડૂબ્યા હતા.

ઇન્દુવર્માનો અવાજ સ્ત્રી જેવો કોમળ કેમ, આ પ્રશ્ન મહામંત્રીના મનમાં ઉદ્દભવ્યો હતો. ઘણા પુરૂષોના અવાજ સ્ત્રી જેવા હોય છે, આ જવાબ તેમણે પોતે જ પોતાના મન તરફથી પ્રાપ્ત કરી લીધો.

રાજાના મનમાં આ કુતૂહળ પ્રવેશ્યું નહોતું. તેના હૈયામાં અતુલના ઓચિંતા છૂટકારાથી આનંદાવેશ ઉછળી રહ્યો હતો.

'અતુલ!' રાજાએ તેના તરફ મોં ફેરવી પૂછયુંઃ 'તમે કહો છો કે ઇન્દુવર્મા ઇનામની ઇચ્છા નહિ કરે, આ શું?'

અતુલે જવાબ દીધોઃ 'છતાં આપ જાણી શકયા, કે તેણે ઇનામ લેવાનું કબૂલ્યું છે.'

ઇન્દુવર્મા બોલ્યોઃ 'શા માટે ઇનામ ન સ્વીકારૂં?'

'તો માગતો કેમ નથી?'

'ઇન્દુવર્મા ઇનામની માગણી કરે, તે પહેલાં અતુલે તેના તરફ આડકતરૂં જોઇ સૂચક સંકેત કરી લીધો. રાજા કે મહામંત્રી તેના દૃષ્ટિપાતનો અર્થ સમજી શકયા નહોતા.

રાજાએ ફરી પૂછયુંઃ 'ઇન્દુવર્મા! તારી શી ઇચ્છા છે?'

જવાબમાં ઇન્દુવર્મા બોલ્યોઃ 'મારે નજીવું ઇનામ જોઇતું નથી. હું બહુ ભારે ઇનામ માગું એવો છું.'

'અતુલની મુક્તિના બદલામાં બરાબર ઉતરે એવું કોઇ ઇનામ તને મળતું નહિ હોય.' રાજાએ હસીને કહ્યું.

'એ પણ ખોટું નથી.' ઇન્દુવર્મા બોલ્યો.

સહેજવાર મૌન રહ્યા પછી તેણે કહ્યું: 'મહારાજ! આપ મને ઇનામ માગવાનું કહો છો, તે ઇનામ હું એક વરસમાં ગમે ત્યારે માગી લઇશ.'

'ક્યારે?'

'યુદ્ધના અંત પછી.'

---

## પ્રકરણ ૩૭ મું

## અપમાન પામેલો

'નિહાલના ખેડૂત પર વહાર કરનાર પ્રકટ થયો છે.'

'કોણ છે એ?'

'અનંગપાળ.' એક જણ બોલ્યો. બીજાએ તેની વાતને હસી કાઢી, 'મેં સાંભળ્યું છે કે વિજયવર્મા નામના બ્રાહ્મણે ઇનામ લીધું.'

'અરે, ભાઇ! હું કહું છું, તે માનો.'

'તમને કોણે કહ્યું કે અનંગપાળ છે?'

બે ખેડૂતો પરસ્પર વિવાદ કરતા હતા. ત્રીજાએ પાસે આવી કહ્યું: 'તમે બંને સાંભળેલી વાત પર નકામો વિશ્વાસ રાખો છો.'

ગરબડ વધતી જોઇ ત્યાં બેઠેલા પાંચેક ખેડૂતો ઊભા થઇ આ લોકો આગળ આવ્યા.

ચોથાએ પોતાનું વર્ચસ્વ બતાવવાનો યત્ન કરતાં કહ્યું:

'તમારા ત્રણ વચ્ચે ઝઘડો ઊભો થયો છે, તેનું મૂળ જ નથી.'

'બાપા! મેં મારી નજરે જોયું છે.'

'કોણે વહાર કર્યો હતો?'

'સાક્ષાત્ માલવનાથે.'

'હેં! હેં' સૌએ વિસ્મયપૂર્વક ત્રીજા તરફ જોયું.

'તમને ખબર છે!' ત્રીજાએ ધીમેથી વાત કહેવા માંડી:

'માલવનાથ છૂપો વેશમાં હતા. હું તેમની સાથે હતો.'

'માલવપતિએ શું જોઇને ખેડૂત પર ઘા કર્યો હશે ?'

'ખેડૂત જેવો તેવો નહોતો.'

'પણ ભાઇ! રાજાએ પારકા દેશના માણસને મારવા માટે છૂપો વેશ ધારણ કરી લશ્કર સાથે જવાની જરૂર શી હતી ?'

યુદ્ધભૂમિથી એકાદ કોશ દૂર આવેલા એક ખેતરમાં આઠેક ખેડૂતો પરસ્પર વાર્તાલાપ કરતા હતા.

ત્રીજાએ ખુલાસો કરવા માંડયો: 'આ વાત હું કોઇને કહેત નહિ. પણ રાજાએ મારું અપમાન કર્યું એટલે જ હું તમને બધાને કહું છું. બીજાઓને પણ કહી દઇશ.'

'નિહાલનો ખેડૂત ભયંકર હતો ?' પાંચમાએ પૂછ્યું: 'કે જેથી માલવનાથને તેને મારવાનો આટલો બધો સાવધાની ભર્યો પ્રયત્ન કરવો પડયો ?'

ત્રીજાએ ગંભીરતાથી કહ્યું: 'બહુજ ભયંકર હતો. તેણે અર્બુદ-ભૂમિના આગેવાનો આગળ છડેચોક કહ્યું હતું, કે રાજા ઉદયાદિત્ય કોઇ પણ પ્રદેશ પર ચઢાઇ કરશે તો હું તેને ક્રરતાથી સંહારીશ.'

'ત્યારે તો તે ખેડૂત ચઢાઇ કરનારા તરફ વૈરવૃત્તિ ધરાવનારો હશે!' પાંચમો બોલ્યો.

'એ વગર છડેચોક વાતો કરી હશે?' ત્રીજાએ કહ્યું.

ચંદ્રપ્રકાશ ઝાંખો હોવા છતાં સહેજસાજ અજવાળું હતું. ખેડૂતોની ચકોર આંખો કયાંય સુધી પહોંચતી હતી. પાંચમાએ ત્રીજાને ઉદ્દેશી કહ્યું: 'ઉત્તંક! રાજાએ તારું અપમાન શા માટે કર્યું ?'

'મારું અપમાન પ્રથમ આચાર્યે કર્યું. પછી રાજાએ મને ધિક્કાર્યો. નારાયણકેતુ અને સુભદને કેદ કરવામાં આવ્યા છે. ત્રિભુવનને આવતા મંગળવારે શિરચ્છેદની શિક્ષા કરવાનું નક્કી થયું છે.'

'આ બધી ઉપાધિનું કારણ પેલો અતુલ હશે.'

'હા, એને બે યુવાનો આવીને નસાડી ગયા. બધી બીના આચાર્યના જાણવામાં આવી.'

'તું છૂટો રહ્યો? તને પકડયો નહિ, તેનું કારણ?'

'મેં બધી બીના કહી દીધી. હું સાચું બોલ્યો અને બીજાઓ સાચું કહી શકયા નહિ.'

બે એક ક્ષણ મૂંગો રહ્યા પછી ઉત્તંક ગુસ્સાથી બોલ્યો: 'જેમને કેદ કરવામાં આવ્યા છે તેઓ અને જેને પ્રાણદંડની શિક્ષા કરવાનો હુકમ થયો છે તે ખરી રીતે નિર્દોષ છે. હું પણ દોષિત નથી. ભાઇઓ! શત્રુપક્ષના ચાલાક જાસુસો આવીને અમને જાળમાં ફસાવી રવાના થઇ જાય એમાં અમારો વાંક છે? અમે કોઇએ લાંચરૂશ્વત થોડી લીધી હતી?'

બધા એકીસાથે બોલ્યા: 'પણ તેનો ઉપાય શો?'

'હું ફરિયાદ કરવા જઇશ.'

'કોની આગળ?'

'ગૂર્જરનાથ પાસે.' કહી ઉત્તંકે ખેતરમાં ચાલવા માંડયું. ગાંડા માણુસ પેઠે દોડી રહેલા ઉતંક તરફ સૌએ વિસ્મિત નજરે જોતાં પોકાર્યું: 'અલ્યા! ઊભો રહે.'

ઘડીભરમાં ઉતંક આ લોકોની દૃષ્ટિબહાર જતો રહ્યો.

---

## પ્રકરણ ૩૮ મું

## વિસ્મયજનક વાતો

'ખેડૂત મહિલાને આપ કદી પણ યાદ કરતા નથી. બિચારી આપને મળવા માટે ફાંફાં મારે છે.' મહામંત્રીએ કરણદેવને કહ્યું: 'આપ કહો તો હું એને અહીં લાવું.'

કરણરાજે ઊંડો શ્વાસ લેતાં કહ્યું: 'ખેડૂત વિધવા આપણી સાથે અહીં આવી છે, તે તો હું સાવ ભૂલી ગયો છું. એનો ધણી નિહાલનો સ્તંભ હતો. નિહાલની આજસુધીની સ્વાધીનતા એના જુસ્સાને આભારી હતી. એનું શરીર વીંધી નાંખવામાં આવ્યું નહોત તો કદાચ અર્બુદ-ભૂમિએ માલવીસેનાના જયકારને વધાવ્યો પણ નહોત.'

'આપને આટલી બધી માહિતી કોણે આપી?'

'જેણે ખેડુતના શરીર પર ઘા કરનારને મનુષ્ય પ્રાણનું મૂલ્ય સમજાવવાની પ્રતિજ્ઞા કરી છે, તેણે.'

'સેનાધ્યક્ષે?' સહેજ આશ્ચર્ય પામ્યા હોય તેમ મહામંત્રી થોડીવાર અટકીને બોલ્યા: 'મહારાજ! ખેડુતનું નામ જાણો છો?'

'ના, સેનાધ્યક્ષે મને કહ્યું નથી.'

મહામંત્રીએ ગળગળા અવાજે બીજો પ્રશ્ન કર્યો: 'એના સંહારકને આપ ઓળખો છો?'

'એને તો ખુદ સેનાધ્યક્ષ પણ નહિ ઓળખતા હોય. હું ધારું છું કે એને એ હત્યારો હજી સુધી દેખાયો નથી.'

મહામંત્રી પળભર મૂંગા રહ્યા. ક્ષણાંતે તેમણે પૂછ્યું: 'મહારાજની આજ્ઞા હોય તો ખેડૂત વિધવાને અહીં લાવું.'

'તમારી સાથે છે?'

'ના. સેનાધ્યક્ષના શિબિરમાં છે.'

'યુવાન વિધવાને સેનાધ્યક્ષે આશ્રિત બનાવી હશે.'

મહામંત્રીએ ખુલાસો કર્યો: 'સેનાધ્યક્ષે એને આશ્રિત બનાવી નથી. પણ કુદરતે તેમ કર્યું છે.'

'એટલે?'

'સેનાધ્યક્ષ વિધવાને વડિલ માને છે.'

'તો શું સેનાધ્યક્ષ ખેડૂત છે!'

'ખેતી કરતા હોત તો દુનિયા એમને ખેડૂત માન્યા સિવાય રહેત નહિ.'

'તો શું ખેડૂત વિધવા ક્ષત્રાણી છે!'

'હા. તેનાં માબાપ ક્ષત્રિય હતાં. વિધવાનાં સાસરિયાં ક્ષત્રિય હતાં. જે ખેડૂત પર વહાર થયો હતો, તે ખેડૂત ચન્દ્રાનન વિદ્યાપીઠના આચાર્યનો સગો ભાઈ હતો. ગૂર્જરસેનાપતિ કિરીટસિંહનો મામો હતો.'

આ સાંભળી કરણરાજના વિસ્મયનો પાર રહ્યો નહિ.

'શું ચન્દ્રાનન વિદ્યાપીઠનો આચાર્ય બ્રાહ્મણ નથી?' કરણરાજે વિસ્મયમાં ડૂબી જતાં પૂછ્યું: 'ક્ષત્રિય છે?'

'જી, હા. એનું નામ મુરારસેન. વિદ્યા ભણ્યો એટલે બ્રાહ્મણ બન્યો.'

'આચાર્ય મુરારના બન્ધુનું નામ?'

'વાસુદેવ.'

'વિધવાનું નામ?'

'રૂપલેખા.'

કરણરાજનું વિસ્મય વધ્યે જતું હતું.

'સેનાધ્યક્ષ કિરીટે જે ભીષણ પ્રતિજ્ઞા કરી છે, તેનું કારણ આજે અત્યારે મારા જાણવામાં આવે છે. મહામંત્રી! કહી શકશો? હું પૂછવા માગું છું.'

'પૂછો, મહારાજ! જે પૂછવું હોય તે.'

'સેનાધ્યક્ષે આ બધું મારાથી શા સારૂ છૂપું રાખ્યું?'

'તેનું કારણ હું જાણતો નથી.'

'મને લાગે છે કે આ બીના પાછળ કોઇ ભેદ છૂપાયો હોવો જોઇએ. હું ધારૂં છું કે આ માહિતી તમને સેનાધ્યક્ષે આપી હશે.'

'જી, નહિ. તેમણે મને કશું કહ્યું નથી. હું આ બધું જાણું છું, એ પણ તેમને ખબર નથી.'

'તો પછી તમને કહ્યું કોણે?'

'રૂપલેખાએ.'

તેઓની વાતચીત આગળ ચાલે, એ પહેલાંજ અનુચરે આવી પ્રણામ કરતાં નમ્ર સ્વરે કહ્યું: 'મહારાજ! ઉત્તંક નામનો માલવી આપની મુલાકાત લેવા માગે છે.'

રાજાએ જવાબ આપ્યો: 'ભલે આવે.'

મહામંત્રીએ ઊઠવા માંડ્યું. રાજા કરણદેવે તેમને ઉદ્દેશીને કહ્યું: 'રૂપલેખાને લઇ અહીં આવો.'

રાજાની આજ્ઞા થતાંજ મહામંત્રીએ હર્ષ ભરપૂર ચહેરે નમન કરી જવા માંડ્યું.

## પ્રકરણ ૩૯ મું

## પાપથી બચાવ્યો

ઉત્તંકે આવી રાજા કરણદેવને નમન કરીને કહેવા માંડ્યું: 'હું માલવી છું. આપની આગળ ફરિયાદ કરવા આવ્યો છું.'

રાજાએ તેની અરજી સાંભળવા માંડી.

ઉત્તંક નમ્રસ્વરે બોલવા લાગ્યો: 'બે યુવાનોએ આવી અતુલ શેઠને આચાર્ય મુરારની કુટીરમાંથી નસાડ્યા છે અને તેના પરિણામે મારા પિતા, કાકા તથા ભ્રાતા ત્રણેને કેદ કરવામાં આવ્યા છે.'

ગૂજરાતના સ્વામીએ પૂછ્યું: 'નસાડવામાં અન્યાય જેવું તમને જણાયું છે?'

'જી, નહિ.' ઉત્તંકે કહ્યું: 'હું નસાડનારા વિરૂદ્ધ ફરિયાદ કરતો નથી. મારાં સ્વજનોને જકડનાર સત્તા વિરૂદ્ધ ફરિયાદ કરૂં છું.'

ગૂજરાતના સ્વામીએ પૂછ્યું: 'તમારી શી ઇચ્છા છે?'

'મારા સ્વજનોને મુક્તિ મળે તો બસ છે.'

કરણદેવ વિચારવા લાગ્યા. રાજાને અવાક્ બેઠેલા જોઇ ઉત્તંકે કહ્યું: 'ગૂજરાતના સ્વામી! જે સત્તાધારીએ પોતાના આચાર્યના બન્ધુને ગુપ્તવેશમાં રહી ઠાર માર્યો છે, તે હિંસકની સત્તા ઉચ્છેદવા આપ તત્પર નથી?'

'હું પટ્ટણી સૈન્યને લઇ અહીં શામાટે આવ્યો છું?'

'હું સમજી શકું છું કે આપ માલવી સત્તાને ઉથલાવી પાડવા સારૂ જ અહીં ચઢાઇ લઇ આવ્યા છો–'

ઉત્તંકને મૂંગો બનેલો જોઇ ગૂર્જરરાજે કહ્યું: 'સંકોચ કે ધાસ્તી રાખવાની જરૂર નથી. જે કહેવું હોય તે ખુલ્લા દિલથી કહો.'

ઉત્તંક બોલ્યો: 'મહારાજ! મેં આપને અગત્યની બાતમી આપી, છતાં આપે ધ્યાન ન આપ્યું. મહત્વ પણ માન્યું નહિ. એનું કારણ કહી શકશો?

રાજાએ હસીને જવાબ આપ્યો: 'તમે આપેલી બાતમી મહત્વની છે.'

'તો પછી યુદ્ધક્ષેત્રમાં આવી માલવનાથને પકડવાનું વચન આપી શકો છો ?'

'માલવનાથે ખેડુતપર વહાર કર્યો હતો, એમ કહેવા સાથે પ્રમાણ આપો તો વધારે સારૂં.'

'લાચાર છું.'

'કેમ ?'

ઉત્તંક નિરાશાજનક સ્વરે બોલ્યો: 'જે વખતે વહાર થયો તે વખતે માલવનાથ છૂપા વેશમાં હતા. મારા સિવાય આ બીનાની કોઇને ખબર નથી. કહો, ગૂર્જરેશ્વર ! હું પ્રમાણ શી રીતે આપી શકું ?'

રાજાએ તેના લાચારીભર્યા પ્રશ્નનો જવાબ ન આપ્યો. થોડી વાર વિચારમાં મૂંગા રહી એકાએક તે બોલ્યા: 'ઉત્તંક ! તમે અહીંથી જતા રહો. તમારા દેશપતિનો દ્રોહ કરવાની કુબુદ્ધિ તમે જેની પાસેથી મેળવી હોય તેને પાછી આપી દો. જાઓ, પળનો પણ વિલંબ કર્યા વગર અહીંથી ચાલતા થાઓ. તમારી હાજરીથી સોલંકીરાજનો શિબિર ઝાંખો પડે છે.'

ગૂર્જરેશ્વરના મોંમાંથી પોતા પ્રત્યે છૂટી રહેલો તિરસ્કાર સાંભળી ઉત્તંક લજવાયો. તેના મોં પર ઝાંખપ આવી. તેણે થર થરતે અંગે ત્યાંથી જવા માંડયું.

શિબિરના દ્વાર સુધી ગયા પછી તેણે પાછા જોયું. ગૂર્જરેશ્વરને પ્રણામ કરી પશ્ચાત્તાપ કરતો હોય તેમ તે બોલ્યો; 'ધર્મરાજ ! આપે દેશદ્રોહના ભયંકર પાપમાંથી મને ઉગાર્યો છે. હું આપનો ઋણી છું.'

'જાઓ, ઉત્તંક ! હાથમાં તરવાર ધારણ કરી તમારા દેશની રક્ષા કરો. પરદેશી સૈનિકોનો હલ્લો થતો હોય તેની આડે ઊભા રહો. તમારા સ્વજનોને કેદ પકડનાર રાજાના દિલમાંથી અદૃશ્ય થયેલું તમારા કુટુંબ પ્રત્યેનું સંમાન ફરીથી દૃશ્યમાન થવા દો.'

'ધન્ય કર્તવ્યનિષ્ઠ રાજા !' કહેતો ઉત્તંક શિબિરની બહાર નીકળી રવાના થયો.

## પ્રકરણ ૪૦ મું

## માળવાનો જાસૂસ

'ચોમેર પ્રચાર થઇ રહ્યો છે કે મુરારનો ભાઇ વાસુદેવ વરસોથી નિહાલમાં રહેતો હતો. તેમનો એક ભાણેજ હતો. યુવાન વયનો ભાણેજ બાલ્યકાળથી જ વાસુદેવની સાથે હતો.' મહારાજ ઉદયાદિત્ય આગળ એક માલવી જાસૂસે બાતમી આપવા માંડી: 'મુરાર અને વાસુદેવ નાનપણથી જ વિખૂટા પડયા હતા. તેમનાં માબાપ તેમને બાલ્યાવસ્થામાં છોડી પરલોકવાસી થયાં હતાં. એક બ્રાહ્મણને ત્યાં મુરાર નોકરીએ રહ્યો હતો. બ્રાહ્મણ તેને માળવામાં લાવ્યો હતો. વાસુદેવ એક ખેતીહારને ત્યાં નોકર રહ્યો હતો. ખેતીહાર તેને નિહાલમાં લઇ ગયો હતો. બંને ભાઇઓને એક બહેન હતી. કયાં પરણાવી હતી, તેની મને ખબર નથી. કેટલાંક વરસો પછી મુરાર અને વાસુદેવની બહેનને વાસુદેવ સંબંધે ખબર મળ્યા હતા. બહેન નિહાલમાં જઇ પોતાના બન્ધુને મળી હતી. તે બિચારી વિધવા હોવાથી તેના પુત્ર કિરીટ સાથે વાસુદેવને ત્યાં જ રહેવા લાગી હતી. એક દિવસે બહેન મરણ પામી. પોતાના પુત્ર કિરીટનો ભાર તેણે પોતાના ભાઇના માથા પર મૂકયો.'

જાસૂસને આગળ બોલતો અટકાવી માલવનાથે પૂછવા માંડયું: 'શું એ ખેડૂતનું નામ વાસુદેવ? આચાર્ય મુરારનો એ બંધુ હતો?'

જવાબમાં જાસૂસ બોલ્યો: 'જી, હા. હું તદ્દન સાચું કહું છું.'

'વાસુદેવને ત્યાંથી કિરીટ ગૂજરાતના પાટનગરમાં શી રીતે આવ્યો?'

'એનાં બે કારણો છે. એક તો જાણે એ કે એને ખેતી કરવાનું ગમ્યું ન હોતું. બીજું કારણ ગંભીર હતું.'

આ સાંભળી માલવનાથે જાસૂસના મોં સામે તાકવા માંડયું. નિરીક્ષણ કરી લીધા પછી તે બોલ્યો: 'એ ગંભીર કારણ તારા જાણવામાં આવ્યું હશે.'

'જી, હા.' કહી જાસૂસે કારણ જણાવવા માંડયું: 'મહારાજ! વાસુદેવની પત્નીનું મરણ થયા પછી તેણે રૂપલેખા નામની એક સુંદર છોકરી

સાથે તરતમાં લગ્ન કરવાનું નક્કી કર્યું. આ વાત કિરીટને અયોગ્ય લાગી. તેણે પોતાના મામાને લગ્નની ઉતાવળ ન કરવા સમજાવ્યા. પણ વાસુદેવ રૂપલેખા પર એટલો બધો મોહાંધ બન્યો હતો કે તેણે પોતાના ભાણેજના કહેવા તરફ લક્ષ આપ્યું નહિ. તેણે લગ્ન કર્યાં. આથી કિરીટના દિલમાં સખત આઘાત થયો.'

'મામો ઉતાવળે લગ્ન કરે એમાં ભાણેજના દિલમાં આઘાત થાય, એ પણ આશ્ચર્ય !'

જાસૂસે માલવનાથના મોં પર પ્રસરેલું વિસ્મય પારખવાની દરકાર ન કરતાં આગળ કહેવા માંડ્યું: 'માળવાના રક્ષણહાર ! આપ સાચું કહો છો. પણ આ બાબતમાં જે કાંઈ બન્યું છે, તે અવાસ્તવિક નથી. કેમકે કિરીટ પોતાની મામીને માતાસમાન માનતો હતો. વાસુદેવની પરલોકવાસી પત્ની કિરીટના હૃદયમાં મમતાનું મૂળ રોપી ગઈ હતી. કહો, પ્રભુ ! એવી માયાળુ મામીને કિરીટનો મામો ઉતાવળે વિસરી જાય તો કિરીટના દિલમાં આઘાત ન થાય ?'

'જરૂર થાય.' માલવનાથે કબૂલ્યું. પછી તેમણે કહ્યું: 'બસ, એ જ કારણથી કિરીટે નિહાલ પ્રદેશ છોડી દીધો, ખરું ?'

'જી, હા. તેને માઠું લાગવાથી તેણે મામાનું ઘર છોડી દીધું અને તે પાટણમાં આવ્યો.'

'આ બીના તેં ક્યાં સાંભળી ?'

'કિરીટને મોંએથી. કિરીટના શિબિરમાં જઈને.'

'કેવી રીતે ?'

'કિરીટ અને અતુલ વાતો કરતા હતા. કિરીટ અતુલ આગળ પોતાનું હૈયું નીચોવી રહ્યો હતો. તેના નેત્રોમાં અગ્નિ સળગતો હતો. તેની વાણીમાં પોતાના સ્વર્ગવાસી મામા પ્રત્યેનો પ્રેમ ઊભરાઈ રહ્યો હતો. તેના ચહેરા પરથી થોડી થોડી પળોને અંતરે શોકછાયા પસાર થતી હતી.'

'તેં આટલું બધું ઊંડું અવલોકન કઈ યુક્તિથી કર્યું ?'

'એ જ ખુબી છે તો.' કહી જાસૂસ હસવા માંડ્યો.

તેને હસતો જોઇ માલવનાથ તેના પર વહેમાયો, ને પ્રશ્ન કર્યો: 'મને સ્પષ્ટ કહી દે.'

જાસૂસે જવાબમાં સામો પ્રશ્ન કર્યો: 'આપ ક્યારના મારા તરફ તાકીને શા માટે જુઓ છો, તે કહી શકશો?'

'હા. હું તને ઓળખતો નથી.'

'હું આપનો જાસૂસ છું, છતાં નથી ઓળખતા?'

'માળવાના જાસૂસીખાતામાં મેં તને કદી પણ જોયો નથી.'

'તો પછી મારે શી રીતે પૂરવાર કરવું કે હું આપને જે કહી ગયો તે સાચું છે?' સહેજ વિરમી જાસૂસે આગળ બોલવા માંડ્યું: મહારાજ! આપે મને નહિ જોયો હોય, કેમકે હું જાસૂસ તરીકે નોકર રહ્યો નથી.'

'ત્યારે તું મારા રાજ્યનો જાસૂસ છે, એમ હું શા માટે માનું?'

'રાજ્યભક્તિ માત્ર નોકર રહેવાથી જ થઇ શકે છે?'

'ના.'

'તો પછી–' જાસૂસે સહેજ હસીને કહ્યું: 'મારી વાત પર વહેમ ન મૂકો. મને જાસૂસ જ માની લો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મેં જેટલી બીના આપની આગળ કહી છે, તે જરાય જુઠી નથી.'

'તારી કહેલી બાતમી જુઠી નહિ હોય તો હું તારી ગમે તેવી એક માગણી સ્વીકારવાનું તને વચન આપું છું'

'માલવનાથ પોતાનું વચન પાળી શકશે નહિ.'

'પરમારોના આદિપુરુષના સોગન; જો હું મારું વચન ન પાળું તો.'

આ સાંભળી જાસૂસે કહ્યું: 'માલવનાથ! હું માગી લઉં છું કે સુભદ્ર, નારાયણ અને ત્રિભુવનને નિર્દોષ ઠરાવી છોડી મૂકાય.'

'તારી બાતમી સાચી છે, તેનું પ્રમાણ?'

'પ્રમાણ?' સહેજ સ્તંભિત થઇ જાસૂસે માલવનાથના મોં તરફ જોયું. પછી તે બોલ્યો: 'પરાક્રમી ભૂપ! હું ઉત્તંક છું.'

માલવનાથ ચકિતનેત્રે ઉત્તંકના મોં સામે જોઇ રહ્યા.

## પ્રકરણ ૪૧ મું

## સ્વજનોની મુક્તિ

ઉત્તંકના મોં સામે ચકિત નેત્રે જોઇ રહેલા માલવનાથે સ્વસ્થ થઇ તેને પૂછ્યું: 'ખરૂં કહી દે; અતુલ અને કિરીટ વચ્ચે થયેલી વાત-ચીત સાંભળવાની તક તને મળી શી રીતે?'

'કહું?' ઉત્તંક બોલ્યો: 'મહારાજ! ગૂજરાતના બે યુવાનોએ માળવી છાવણીમાં કુનેહથી પ્રવેશી અમારી શ્રદ્ધાનો લાભ લીધો અને મારાં સ્વજનો તેમના કૃત્યને પરિણામે કારાગારમાં પડયાં; આથી મારા હૃદયમાં પ્રથમ તો આપ સામે વેર લેવાની ઇચ્છા થઇ. મેં ચોમેર પ્રચાર કર્યો કે નિહાલના ખેડૂતપર માલવનાથ ઉદયાદિત્યે જ વહાર કર્યો હતો.'

'આટલું જુઠું બોલતાં તને તારા અંતરાત્માએ પણ અટકાવ્યો નહિ?'

'મહારાજ! સ્વજનો તરફનો પ્રેમ અંતરાત્માને પણ જડ બનાવી મૂકે તેવો હોય છે.'

માલવનાથે પોતાના મનમાં સળગી ઉઠેલો ક્રોધ શમાવતાં કહ્યું: 'તારૂં કહેવું ખોટું નથી. તારાં સ્વજનોએ અને તેં જે મોટી ભૂલ કરી છે, તે ભૂલનું કારણ રાજા અને રાજ્ય તરફનો અંધપ્રેમ છે. છતાં ભૂલ તો ખરી જ.'

સહેજ વિરમી માલવનાથે પૂછ્યું: 'પછી?'

'હું ગુસ્સાના આવેશમાં ગૂર્જરેશ્વરના શિબિરમાં ગયો. તેમની આગળ મેં ફરિયાદ કરી કે માળવાની અંધ અને અન્યાયી સત્તાને ઉચ્છેદવાની જરૂર છે.'

'પછી ગૂર્જરેશ્વરે શું કહ્યું?'

'મારી બધી વાતો સાંભળી લીધા પછી તે બોલ્યા:

'ઉત્તંક! તારા રાજાનો અને દેશનો દ્રોહ કરીશ નહિ, તારૂં પાતક રંગથી ખરડાયલું મોં છૂપાવી અહીંથી જતો રહે.'

ગૂર્જરેશ્વરના આ શબ્દોએ મારૂં કાળજું વીંધી નાખ્યું. મારા હૃદયમાં ઉત્પન્ન થયેલા પાપના કંટકો તેમના શબ્દપ્રહારથી ઉચ્છેદાઇ ગયા—,

ઉત્તંક આગળ બોલે, તે પહેલાંજ માલવનાથ સહર્ષ બોલી ઉઠ્યા: 'ધન્ય છે, ગૂર્જરેશ્વર! તારી સ્થિરતાને.'

માલવનાથના મોં પર આનંદ છવાયલો જોઇ ઉત્તંકે નીડરપણે આગળ કહેવા માંડયું: 'મહારાજ! તેના તંબૂમાંથી બહાર નીકળ્યા પછી મને એમ થયું કે આપ પ્રસન્ન થાઓ, એવું કર્તવ્ય કરવું. મેં વિચારવા માંડયું. મને એકાએક માર્ગ મળી આવ્યો. હું અતુલના શિબિરમાં ગયો. તેણે મારો આદરસત્કાર કર્યો.'

'સેનાધ્યક્ષ કિરીટ ત્યાં નહોતો?'

'ના.'

'તો પછી તેમની વચ્ચે થયેલી વંતચીત તેં સાંભળી શી રીતે?'

જવાબમાં ઉત્તંકે કહ્યું: 'મેં અતુલને મારા સ્વજનો પકડાઇ ગયાની બધી હકીકત કહી દીધી.'

'પછી?'

ઉત્તંકે જણાવ્યું: 'અતુલે મારી સામે જોઇ હસીને કહ્યું:

'ઉત્તંક! તારાં સ્વજનોએ પોતાના રાજ્ય અને રાજા તરફ જે શ્રદ્ધા રાખી છે, તે અંધ છે; છતાં નિંદાપાત્ર નથી. તેં આવેશવશ થઇ ગૂર્જરેશ્વરને ફરિયાદ કરવાથી તારાં પાપ ધોવાઇ ગયાં છે. ગૂર્જરાતના માર્તંડે તારા હૃદયનો અંધકાર હરી લીધો છે અને એથી જ તેં મારી આગળ આવી તારા સંબંધમાં બની ગયેલી સર્વે બીના સવિસ્તર કહી સંભળાવી છે અને તારે શું કરવું, તેની સલાહ તેં માગી છે.'

'અતુલના આ શબ્દો સાંભળી મારું અંતઃકરણ હર્ષથી નાચવા લાગ્યું.'

માલવનાથે અધીર થઇ પૂછ્યું: 'પછી તેણે તને શી સલાહ આપી?'

જવાબમાં ઉત્તંક બોલ્યો: 'પ્રભુ! તેણે મને પ્રશ્ન કર્યો કે મારે કયું કાર્ય કરવાની જરુર છે. મેં કહ્યું કે મારા માલવનાથ પ્રસન્ન થાય એવું કોઇ પણ કાર્ય મારે હાથે થાય તો સારું.'

સહેજ વિશ્રમી ઉત્તંકે આગળ કહેવા માંડયું: 'પછી અતુલ વિચારમાં થોડીવાર મૂંગો રહ્યો. અચાનક તેને કાંઇક યાદ આવતાં તે બોલ્યો:

'ઉત્તંક! મારા શિબિરમાં હમણાં કિરીટસિંહ આવશે. આવનાર સંબંધે પરિચય આપતાં તેણે કહ્યું કે કિરીટસિંહ ગૂજરાતના સેનાધ્યક્ષ છે. મારી આગળ આવી તે ઘણી વાતો કહેવા માગે છે. અમારી વાતો તું સાંભળજે અને એમાંથી તને જેટલી યાદ રહે તેટલી વાતો તું તારા રાજાને જઈ કહી દેજે. કહેતાં પ્હેલાં તારે તારા દેશના ગુપ્તચરની ભૂમિકા ભજવવી પડશે. આમ કરવાથી તારો રાજા તારા પર પ્રસન્ન થશે અને તને ઇનામ આપવાનું કહી દેશે, એ સમયે તું તારાં સ્વજનોને મુકત કરવાનું વચન માગી લેજે.'

મેં પૂછ્યું: 'સેનાધ્યક્ષ આવે તે પહેલાં મારે છૂપાવું પડશે, ખરું?'

અતુલે જવાબ દીધો: 'ના, તારે છૂપાવાની જરૂર નથી.'

મેં કહ્યું: 'મને ગુપ્તચર જેવો સ્વાંગ સજતાં આવડતો નથી.'

તે બોલ્યો: 'કાંઇ હરકત નહિ. મારી ઇન્દિરા અને ગૂજરાતનાં મહારાણી તને સહાયતા કરશે.'

અમારી વચ્ચે આટલી વાતચીત થયા પછી તરત ગૂર્જર સેનાપતિ કિરીટસિંહ તેના શિબિરમાં આવ્યા. અતુલ પાસે આવીને બેઠા પછી તેમણે ચોમેર નજર ફેરવી લીધી. મારા મોં પર તેમણે એક દૃષ્ટિપાત કર્યો હતો. તેમાં નિરીક્ષાવૃત્તિ હતી કે કેમ, તેની મને સમજ પડી નહોતી. તેમણે મારી હાજરી સંબંધે અતુલને કાંઇપણ પૂછ્યું નહોતું. હું ધારું છું કે તેમણે મને અતુલનો ખાનગી માણસ ધારી લીધો હશે. ચારેક પળો સુધી આડી અવળી વાતો કર્યા પછી સેનાધ્યક્ષે પોતાની હૃદયગાથા કહેવા માંડી. અતુલે ધ્યાનપૂર્વક સાંભળી વચ્ચે ઘણું પૂછ્યું હતું અને સેનાધ્યક્ષે પ્રત્યુત્તર વાળ્યા હતા. મેં આપની આગળ કહ્યું તે બધું તેમની બેઉની વાતચીતમાંથી યાદ રહી ગયું તે છે.'

ઉત્તંકને મોંએથી આટલી બધી બીના સાંભળી માલવનાથ ગંભીર વિચારમાં પડયા. તે શા વિચારમાં ડૂબ્યા હતા, તેની ઉત્તંકને સમજ પડતી નહોતી. કેટલીકવારે સ્વસ્થ થઇ માલવનાથે પૂછ્યું:

'ગૂજરાતની મહારાણીએ અને ઇન્દિરાએ તને ક્યારે મદદ કરી?'

ઉત્તંક બોલ્યો: 'સેનાપતિ જતા હતા, તે વખતે અતુલે તેમને મારા સંબંધે કાંઇપણ છૂપાવ્યા વિના બધું જ કહી દીધું. સેનાધ્યક્ષના મોં પર એ વખતે ઓચિંતો હર્ષ પ્રકટયો હતો. તેમના ગયા પછી અતુલ પાસે ઇન્દિરા આવી હતી. હું ધારૂં છું કે તે, સેનાપતિ આવ્યા ત્યારે તંબૂની અંદરના એક ભાગમાં હતી. અતુલે તેને મારો સ્વાંગ સજવામાં મદદ કરવાનું જણાવ્યું. ઇન્દિરાએ મને ગુપ્તચર જેવો સ્વાંગ સજાવવામાં ઘણી મદદ કરી. મારો વેશ ખામીભરેલો છે કે કેમ, તેનો નિર્ણય કરવા સારૂ ઇન્દિરા મને પોતાની સાથે મહારાણી આગળ લઇ ગઇ.'

'મહારાણી કયાં હતાં?'

'અતુલના શિબિરમાં.'

'આશ્ચર્ય!' માલવનાથે વિસ્મયથી પૂછ્યું: 'શું ઇન્દિરા હતી, તે સ્થળે—શિબિરની અંદરના ભાગમાં?'

'જી, હા.'

માલવનાથ કાંઇપણ બોલ્યા વગર વિચારવા લાગ્યા. ઉત્તંકે અધીરતાથી પૂછ્યું: 'આપ મારાં સ્વજનોને મુકિત આપશો?'

'હા.' માલવનાથે કહ્યું: 'આવતી કાલે જ હું તારાં સ્વજનોને નિર્દોષ ઠરાવી છોડી મૂકીશ.'

---

## પ્રકરણ ૪૨ મું
## ખેડૂતનો ખૂની કોણ?

આચાર્ય મુરારે અતુલને મહેમાનગતને બહાને બંધનાગારમાં પૂર્યો હતો અને તેમ કરવાની માલવનાથે તેને સંમતિ આપી હતી. એક અતિથિ દગાનો ભોગ થયા પછી દગાની સહાય લઇ પોતાની જાતને મુકત કરે, એમાં અન્યાય જેવું કાંઇ જ નથી. પણ અતુલના છૂટકારાને કારણે જેઓ ગુનેગાર ઠર્યા હતા, તેમને છોડાવવાની ઉદારતા દર્શાવવી એ કાંઇ જેવી તેવી વાત નથી.

આ વિચારોમાં માલવનાથ ડૂબી ગયા હતા. ઉત્તંકને જતો જોઇ મણે તેને રોકયો ને કહ્યું: 'તારાં સ્વજનોને અવશ્ય હું મુકત કરીશ. ણ તારે એક ફરજ બજાવવી પડશે.'

'અવશ્ય બજાવીશ.'

'હાલ ને હાલ તું અતુલના શિબિરમાં જા અને તેને કહે કે જે બે વાનો તેને છોડાવવા આવ્યા હતા, તેમનો પરિચય માલવરાજને વો જોઇએ.'

'આપના તરફથી અતુલને કહેવાનું છે ને!'

'હા. સરળતાથી સત્યને લક્ષમાં રાખીને કહેજે.'

'બીજું કાંઈ?'

'જરા ઊભો રહે.' સહેજ વિચારી માલવનાથે તેને કહ્યું: 'નિહા-લના ખેડૂતની હત્યા માટે જ આ યુદ્ધ છે કે બીજા કોઇ કારણથી, આ પ્રશ્ન તું સેનાધ્યક્ષને, મહામંત્રીને અને ગૂર્જરરાજને પૂછજે.'

'જેવી આજ્ઞા.' કહી માથું નમાવી ઉત્તંક વિદાય થયો.

× × × ×

થોડીવાર ટહેલ્યા પછી માલવનાથે આચાર્ય મુરારને પોતાના સ્થા-નમાં આવતા દીઠા. રાજાએ સ્વસ્થ થઇ હસીને તેમને આવકાર આપતાં કહ્યું: 'પધારો ગુરુદેવ!'

'નિહાલના ખેડુત પર વહાર કરનારનો પત્તો મળ્યો છે.'

'શું કહો છો!'

'ખરું કહું છું.' આટલું બોલી તેમણે એક નજીકના આસનમાં સ્થાન લઇ ધીમેથી કહ્યું: 'માલવનાથ! આપે વત્સરાજનું નામ સાંભળ્યું છે?'

'વત્સરાજ કોણ?'

'અર્બુદારણ્યનો મંત્રી.'

'અરે, હા. એનું પ્રસિદ્ધ નામ મેં સાંભળ્યું ન હોય તે બનેજ કેમ!'

'આપ કહેતા હો તો હું તેને આપની સન્મુખ લાવું.'

'લઇ આવો.'

માલવનાથની આજ્ઞા થતાં જ આચાર્ય મુરાર હર્ષભર્યા વદને ત્યાંથી જતા રહ્યા.

તેમના ગયા પછી માલવનાથને કાંઇક વિચાર આવતાં તેમણે અનુચરને હાક મારી. અનુચર પ્રણામ કરીને ઊભો રહ્યો. રાજાએ તેને આજ્ઞા કરી: 'માલવ સેનાપતિને સત્વર અત્રે બોલાવી લાવ.'

'જેવી આજ્ઞા.' કહી વંદન કરતો અનુચર વિદાય થયો.

× × × ×

થોડીવારે માલવસેનાપતિએ આવી ઉદયાદિત્યને વંદન કરતાં પૂછ્યું: 'શી આજ્ઞા છે?'

'સત્ય હકીકત કહેજો.'

'આપ પૂછો.'

અર્બુદભૂમિ પર ચઢાઇ લઇ જવામાં આવી, ત્યારે સૈન્યની સત્તા કોના હાથમાં હતી?'

'મારા હાથમાં.'

'તમને કોઇ પણ માણસે ચઢાઈ લઇ જવામાં વિક્ષેપ કર્યો હતો?'

'હા. નિહાલના એક આગેવાને.'

'જાતનો ખેડૂત હતો, ખરું?'

'જી હા.'

'એ ખેડૂત પર કોણે વહાર કર્યો હતો, તેની તમને ખબર છે?'

'ખબર હોત તો વહાર કરનારનું માથું મારા ખડ્ગથી જાદું થયું હોત.'

'તો શું વહાર દગાથી થયો હતો?'

'મને એમ જણાયું હતું.'

માલવનાથે ગંભીરતા ટકાવી આગળ પૂછવાં માંડયું: 'તમારા કાર્યને કોઇએ મદદ કરી હતી?'

'જી હા.'

'કોણે?'

'હું નામ આપી શકીશ નહિ.'

'કાંઇ અડચણ છે ?'

'જી હા, હું વચનથી બંધાયો છું.'

માલવનાથે થોડીકવાર મૂંગા રહી વિચાર્યા પછી પ્રતિભાત્મક સ્વરે કહ્યું: 'વચનથી બંધાયા હો તો નામ ન આપશો. પણ તમને જેણે મદદ કરી તે મદદનું વિસ્તારપૂર્વક વિવેચન મારી આગળ કરી શકશો ?'

'શા માટે નહિ ?'

સહેજ વિશ્રમી સેનાપતિએ જણાવ્યું: 'મહારાજ ! અર્બુદભૂમિ પર શામાટે ચઢાઇ લઇ જવામાં આવી, તે આપ જાણો છો. આપે આજ્ઞા કરી હતી, એ બાબતનો ઇશારો કરવાની જરુર નથી. જ્યારે નિહાલની સરહદ આગળ મારું સૈન્ય પહોંચ્યું ત્યારે એક માણસે મારી મુલાકાત લીધી હતી.'

માલવનાથના મોં પર જિજ્ઞાસા ફરી વળી હતી.

માલવી સેનાપતિએ આગળ કહેવા માંડયું: 'એ માણસને અગાઉ એકાદ બે વખત મેં કયાંક જોયો હતો. મને કશું યાદ નહોતું. તેણે કહ્યું કે તે અર્બુદભૂમિનો ચાહક છે.'

'પછી ?'

'મેં તેનું નામ પૂછતાં તેણે મારી આગળ પોતાનો પરિચય કહ્યો. મેં તેને ઓળખ્યો પણ ખરો. તેણે મને સૂચવતાં કહ્યું કે 'માલવી સૈન્યને નિહાલમાં થઇને અર્બુદારણ્ય તરફ લઇ જતાં પહેલાં કોઇ ન જાણે એવી રીતે વાસુદેવને ખાનગી મુલાકાતે બોલાવવાની જરુર છે.' મેં તેનું કહેવું કબૂલ કર્યું. તેના કહેવા પ્રમાણે તે માણસ વાસુદેવને બોલાવી લાવ્યો. તેની સાથે મારી દેખતાં તેણે ઘણી વાતો કરી. તેની ઘણીખરી વાતોથી મને સખત ગુસ્સો ચઢયો હતો. પણ હું કાંઇ બોલ્યો નહોતો. કેમકે મને તે માણસે અર્બુદારણ્ય પર સહેલાઇથી ચઢાઇ કરવાની લાલચે આપી વચનથી બાંધ્યો હતો.'

'એથી જ તમે બધી વાતો અસ્પષ્ટપણે કહો છો, ખરૂં ?'

'જી હા.'

'પછી વાસુદેવ તમારા સ્થાનમાંથી જતો રહ્યો હશે.'

'હા. તેની સાથે તેને બોલાવી લાવનાર માણસ પણ પાછળ ગયો હતો. કેટલીકવાર પછી જ્યારે મારૂં સૈન્ય નિહાલમાં આગળ વધ્યું ત્યારે મારા સાંભળવામાં આવ્યું કે વાસુદેવે માલવી સૈન્યને અટકાવવા જતાં તેના શરીર પર જીવલેણ પ્રહાર થયો.'

માલવનાથ હસીને બોલ્યો: 'વાસુદેવના શરીરપર પ્રહાર થયો હતો; આટલી જ વાત એકસરખી રીતે અનેક મોએથી સાંભળવામાં આવી છે. બાકીની બીનાઓ સંબંધે જૂદી જૂદી વાતો સાંભળી છે. સાચું શું હતું, તે તમે પણ જાણતા લાગતા નથી.'

'જી, નહિ.'

'તમને એમ નથી લાગતું કે તમારા લશ્કરી તંબૂની બહાર નીકળતાં જ વાસુદેવપર પ્રહાર થયો હશે?'

'મને તો એ જ સાચું લાગે છે.'

'તમે માની શકતા નથી કે તેને બોલાવી લાવનાર માણસે જ તેના પર દગાથી વહાર કર્યો હોય?'

'મારો અંતરાત્મા પણ આ વાતની સાક્ષી પુરે છે.'

'આટલું છતાં તમે તે માણસનું નામ આપી શકતા નથી. કેમકે તમે વચનથી બંધાયા છો, ખરૂં?'

'જી, હા. મારૂં અનુમાન છે કે વાસુદેવનો ખૂની પોતાની મેળે જ પ્રકટ થશે.'

'ખુન કરવાનું કારણ જાણો છો?'

'હા.'

'શું?'

'હું ધારૂં છું કે તે માણસ વાસુદેવની પત્નીનો ચાહક હોવો જોઇએ. તેમની બંનેની વાતચીત પરથી હું આટલું કલ્પી શકયો હતો. કદાચ મારી કલ્પના જુઠી પણ હોય. હું તો અટકળે કહું છું.'

'બસ, હું આટલું જ જાણવા માગતો હતો. સેનાપતિ! હવે તમે અહીંથી જઇ શકો છો.'

માલવનાથના મોંપર આનંદ પ્રસરેલો જોઇ માલવી સેનાપતિ વિસ્મય પામ્યો. તેણે તરત ત્યાંથી જવા માંડયું.

---

## પ્રકરણ ૪૩ મું

### વત્સરાજે કહેલું હત્યાકથન

આચાર્ય મુરાર એક માણસને લઇ માલવનાથની સન્મુખ આવી પહોંચ્યા. તે માણસે માલવનાથને વંદન કર્યા.

'આને તો હું ઓળખું છું,' માલવનાથે તે માણસના મોં સામે જોયા પછી આચાર્ય તરફ ફરીને પૂછ્યું: 'આનું નામ વત્સરાજ છે, ખરું?'

તે માણસે જવાબમાં નમ્રતાથી કહ્યું: 'જી, હા. સેવકનું નામ વત્સરાજ.'

'હાલમાં અહીં ઉજ્જયિનીમાં છોને?'

'જી, હા. આપના રાજ્યમાં છું.'

'નોકરીમાં રહ્યા છો?'

'જી, હા. મને માલવસેનાપતિએ નોકરીમાં રાખવાનું વચન આપ્યું હતું.'

'ખુશી થવા જેવું છે.'

એટલું કહી માલવનાથે તેને બેસવાનું સૂચવ્યું. વત્સરાજ આસન પર બેઠા પછી માલવનાથે કહ્યું: 'તમને ઇનામ મળશે. પાંચ લાખ સુવર્ણમુદ્રાઓનું. પણ તમારે નિહાલના ખેડૂત પર વહાર કરવાનું ખરું કારણ મારી આગળ જણાવવું પડશે.

વત્સરાજે માલવનાથની સૂચના મુજબ બધી હકિકત સવિસ્તર કહી સંભળાવવા માંડી:

'મહારાજ! એક વખત એટલે થોડા સમય પૂર્વે હું અર્બુદારણ્યમાં રાજસેવક હતો. મારા તરફ કેટલાક રાજકર્મચારીઓ અકારણ અદેખાઇ કરતા હતા. એક દિવસે તો મારે પ્રધાન સાથે વિવાદમાં ઉતરવું

પડયું. તેણે મારૂં સખત અપમાન કર્યું. આ અપમાનનું વેર લેવાનું મે મનમાં જ નક્કી કરી રાખ્યું હતું. એ સમયે હું એ અપમાન ગળી ગયો હતો. વેર વાળવાની તક જોતો હતો. આ સમય દરમ્યાન હું નિહાલ-પ્રદેશમાં ઘણી વેળા જતો આવતો. એક રજપૂત ખેતીહારને ત્યાં ઉતરતો. આ ખેતીહારને એક પુત્રી હતી. તે અતિશય સુંદર હતી. મારૂં તેના પર ચિત્ત ચોંટયું. મેં એકવાર ખેતીહાર પાસે તેની કન્યાની માગણી કરી.'

'ખેતીહારની કન્યાનું નામ ?'

'એ નામ હું આપી શકું તેમ નથી.'

'કાંઇ હરકત નહિ. પછી શું થયું ?'

વત્સરાજે આગળ કહેવા માંડયુંઃ 'ખેતીહારે તેની રૂપવતી કન્યા મારી જોડે પરણાવવી કે કેમ, તે બાબતનો વિચાર કર્યા પછી મને જવાબ આપવાનું જણાવ્યું. તે પછી હું તેના આવાસમાંથી જતો રહ્યો હતો. કેટલાક દિવસો પછી હું ફરી પાછો નિહાલમાં એ ખેતીહારને ઘેર આવી ઉતર્યો. તેની ગેરહાજરી જોઇ મેં તેની પત્નીને તેનો પતિ ક્યાં છે એમ પૂછ્યું. મારાં પ્રશ્નના જવાબમાં તે બોલી કે ખેતીહાર પરલોકવાસી થયા. હું તેને ત્યાં બે ત્રણ દિવસ મહેમાન તરીકે રહ્યો. એક સાંજે મેં રૂપવતીને એકાંતમાં મારી સામે ઊભેલી દીઠી. મેં આનંદિત ચહેરે પૂછ્યુંઃ

'કેમ ?'

જવાબમાં તે બોલીઃ 'સારૂં.'

'તારે મારી સાથે પરણીને સુખી થવાની ઇચ્છા છે ?'

'ભાઇ ! હું તો પરણી.'

'કોને ?'

'વાસુદેવને.'

અમારી વચ્ચે આ પ્રમાણે વાતચીત થઇ હતી. વાસુદેવની જોડે ટૂંક મુદ્દતમાં તેને પરણી ગયેલી જાણી મારા દિલમાં આઘાત થયો. મેં એને મનાવીને કહ્યુંઃ 'વાસુદેવને છોડી દે.'

'તેણે મારી માગણીનો તિરસ્કાર કર્યો.'

વત્સરાજે આટલે સુધી કહ્યા પછી તેણે આચાર્ય મુરારના ચહેરા પરનો ફેરફાર જોતાં પોતાની વાત અધૂરી રહેવા દીધી.

માલવનાથે વત્સરાજ ન જોઇ શકે તેવી સાવચેતીથી આચાર્ય મુરાર સામે જોઇ તેને શાંત રહેવાની સૂચના કરી.

આચાર્યમુરારે રાજાની સૂચનાનો તત્કાળ અમલ કરતાં વત્સરાજને ઉદ્દેશીને કહ્યુંઃ 'માળવાના મદદગાર રાજસેવક! અત્યારે તમારી સ્પષ્ટ વાતો સાંભળી મને વાસુદેવની પત્ની પર ક્રોધ ચડયો.'

વત્સરાજ બોલ્યોઃ 'એથી જ તમારા મોં પર લાલાશ આવી ગઇ, ખરું?'

'આવે નહિ?' વધારે શું બોલવું, તેની આચાર્યને સમજ ન પડવાથી તે મૂંગા રહ્યા.

રાજા ઉદયાદિત્યે ઠાવકું મોં રાખી વત્સરાજને પૂછ્યુંઃ 'તે દિવસથી જ તમે રૂપવતી કન્યાને તમારા બળનો પરિચય કરાવવાનું નક્કી કર્યું હશે!'

'જી, હા.' વત્સરાજ બોલ્યોઃ 'એક ખેડુતની છોકરી મારા જેવાની માગણીનો અસ્વીકાર કરે, અને હું કાંઇપણ ન કરી શકું તો મારા અંતઃકરણમાં કેવી વેદના સળગ્યા કરે?'

વત્સરાજે ક્ષણેકવાર અવાક્ રહી જણાવ્યુંઃ 'એક દિવસે મારા સાંભળવામાં આવ્યું કે માલવી સેનાધ્યક્ષ લશ્કર સાથે અર્બુદ ભૂમિ પર આવે છે. આ સમાચાર સાંભળી મને આનંદ થયો. મેં નક્કી કર્યું કે, મારું અપમાન કરનાર પ્રધાન જે અર્બુદભૂમિ પર પ્રભુત્વ જમાવી બેઠો છે, તે ભૂમિ પારકાના હાથમાં જવી જોઇએ. એમ બને તોજ અભિમાની પ્રધાન રસ્તાનો રૂખડતો બને અને મારા અપમાનની જ્વાળા બૂઝાવા પામે. બસ, પછી હું અર્બુદભૂમિમાંથી નિહાલમાં આવ્યો. માલવી સેનાધ્યક્ષને મળ્યો. અહીં મારે કહેવું જોઇએ કે વાસુદેવના બળની તારીફ મેં સાંભળી હતી. હું જાણતો હતો કે નિહા-

લનો ખેડૂત વાસુદેવ માલવી સેનાને હંફાવી મૂકશે. મને થયું કે માલવી સૈન્યને કોઇપણ પ્રકારનું વિઘ્ન નડવા ન પામે, એવું કાંઇક કરવું. મેં વિચાર કરી જોયો હતો. મારા દિલમાં એક પ્રેરણા જન્મી. મેં નક્કી કર્યું કે વાસુદેવનો કાંટો ઉખેડી નાંખવો. આમ કરવાથી માલવીસેના સહેલાઇથી નિહાલમાંથી પસાર થઇ શકશે. અર્બુદભૂમિના પ્રધાને કરેલું મારું અપમાન અને ખેડૂત કન્યાએ કરેલો મારો તિરસ્કાર બંને ન્યાય મેળવી શકશે.'

આટલું બોલી વત્સરાજ અટકયો. માલવનાથે મુરારના મોં સામે જોતાં જણાયું કે તેની આંખમાં અગ્નિ સળગતો હતો. માલવનાથે આંખ કાઢી મુરારને ફરી ચેતવ્યો. મુરાર સ્વસ્થ થઇ હસવા લાગ્યો. તેણે વત્સરાજને ઉદ્દેશીને કહ્યું: 'અપમાન કરનારને અને તિરસ્કાર કરનારને એક જ ઝાટકે સાફ કરવાની તમે તક શોધી કાઢી, એ કાંઇ જેવી તેવી બુદ્ધિ ન કહેવાય.'

રાજા ઉદયાદિત્ય બોલ્યા: 'અપમાન અને તિરસ્કાર વચ્ચે ખાસ તફાવત નથી. બંનેને અપમાન કરનારી વ્યકિતઓ માનવામાં આવે તો જરાય ખોટું ગણાય નહિ.'

આવી નિરર્થક ચર્ચા સાંભળવાની વત્સરાજની ઇચ્છા નહોતી. તેને આ ચર્ચામાં કાંઇ મજા આવી નહિ.

રાજા ઉદયાદિત્યે વત્સરાજના મોં પરના ભાવ જોઇ તેને પૂછયું: 'માલવસેનાપતિને તમે મળ્યા પછી શું થયું?'

વત્સરાજ બોલ્યો: 'મારે એની સાથે ઘણી વાતચીત થઇ. મેં એને જણાવ્યું કે વાસુદેવને તમારા પક્ષમાં મેળવી લેશો તો જ નિહાલમાંથી પસાર થઇ શકશો.'

સહેજ વિરમી વત્સરાજે આગળ કહેવા માંડયું: 'કેટલીક ચર્ચાને અંતે માલવીસેનાપતિએ મારું કહેવું કબૂલ્યું. પછી હું વાસુદેવને તેની સમક્ષ લઇ આવ્યો. તેને ઘણું સમજાવવા છતાં તે સમજ્યો નહિ. આથી મેં તેના પર ગુસ્સે થઇ તેની પત્ની સંબંધે પણ કહી દીધું.

હું આવેશમાં એટલું બધું બોલી ગયો હતો કે જે સાંભળી સેનાધ્યક્ષને પણ મારું બોલવું અવિવેકી જણાયું હશે. વાસુદેવ તો મારા પર લાલપીળો થઇ ગયો હતો. થોડીવારે મારો આવેશ શાન્ત પડતાં મને મારી ભૂલ સમજાઇ. મેં ભૂલ ખાધી છે, એવું મને જણાઇ આવતાં મેં યુક્તિપૂર્વક વાસુદેવ આગળ મારી ભૂલ બદલ પશ્ચાત્તાપ કર્યો. આ વખતે માલવી સેનાધ્યક્ષને પણ મારો પશ્ચાત્તાપ ખરો લાગ્યો હશે.

જ્યારે હું અને વાસુદેવ માલવી સેનાધ્યક્ષના શિબિરમાંથી બહાર નીકળ્યા, ત્યારે સેનાપતિએ પોતાના સૈન્યને કૂચ કરવાની આજ્ઞા આપી હતી. આ આજ્ઞા શબ્દો વગરની સાંકેતિક હતી. સેનાધ્યક્ષે મારી સામે જોઇ સંકેત કર્યો હતો. હું બરાબર સમજ્યો હતો. વાસુદેવનું અમારા નેત્રાભિનય પ્રત્યે લક્ષ ન હોતું.

અમે શિબિર બહાર નીકળી વાતો કરતા ચાલતા હતા. અમારે ઘણું ચાલવાનું હતું. અમે થોડા સમય સુધી ચાલ્યા પછી અચાનક આર્તનાદ સાંભળવામાં આવ્યો. આ આર્તનાદ અમે આવ્યા હતા, એ તરફથી આવ્યો હતો.

વાસુદેવે મને પૂછ્યું: 'માલવી સેનાપતિએ લશ્કરને આગળ વધવાનો હુકમ આપ્યો જણાય છે. તમને શું લાગે છે?'

મેં જવાબ દીધો: 'મને પણ એમ જ જણાય છે.'

'ઉતાવળે ચાલો.'

'કેમ?'

'હું મારા સાથીદારોને આજ્ઞા કરવા ઇચ્છું છું.'

'મારું માનો તો માલવસેનાપતિનો સામનો કરવાનો વિચાર હજી પણ મોકુફ રાખો.'

'તું દિવાનો થયો લાગે છે. તારા બોલવામાં ઠેકાણું નથી.'

મેં કહ્યું: 'વીર વાસુદેવ! તમારૂં કથન સાચું છે. કેટલાક દિવસથી મારૂં ચિત્ત અસ્થિર છે. હું શું બોલું છું, તેની મને ખબર રહેતી નથી. હું તમને એ આક્રમણકારીના શિબિરમાં લાવવામાં પણ મૂર્ખ બન્યો છું—ભોળવાયો છું.'

તે બોલ્યો: 'અસ્થિર મગજના માણસો દુનિયામાં સંખ્યાબંધ છે. તું પણ તેમાંનો એક છે. અનેક ભીરૂ માણસો ગમે તે માણસથી ડરી જાય છે. તું પણ માલવસેનાપતિથી ડરી ગયો છે. તું ડરીશ નહિ. તારી ભૂલો બદલ વધારે સંતાપ કરીશ નહિ. મારા સાથીદારો મારી આજ્ઞા સાંભળતાં જ માલવી સૈન્યની વચ્ચે વજ્ર થઈને તૂટી પડશે. એકસો શૂરવીરો તેના સૈન્યનો અર્ધો ભાગ ખાઇ જશે. પછી તારી અર્બુદભૂમિને તેનો સામનો કરવો કઠિન નહિ જણાય.'

તેની આ વાત મને બહુ જ ગમી. તેનું ભોળપણુ મને શાંતિકર બન્યું.

અમે થોડોક માર્ગ કાપ્યા પછી વાસુદેવને મેં કહ્યું: 'આપણે ઘડિભર વિશ્રામ લઇએ. હું થાકી ગયો છું.'

તે બોલ્યો: 'તારી ઇચ્છા હોય તો વિશ્રામ લઇએ, મારી ઇચ્છા તો નથી જ.'

મેં જણાવ્યું: 'મારે ખાતર.'

મારી માગણી સ્વીકારી તેણે વિશ્રામ લેવાનું કબૂલ્યું. એક ઝાડ નીચે અમે બંને બેઠા.

પહેલો પોકાર થયો હતો, તે ક્યારનોય બંધ પડી ગયો હતો. અમે બેઉ જણા કેટલી યે વાર સુધી એ ઝાડ નીચે આરામ કરતા બેસી રહ્યા હતા. વાસુદેવ મને દેશધર્મનું મહત્ત્વ સમજાવતો હતો. હું સાંભળ્યે જતો હતો.

એકાએક ચારે બાજુએથી પોકાર આવવા માંડયા. અમે બંને સ્વસ્થ થયા. ચોદિશાએથી માણસોની દોડાદોડ થતી હોય એવા પડઘા સંભળાતા હતા. વાસુદેવે તરવાર હાથમાં લીધી. તેણે મને કહ્યું: 'મારી પાછળ દોડયો આવ.'

આટલું કહી ઉન્મત્ત માણુસ પેઠે તરવારને હવામાં ઉછાળતો તે એક બાજુએ દોડવા લાગ્યો. હું તેની પાછળ દોડયો. થોડેક ગયા પછી અમે બંને માણસો અને સૈનિકોથી ઘેરાઇ ગયા. આ માણસો નાસભાગ કરતા નિહાલના ગામડીઆ હતા.

મને ડર લાગ્યો કે વાસુદેવ અનર્થ કર્યા વગર નહિ રહે. મારા આ ડરને લીધે મેં મારા હાથમાંની તરવારથી તક સાધીને વાસુદેવપર વહાર કર્યો. મેં એવો સખત ઝાટકો માર્યો હતો કે તે જમીન પર લોટી ગયો. હાહાકાર થયો અને હું એ ટોળામાંથી બહાર નીકળી ગયો. માલવાના સૈનિકોએ વિસ્મિત નેત્રે મારી સામે ક્યાંય સુધી જોયું હતું.

આટલું બોલી વત્સરાજે ગર્વથી આગળ કહ્યું: 'મહારાજ! વાસુદેવ પર વહાર કરનાર હું છું, મને ઇનામ આપો.'

એ જ પળે માલવનાથે પોતાના આસનપરથી ઊઠી આચાર્ય મુરારને આગળ વધતો અટકાવ્યો.

વત્સરાજે જોયું કે આચાર્ય મુરાર ભયંકર શસ્ત્રથી કોઇના શરીરપર વહાર કરવા તત્પર થયા હતા.

વત્સરાજને એકાએક બનેલા આ બનાવનું રહસ્ય સમજાયું નહિ. તે ચકિત થઇ ઊભો રહ્યો.

---

## પ્રકરણ ૪૪ મું

## માલવસેનાપતિએ નાખેલી વજ્રચૂડ

કુરણરાજે શિબિરમાં મહામંત્રી અને રૂપલેખાની રાહ જોવા માંડી હતી. એક સૈનિકે આવી નમન કરીને કહ્યું: 'પ્રભુ! સૈન્યની ઉત્તર દિશાએ ભંગાણ પડયું છે.'

રાજાએ હસીને જવાબ દીધો: 'કોઇ જ આશ્ચર્યની બીના નથી. જા, જઇને અતુલને મોકલ.'

સૈનિક નમન કરી કાંઇપણ બોલ્યા વગર ઝડપથી જતો રહ્યો.

આજુબાજુના તંબૂમાંથી આવતા અવાજ પરથી પ્રતીત થતું હતું કે અકસ્માત્ જણાય તેવો બનાવ બન્યો હતો.

બીજા સૈનિકે આવી નમન કરી જણાવ્યું: 'મહારાજ! માલવસેનાધ્યક્ષે ગૂર્જરસૈન્યમાં હાહાકાર વર્તાવ્યો છે. ઉત્તર દિશાએથી આપણું સૈન્ય પાછું હટે

કરણદેવે સહેજ ઉશ્કેરાયા વિના શાંતિથી કહ્યું: 'સેનાધ્યક્ષ કિરીટને જલ્દી મોકલ.'

બીજો સૈનિક પ્રણામ કરીને બોલ્યો: 'જેવી આજ્ઞા.'

બીજી જ પળે તેણે જવા માંડયું.

હજી તે તંબૂની બહાર ગયો નહિ હોય, એટલામાં તો અતુલ અંદર આવી ઊભો રહ્યો. તેની સાથે બે યુવાનો હતા.

રાજાએ પૂછ્યું: 'શા સમાચાર છે?'

અતુલ બોલ્યો: 'આપે સાંભળ્યા તે જ.'

રાજાએ કહ્યું: 'મારી આજ્ઞા મળી?'

'જી, નહિ. હું આજ્ઞા લેવા આવ્યો છું.'

'કઇ બાબતની?'

'વ્યૂહરચના સંબંધમાં યુક્તિ લડાવવાની જરૂર છે. કેમકે માલવી સેનાધ્યક્ષે આપણા સૈન્યની ઉત્તર દિશાની પાંખને વજ્રચૂડથી જકડી રાખી છે. અને વજ્રચૂડને શી રીતે ભેદવી, તે બાબતમાં હું બહુ જાણતો નથી.'

'તમારી કબૂલાત તદ્દન સાચી અને ઉપયોગી છે. વજ્રચૂડને ભેદવા જતાં જો ભૂલથાપ થઇ જાય તો વિનાકારણ આપણી ત્રણ પાંખો કપાઇ જાય.'

'પૂર્વની અને પશ્ચિમની પણ ખરું?'

'એમાં શક નથી. આ બાબતમાં એક જણની સલાહ નકામી છે.' આટલું બોલી કરણરાજે અતુલની સાથે આવેલા યુવાનો સામે જોઇ પૂછ્યું: ''વજ્રચૂડ સંબંધમાં તમે કાંઇ શીખ્યા છો?'

''જી, હા. શત્રુસૈન્યને વજ્રચૂડથી જકડવાની યુક્તિ કરનાર એક મગજ હોઇ શકે નહિ.' મનોહરવર્માએ પોતાનો મત આપ્યો: 'હું ધારું છું, ત્યાંસુધી માલવ સેનાધ્યક્ષને કોઇ બુદ્ધિમાન્ માણસે વજ્રચૂડની ખરી વ્યાખ્યા આપી લાગે છે.'

તેના આ જવાબથી ગૂર્જરેશ્વર ચકિત નેત્રે તેના સામું જોઇ રહ્યા.

'મનોહરવર્મા! આટલું ઊંડું જ્ઞાન તેં કોની પાસેથી મેળવ્યું?'

'મારો એક જીવનસાથી છે. યુદ્ધનિષ્ણાત છે. એક દિવસે તેણે મારી આગળ યુદ્ધશાસ્ત્ર સંબંધમાં કહેવા માંડયું હતું. મારો સાથી બોલ્યો હતો કે હરીફ સૈન્યનું તમામ જોમ હરી લેવું હોય ત્યારે વજ્રચૂડથી ઉત્તર દિશાની પાંખ પકડી લેવી. આમ કરવાથી વજ્રચૂડને પુરતી રીતે નહિ ઓળખનારા હરીફો પશ્ચિમ અને પૂર્વ દિશાની પાંખ પર પોતાના સૈન્યનું બળ વધારવા માંડશે અને ત્રણે બાજુથી તેઓ જકડાઇ જઇ કપાઇ જશે.'

રાજા બોલ્યોઃ 'આવી મતલબની વાતચીત મેં પણ કોઇની આગળ કહી હતી.' આટલું કહી તે મૌન રહ્યો. તેના ચહેરા પર ઊંડી શોકછાયા ફરી વળી હતી.

મયણુલનો પત્તો હજી સુધી મળ્યો નથી. મયણુલને શોધવા સારૂ તેણે આકાશ પાતાળ એક કરવા જેવી કોઇ જવાળા સળગાવી નહોતી. ફરી ફરીને તેણે કોઇની આગળ મયણુલના ગુમ થયાનો આવેશ વ્યક્ત કર્યો ન હોતો. આ બધું તેના મનમાં પડછંદ પાડતું હોય તેમ તેને જણાવા લાગ્યું. તરત તેણે સ્વાસ્થ્ય પ્રાપ્ત કર્યું અને મોં પર હર્ષ લાવી તે બોલ્યોઃ 'વજ્રચૂડ નાખવી એ સહેલી વાત નથી અને વજ્રચૂડને ભાંગવી એ પણ જેવી તેવી વાત નથી.'

પછી તેણે અતુલના મોં સામે જોઇ પૂછયુંઃ 'તમે આ વિષયનો અભ્યાસ નહિ કર્યો હોય?'

'કર્યો તો છે.' અતુલે ગંભીરતાથી જવાબ દીધોઃ 'પણ પૂરતો નહિ.'

અત્યારસુધી મૂંગો ઊભેલો ઇન્દુવર્મા બોલ્યોઃ 'મેં સાંભળ્યું છે કે વજ્રચૂડનો પૂરતો અભ્યાસ ભારતવર્ષમાં ભાગ્યે જ બેચાર માણસોએ કર્યો હશે.'

કરણુરાજે કહ્યુંઃ 'તમારૂં કહેવું સાચું હોય તો ભારત બહારના માણસોને કદાચ વજ્રચૂડની જરાય માહિતી નહિ હોય.'

મહામંત્રી તંબૂમાં દાખલ થતા દેખાયા, દરેકનું લક્ષ તેમના તરફ ગયું. તેમની સાથે ખેડુત વિધવા હતી.

રાજાએ મહામંત્રીને ઉદ્દેશી પૂછ્યું: 'સેનાધ્યક્ષ કિરીટ ક્યાં છે?'

'થોડીવાર પહેલાં શિબિરમાં હતા. શત્રુઓએ વજ્રચૂડ નાંખ્યાની વાત સાંભળી તે આચાર્ય મુરાર પાસે ગયા છે.' રાજાએ પૂછેલા પ્રશ્નના જવાબમાં મહામંત્રીને બદલે ખેડૂત વિધવાએ કહેવા માંડયું. 'મેં એમને આચાર્ય મુરાર પાસે જવાની સલાહ આપી છે.'

આ સાંભળી રાજા કરણદેવ સહેજ ગુસ્સાથી બોલ્યા: 'શું વજ્રચૂડ તે કોઇ નારાયણાસ્ત્ર છે?'

ખેડૂત વિધવા બોલી: 'મહારાજ! માલવીસેનાપતિએ જે વજ્રચૂડ નાંખી છે, તે આ યુગમાં નારાયણાસ્ત્ર જેટલી જ ભયાનક બને તેવી છે.' સહેજ વિરમી તેણે આગળ કહ્યું: 'વજ્રચૂડ એક જાતની હોતી નથી.'

મહામંત્રીએ ખેડૂત વિધવા તરફ મોં ફેરવી કહ્યું: 'રૂપલેખા! શું મહારાજને વજ્રચૂડના પ્રકાર સમજાવવા બેઠી છે?'

મનોહરવર્મા તરત બોલ્યો: 'મહારાજ વજ્રચૂડના પ્રકાર જાણે છે.'

રાજાએ વિસ્મિત થઇ કહ્યું: 'તેં કેમ જાણ્યું?'

મનોહરવર્માએ જવાબ ન આપ્યો.

આશ્ચર્યચકિત થયેલા રાજાએ ખેડૂત વિધવાને ઉદ્દેશી સહેજ રોષપૂર્વક કહ્યું: 'રૂપલેખા! કિરીટ તારો ભાણેજ થાય છે, એ હું જાણી શક્યો છું.'

ખેડૂત વિધવાએ મહામંત્રીના મોં સામે જોઇ પોતાની નજર ફેરવી લીધી.

રાજાએ રોષભરી સ્થિતિમાં આગળ બોલવા માંડયું: 'વજ્રચૂડના આઠ પ્રકાર છે, તેની મને ખબર છે.' સહેજ વિરમી તેમણે ખેડૂત વિધવાને ઉદ્દેશીને પૂછ્યું: 'તેં શા પરથી માન્યું કે આ વજ્રચૂડ આઠમા પ્રકારની છે?'

જવાબમાં તે બોલી: 'મહારાજ! કિરીટ અને ગૂજરાતી સૈન્યના અન્ય સુભટો ચકિત થઇ જાય એવી રીતે ઉત્તર દિશાની પાંખ પકડાઇ ગયાનું જાણવામાં આવે ત્યારે બીજું શું માનવું?'

રાજાએ તેની દલીલ કબૂલી લીધી. તેમના મોં પર પ્રગટેલી રોષરેખા ઊડી ગઈ. તેમણે શાંતિથી પૂછ્યું: 'આઠમો પ્રકાર તે શું, એ જાણે છે?'

'જી, હા.' ખેડૂત વિધવા બોલી: 'ત્રિશૂળપ્રવેશ.'

રાજાએ મનોહરવર્મા તરફ મોં ફેરવી કહ્યું: 'તારા જીવનસાથીએ ત્રિશૂળપ્રવેશ જેવો શબ્દ તારી આગળ ઉચ્ચાર્યો હતો?'

'હા.' મનોહરવર્મા બોલ્યો: 'ત્રિશૂળપ્રવેશનો અર્થ પણ તેણે મારી આગળ કહ્યો હતો.'

'કહે, જોઉં.'

'ત્રિશૂળની ત્રિધારા પેઠે સૈન્યની રચના કરવી. વચલી ધાર મજબૂત દેખાડવી અને બાકીની બંને ધાર શત્રુઓની નજરે ચડવા ન પામે તેવી રાખવી.'

રાજાનું આશ્ચર્ય વધ્યે જતું હતું. તેમણે મનોહરવર્માના મોં પર તાકીને જોવા માંડયું હતું. તે બોલ્યા; 'મેં પણ આ પ્રમાણે મારા એક સાથી આગળ ત્રિશૂળપ્રવેશનું વિવેચન કર્યું હતું.'

ખેડૂત વિધવા બોલી: 'મહારાજ! આપ શા માટે રોષે ભરાયા, તેનું કારણ હવે હું સમજી છું. મને ખબર નહોતી કે વજ્રવ્યૂહના આ આઠમા પ્રકારથી આપ જાણીતા હશો.'

રાજાએ કશો જવાબ આપ્યો નહિ. તેમણે વિચારવા માંડયું. વિચાર કરતી વખતે તેમણે આડકતરી રીતે બેત્રણ વખત મનોહરવર્માના મોં પર નિરીક્ષક દૃષ્ટિ ફેંકી હતી. આ જોઈ અતુલનું હૃદય ધડક્યું હતું. મનોહરવર્મા સંકોચાતો હોય તેમ જણાતું હતું.

થોડીવાર મૂંગા રહ્યા પછી ખેડૂત વિધવાએ નમ્રતાથી કહ્યું: 'મહારાજ! મારી ભૂલ થઈ હોય તો મને શિક્ષા કરો.'

'હું શિક્ષા કરીશ ખરો, પણ ક્યારે? જ્યારે સેનાધ્યક્ષ પોતાના મામા આગળથી ત્રિશૂળપ્રવેશનો પ્રતિબંધ કરનારું નિવારણ લઈ અહીં આવશે ત્યારે.' રાજાએ કહ્યું.

આ સાંભળી ખેડૂત વિધવા સ્તંભિત થઈ ગઈ.

## પ્રકરણ ૪૫ મું

## મામો ભાણેજ

'હા, એ ભય ઊભો કરનાર હું જ છું. માલવીસેનાપતિને મેં જ એ રસ્તો બતાવ્યો છે. હું ધારું છું કે તેણે મારી સલાહ મેળવી જે વ્યૂહ નાંખી છે તેને ખંડિત કરી શકે એવી કોઈ વ્યક્તિ ભારતવર્ષમાં નહિ હોય. તું જો એ આશાએ આવ્યો હોય કે હું તને નિવારણનો માર્ગ બતાવીશ તો તારું અહીં આવવું નિરર્થક ગયું માનજે.'

'મુરારમામા! હું કદી પણ તમારી આગળ લાચારી બતાવવા આવ્યો નથી, એ તમારે ભુલવું જોઈએ નહિ.'

'કિરીટ! તું સમજુ છે.' આચાર્યજીએ કહ્યું: 'તને જેટલું તારું કર્તવ્ય પ્યારું છે, એટલું જ પ્યારું મને મારું કર્તવ્ય છે.'

'મેં પ્રતિજ્ઞા કરી છે, તે જાણતા હશો.'

'હા, જાણું છું કે તેં મારા બન્ધુ વાસુદેવના ઘાતકને મનુષ્યપ્રાણનું મૂલ્ય સમજાવવાની પ્રતિજ્ઞા કરી છે.'

'તો શું મારી પ્રતિજ્ઞા નિરર્થક બને, એમ ઇચ્છો છો?'

'તને લાગે છે કે હું એવી ઇચ્છા કરું?' આચાર્ય મુરારે પૂછવા માંડયું: 'કિરીટ! થોડીવાર પહેલાં જ મેં તને કહ્યું કે વાસુદેવનો ઘાતકી પોતાની મેળે જ ખુલ્લો થયો છે. કેમ, તને યાદ ન રહ્યું?'

જવાબમાં કિરીટ બોલ્યો: 'અને તમે એમ પણ કહ્યું કે માલવ-નાથે વત્સરાજને રક્ષણ આપવાનું વચન આપ્યું હોવાથી તમારે તમારા બન્ધુના ખુનીનું રક્ષણ કરવું પડશે.'

'તારો રાજા જેને અભયવચન આપે, તેને રક્ષવા તું બંધાયો નથી?'

'એવું ગોળ ગોળ બોલવા કરતાં એમ શા માટે સ્પષ્ટ કહેતા નથી કે, તે તમારા બળવાન રક્ષણ હેઠળ નિર્ભય છે.'

'કેટલાક સંજોગોમાં સ્પષ્ટ કહેવાની જરૂર પડતી નથી.'

'અને સમજી લેવાની જરૂર હોય છે એમ જ ને?'

આચાર્ય હસીને બોલ્યા: 'હવે જમવાનો વખત થયો છે. તને જે જવાબ આપવાનો હતો, તે મેં આપી દીધો છે. ચાલ, ઊઠ, મને ભૂખ લાગી છે.'

કિરીટ ઊભો થતાં બોલ્યો: 'તમે જમો. હું જઈશ.'

'તું જમશે નહિ?'

'આ વખતે તો નહિ જ.'

'કાંઈ બાધ છે?'

'હા.'

'શો બાધ છે?' આચાર્ય મુરારે વિદાય થતા કિરીટ તરફ એક ડગલું આગળ વધતાં કહ્યું: 'ઊભો તો રહે. અરે, ખુલાસો કર્યા વગર શા માટે જતો રહે છે? તને કાંઈ માઠું લાગ્યું?'

કિરીટે એકવાર મોં ફેરવી પાછળ જોયું. પણ જવાબ ન આપ્યો.

ભાણેજને નિરાશ થઈ ચાલી ગયેલો જોઈ આચાર્યમુરારના હૃદયમાં સખત વેદના જન્મી.

'હું લાચાર છું. એને જેમ રાજધર્મ છે તેમ મારેય છે. તેના માથા પર વિશ્વાસ, વીરત્વ અને કર્તવ્યની ઝુંબેશ છે તેવું બધું જ મારા માથા પર ક્યાં નથી?' આચાર્ય એકલા બબડવા લાગ્યા: 'એને મામો વહાલો હતો અને મને ભાઈ વહાલો ન હોતો? એને એની પ્રતિજ્ઞા પર પ્રાણ રેડવાની ધગશ છે અને મને નથી?'

સહેજ વિરમી તે રૂંધાયલા ગળે આગળ બોલવા લાગ્યા: 'એની પ્રતિજ્ઞા કોના માટે? એની પ્રતિજ્ઞા જેટલી એને પ્રિય છે, તેટલી જ પ્રિય મને પણ છે. પણ આ વલોપાત નકામો છે. સગાંસ્નેહીની ભાવનાને પોષવી અને રાજધર્મને વિશ્વાસુ રહેવું, એ બંને કાર્યો મારી સ્થિતિમાં મૂકાયલા માણસથી બની શકે તેમ નથી.'

દુઃખની લાગણીને ભૂલી જવાના પ્રયત્નો કરતા મુરારે પોતાનાં કુટીરમાંથી બહાર નીકળી જમણા હાથ પરના રસ્તે ચાલવા માંડ્યું.

## પ્રકરણ ૪૬ મું

## સમગ્ર સૈન્યની નવેસરથી દોરવણી

'ભયંકર સંગ્રામ ખેડવો પડશે. કોણ બચશે અને કોણ મરશે, તે કહી શકાય તેમ નથી. દરેકે દરેક સૈનિકે અંતિમ ઉપાય સમજીને પોતાની પાંખ રક્ષવાનું વિસરવું નહિ. જેને મૃત્યુનું સ્વરૂપ ડરાવી શકતું નહિ હોય તેનો પરાજય નહિ થાય.'

ગુજરાતી સૈન્યના અધ્યક્ષો વાર્તાલાપ કરતા હતા, એ વખતે કરણરાજે પોતાના વિચારો વ્યક્ત કર્યા. આ સાંભળી એક અધ્યક્ષે કહ્યું: 'આખા સૈન્યની રચના બદલવી પડશે. એની દોરવણી કોણ કરશે?'

'સેનાધ્યક્ષ કિરીટ.' બીજા અધ્યક્ષે કહ્યું: 'બીજું કોણ કરે?'

'કિરીટની રાહ કયાં સુધી જોયા કરવી?'

'તમારી ઉતાવળ વ્યાજબી છે.'

'તો પછી હું કહું એમ કરવામાં આવે તો?'

'શું?'

'મહારાજે ફક્ત નકશો દોરી આપવો.'

'અને દોરવણીનો ભાર કોના માથે મૂકવો?'

'અતુલના માથા પર.'

રાજા કરણદેવે તેનાથી એક હાથ દૂર બેઠેલા મુંજાલ, ઉદો, દેવપ્રસાદ અને વાગ્ભટના મોં સામે વારાફરતી નજર ફેરવી લીધા પછી મૌન સેવ્યું.

યુવાન જેવા દેખાતા મુંજાલ મંત્રીએ મૌનભંગ કરતાં જણાવ્યું: 'અતુલ શેઠના માથા પર સૈન્યની દોરવણીનો બધો જ બોજો મૂકવા કરતાં અરધો બોજો મૂકાય તો વધારે સારું.'

ઉદો બોલ્યો: 'મુંજાલમંત્રીનું કહેવું ખોટું નથી.'

દેવપ્રસાદે કહ્યું: 'બાકીનો અરધો બોજો મારા માથાપર મૂકાય, એમ હું ઇચ્છું છું.'

કરણરાજે ગંભીરતાથી જણાવ્યું: 'મારી ઇચ્છા એવી છે કે સૈન્યની દોરવણીનો બધો બોજો અતુલશેઠના માથાપર મૂકીએ. પછી અતુલશેઠ ભલે પોતાની પસંદગી અનુસાર યોદ્ધાઓને ફરજ સોંપે.'

રાજાએ દર્શાવેલી આ યોજના દરેકે સ્વીકારી લીધી.

'તમે તૈયાર છો ને!'

'જી, હા.'

'હું નકશો દોરી આપું?'

'હવે સંમતિની જરૂર નથી.'

અતુલનો જવાબ સાંભળી રાજાએ કહ્યું: 'આજે સાંજે હું નકશો દોરીને તૈયાર રાખીશ.'

આટલું કહીને કરણદેવ ઊભા થયા. અધ્યક્ષમંડલના તંબૂમાં એકત્ર થયેલા બધા જ સભ્યો રાજાના માનમાં ઊભા થયા.

અતુલે પૂછ્યું: 'મહારાજ! આપ સંગ્રામભૂમિમાં હાજરી આપી શકશો?'

'હા.'

'લશ્કરના ભાગ પાડું?'

'હા, છ ભાગમાં લશ્કરને વહેંચી નાખવું પડશે.'

'આપ કયો વિભાગ સંભાળશો?'

'એકેય નહિ અને બધા જ.'

અતુલ હસીને બોલ્યો: 'સમજી ગયો.'

રાજા ગયા પછી તેમની પાછળ અધ્યક્ષોએ પણ જવા માંડયું હતું. તેમને જતા અટકાવી અતુલે કહ્યું: 'મારા વિચારો સાંભળી લો.'

અઠ્ઠાવીસ અધ્યક્ષોએ આતુરતાથી અતુલના મોં સામે જોયું.

અતુલે પોતાના વિચારો જણાવવા માંડયા: 'પહેલો વિભાગ દેવપ્રસાદનો, બીજો વાગ્ભટનો, ત્રીજો ઇન્દુવર્માનો, ચોથો મનોહરવર્માનો, પાંચમો રૂપલેખાનો અને છઠ્ઠો વિભાગ મુંજાલનો—આ પ્રમાણે સૈન્યની વહેંચણી કરું તો કોઇને હરકત છે?'

કોઇએ વિરોધ દર્શાવ્યો નહિ.

## પ્રકરણ ૪૭ મું

## માલવનાથના લશ્કરી તંબૂમાં

'મનમાંથી એક ઉદ્વેગ જતો નથી. તેનું કારણ શું છે, તે સમજી શકાતું નથી. પળેકવાર સુધી મન અસ્થિર રહે છે. રાજા સ્વસ્થ થવાનો યત્ન કરે છે. તેનો યત્ન નિષ્ફળ જતો નથી. સ્થિર થયા પછી તે યુદ્ધના વિચારો કરે છે. માનવસંહારનું ચિત્ર આંખ સામે ખડું થતાં તેમનું સર્વાંગ કાંપે છે. આ કંપમાં નિર્બળતાનું તત્વ સરખુંય જણાતું નથી. રાજાનું ધ્રુજતું અંગ કેટલીક પળો પછી સ્થિર થાય છે. એ વખતે તેમના ચહેરા પર કોઇ અદ્‌ભુત ગાંભીર્ય જન્મે છે.'

'આ બધું તેં શી રીતે જાણ્યું ?'

'કેમ ન જાણું ? પ્રયત્ન કરવાથી શું થતું નથી ?'

'ઉત્તંક ! મને સ્પષ્ટ રીતે કહી દે.'

આ સાંભળી ઉત્તંકે માલવ મહારાજને સ્પષ્ટપણે કહેવા માંડ્યું: 'આપની આજ્ઞા થયા પછી હું ગૂર્જરસૈન્યની છાવણી તરફ રવાના થયો. રસ્તે જતાં મને ઘણા વિચારો આવ્યા. આપે જે જે વ્યક્તિઓને મળવાનું સૂચવ્યું હતું તે તે વ્યક્તિને શી રીતે મળવું, તેનાં કારણો શોધવા પાછળ મેં મારા મગજને ખૂબ તકલીફ આપી.'

'વિચારમાં ને વિચારમાં તેં કેટલો વખત ખોયો ?'

'મારા હિસાબે ઘણો.'

'તેં ગૂર્જરરાજને મળવા જતાં પહેલાં કોઇ બહાનું શોધ્યું હશે !'

'દરેક વ્યક્તિને મળવાનું બહાનું શોધવાનું મને ઉચિત જણાયું હતું.'

આટલું બોલી ઉત્તંકે આગળ કહ્યું: 'સર્વથી પ્રથમ ગૂર્જરરાજને મળવાનું મેં નક્કી કર્યું હતું. હું તેમના શિબિરમાં ગયો. તેમણે મને આવવાનું કારણ પૂછતાં મેં પૂછ્યું કે, 'ઇન્દુવર્મા અને મનોહરવર્મા કોણ છે?'

સહેજ વિરમી તે બોલ્યો: 'મહારાજ ! મારા પ્રશ્નના જવાબમાં કરણદેવે પોતે અજ્ઞાન હોવાનું જણાવ્યું, અને તે પછી અમારી વચ્ચે જે વાતચીત થઇ હતી, તે હું આપની આગળ કહું છું.

કરણદેવે પૂછ્યું: 'તારા રાજાએ તને મોકલ્યો છે ને !'

મેં જવાબ આપ્યો: 'જી, હા. મારા શિરછત્રે મને તપાસ કરવા મોકલ્યો છે. હું આપના તિરસ્કારથી રાષ્ટ્રદ્રોહ કરતાં અટક્યો છું. આપે મને ઘોર પાપાચારને પંથે જતો અટકાવી પુણ્યના પંથ તરફ વાળ્યો છે. હું આપનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.'

કરણદેવ બોલ્યા: 'તને પુણ્યને પંથે ઊભેલો જોઇ મને આનંદ થાય છે.'

મેં કહ્યું: 'સત્યપ્રિય રાજન્! હું આપની આગળથી એ યુવાનો સંબંધે કાંઇ જ જાણી નહિ શકું ?'

તે હસીને કહેવા લાગ્યા: 'હું જાણતો હોત તો અવશ્ય તને કહેત.'

આ શબ્દો પર પૂરતો વિશ્વાસ રાખી મેં માની લીધું કે ગૂર્જર-રાજને ઇન્દુવર્મા તથા મનોહરવર્મા સંબંધે કશી જ ખબર નહિ હોય. ત્યાર પછી હું મહામંત્રીને મળ્યો. એમના તરફથી મને કશો સંતોષ-કારક જવાબ મળ્યો નહિ. તે પછી સેનાધ્યક્ષને મળવાનો મેં યત્ન કર્યો; પણ મારો યત્ન સફળ ન થયો. કેમકે સેનાધ્યક્ષ કિરીટ મારા જોવામાં આવ્યા નહિ. પછી અનેક પ્રકારના વિચારોને અંતે હું અતુલશેઠ આગળ ગયો. તેની આગળ મેં કાંઇપણ દંભ ન કરતાં બધું જ સાચું કહી દીધું.'

માલવનાથે વચ્ચે જ પૂછ્યું: 'અતુલ તરફથી શો જવાબ મળ્યો ?'

ઉત્તંકે કહ્યું: 'અતુલે મારી બધી વાતો સાંભળી લીધા પછી મને પોતાના રાજા સંબંધે કેટલીક વાતો કહી. તેણે કહેલી વાતો સાંભળી મારા દિલમાં આઘાત થયો. માનવસંહાર કેટલો બધો કરપીણ છે, તેનો ખરો ખ્યાલ મને થયા વિના ન રહ્યો. ગૂજરાતનો રાજા કેટલું બધું દયાળુ અંતઃકરણ ધરાવે છે, એ જાણવાની તક મને તેણે પુરી પાડી. તેણે પોતાના રાજાનું દિલ, ચાલુ વાતાવરણ અને સંસાર–સમાજ વગેરે પર જે વિવેચન કર્યું તે સાંભળીને મને એમ થઇ આવ્યું કે ગૂજ-રાતનો રાજા અશાંતિનો ચાહક નથી, વીર છે. તેનામાં વીરત્વનો જે પ્રકાશ છે, તે પ્રકાશ લોહીતરસ્યો નથી.'

આટલું બોલી સહેજ વિશ્રમી તેણે આગળ કહેવાનું ચાલુ રાખ્યું; 'અમારી વચ્ચે ઘણો વાર્તાલાપ થયો હતો. પોતાનો રાજા કોણ અને શું છે, તે સંબંધે તેણે મારી આગળ કેટલુંય વિવેચન કર્યું હતું. આપણા માલવદેશના સેનાધ્યક્ષે ગૂર્જરસૈન્યને વજ્રચૂડથી ઘેર્યું હોવાની અને તેને અંગે ચોમેર ભય પથરાઈ ગયાની બીના પણ તેણે મને જણાવી છે.'

આ સાંભળી માલવનાથના મોં પર હર્ષ છવાઇ ગયો. તેમણે ગૌરવાંકિત વદને પૂછયું: 'માલવસેનાધ્યક્ષે નાખેલી વજ્રચૂડ કોઇથી ભાંગી શકાય તેમ નથી.'

'એ લોકો પણ કબૂલ કરે છે. એટલું જ નહિ પણ તેઓ માને છે કે આ વજ્રચૂડ આચાર્યમુરારની વિદ્યાનું પરિણામ છે.'

'દરેક જાણકાર એમ જ માને છે.'

યુદ્ધક્ષેત્રની એક દિશાએ માલવીસૈન્ય પથરાયું હતું. તેમાં એક સુરક્ષિત સ્થાન હતું. આ સ્થાનમાં માલવનાથનો લશ્કરી તંબૂ હતો. ઉત્તંકે પોતે પ્રાપ્ત કરેલી ઘટના રાજા આગળ કહેવા માંડી હતી.

'એ યુવાનો સંબંધે અતુલ શેઠે શો ખુલાસો કર્યો?'

ઉત્તંક જવાબ આપવાનો યત્ન કરે, તે પહેલાં જ બહારના તંબૂઓમાં પોકાર પર પોકાર થવા લાગ્યા, તે માલવનાથને કાને પડયા. ઉત્તંકનું લક્ષ પણ તે તરફ ગયું હતું.

એક અનુચર દોડતો અંદર આવ્યો. કાંઇ પણ બોલ્યા વગર રાજાને હાથ જોડી ઊભો રહ્યો.

'શું છે?' માલવનાથે પૂછ્યું: 'ગભરાટનું કારણ છે કાંઇ?'

જવાબમાં અનુચરે કહ્યું: 'મહારાજ! અનર્થ થયો છે.'

'શી બીના છે?'

'સેનાધ્યક્ષ કિરીટ માલવીસેનાના પેટમાં છુપાયો છે.'

'કોણે કહ્યું?'

'તેણે એક પછી એક ચાર સૈનિકોની મુલાકાત લીધી હતી.'

'છૂપા વેશે?'

'જી, હા.'

'એ સૈનિકો ક્યાં છે?'

'બાજુના શિબિરમાં.'

'એના અધ્યક્ષને અહીં મોકલ.'

'જેવી આજ્ઞા.' કહી અનુચર નમન કરી જવા લાગ્યો. તેને જતો અટકાવી માલવનાથે ઉગ્ર સ્વરે પૂછ્યું: 'સૈનિકોને તેણે શું કહ્યું છે?'

'કહ્યું છે કે માલવનાથ તો શું પણ સાક્ષાત્ ઇન્દ્રનું રક્ષણ વ્યર્થ છે.'

'કોના સંબંધે આ શબ્દો?'

'વત્સરાજ માટે.'

'શું આચાર્ય મુરારના રક્ષણમાં રહેલો આશ્રિત અભય નથી?'

અનુચર કાંઇ પણ ન બોલ્યો.

માલવનાથે આજ્ઞા કરી: 'જા, ચાર સૈનિકો જેના અધ્યક્ષપણા હેઠળ હોય તેને સત્વર અહીં મોકલ.'

અનુચર મસ્તક ઝુકાવી વિદાય થયો.

---

## પ્રકરણ ૪૮ મું

## અદ્‌ભુત નિર્ણય

અનુચરની સાથે આચાર્ય મુરારને પોતાના શિબિરમાં પ્રવેશતા જોઇ માલવનાથે સાશ્ચર્ય પૂછ્યું: 'શું આપના સૈનિકોને કિરીટે ચેતવણી આપી છે?'

'જી, હા. મારા સૈનિકોને.'

'કિરીટ ગયો નથી?'

'મેં આપને જણાવ્યું હતું કે તે નહિ જાય.'

'હા, બરાબર છે. જ્યારે તમે એની અને તમારી વચ્ચે થયેલી મુલાકાતની બીના મારી આગળ કહી ત્યારે જ તમે કહેતા હતા કે તે વત્સરાજને માર્યા વગર પાછો નહિ ફરે.'

'કિરીટે આપણા સૈન્યમાં ભયનું વાતાવરણ પ્રવર્તાવી દીધું છે. આપણા સેનાધ્યક્ષે વજ્રચૂડ નાંખી એ લોકોમાં ભય ફેલાવ્યો છે.'

'ખરું કહો છો. ગૂર્જરસેનામાં સર્વત્ર જાણ થઈ ગઈ છે કે વજ્રચૂડ નાંખવાની વિદ્યા મેં જ બતાવી છે. તેના નિવારણ માટે કિરીટ મારી આગળ આવ્યો હતો. હું ધારું છું કે રૂપલેખા પણ આ સંબંધે ઘણું જાણે છે.'

માલવનાથ કાંઈ પણ બોલ્યા નહિ.

'કિરીટને મેં કેદ કર્યો હોત તો?'

'જે માણસ આપણા સૈન્યના પેટમાં પેસી ગયો છે, તે માણસ કેદમાંથી નાસી ન શકે એમ કોણ માને!'

'કોઈ ન માને. મારા જેવા બુદ્ધિમાન મનાતા માણસના પંજામાંથી અતુલ છટકી ગયો. બે ગૂર્જરો કેટલી બધી ગૂંચ મૂકી ગયા છે, જેનો હજી પત્તો નથી. એ બે યુવાનો કોણ હતા, તેનો પત્તો મળ્યો કે નહિ?'

'આ માણસને મેં એટલા જ માટે મોકલ્યો હતો.'

આચાર્યે મૂંગા ઊભેલા ઉત્તંકના મોં સામે જોયું. તેમણે નિરીક્ષા ચાલુ રાખતાં પૂછ્યુંઃ 'ઉત્તંક! કાંઈ ખબર લાવ્યો છે?'

'જી, હા. ખબર તો ઘણી લાવ્યો છું. મેં મહારાજને બધું કહી દીધું છે. મહારાજ તમને કહેશે.'

માલવનાથ તરત બોલ્યાઃ 'ઉત્તંકે મને એ યુવાનો કોણ હતા, તે સંબંધે કશું કહ્યું નથી.'

આચાર્ય મુરારે ઉત્તંકના મુખ તરફ જોયું. તેનો ચહેરો કાળાશથી ઘેરાતો જણાયો. તેનાં ચક્ષુઓ નિસ્તેજ દેખાયાં.

'કેમ કાંઈ બન્યું છે?' આચાર્ય મુરારે અધીરાઈથી ઉત્તંકને પૂછ્યુંઃ 'જે હોય તે સ્પષ્ટ કહી દે.'

ઉત્તંક બોલવા માગતો હતો, છતાં બોલી શકતો નહોતો.

'એવો કયો બનાવ બન્યો છે કે જેને લીધે તારી જિહ્વા વાચાહીન બની રહી છે?'

રાજાના આ પ્રશ્નના ઉત્તરમાં ઉત્તંકે તેમની આંખો સાથે આંખો મેળવી. આચાર્ય અને માલવનાથે એક જ પળમાં ઉત્તંકની પરિસ્થિતિ કલ્પી લીધી.

કોઇ હતાશ થયેલા રંક પેઠે ઉત્તંકની આંખમાં દયાની ભિક્ષા વલોવાઇ રહી હતી.

'મહારાજ!' આચાર્ય મુરારે માલવનાથને ઉદ્દેશી કહેવા માંડયું: 'ઉત્તંકને વચનથી બાંધવામાં આવ્યો હોય એમ નથી લાગતું?' 'અથવા કંઇ પણ ખુલાસો કરવાની તેની ઇચ્છા જણાતી નથી.'

આચાર્યે કહ્યું: 'એમાંથી કોઇ પણ એક કારણ છે જ.'

'હું કહું છું, તે જ કારણ છે.'

'આટલું બધું નિશ્ચયાત્મક?'

'હા, કેમકે તેણે મારી આગળ ઘણી વાતો કહી છે; જેમાંની કેટલીક એવી છે કે જે પ્રાપ્ત કરવી કઠિન લાગે.'

'આપ શું કહેવા માગો છો, તે હું સમજ્યો છું.' આટલું બોલી આચાર્યે ઊંડો શ્વાસ લીધો. પછી તેમણે કહ્યું: 'મહારાજ! ગૂજરાતનો મહામંત્રી, રાજા અને અન્ય અધ્યક્ષો સત્ય અને નિર્દંભ વસ્તુના પોષક છે, એમ આપ માનવા લાગ્યા છો, ખરું ને!'

માલવનાથે કહ્યું: 'એમાં કોઇ શક નથી.'

'તો પછી યુદ્ધ શા માટે?'

'એનો જવાબ આપી શકું એવી કોઇ દલીલ મને જડતી નથી.'

'સત્યપ્રિય રાષ્ટ્ર સામે યુદ્ધ કરવાની ફરજમાં મૂકાયા છીએ તો ફરજનું પાલન છેવટ સુધી કર્યે જવું, એમ જ ને!'

'એમ નહિ તો શું!'

'આપ શું કહો છો?'

'મેં ખોટું કહ્યું નથી. હું વગર વિચાર્યું બોલ્યો નથી.'

માલવનાથના આ શબ્દોમાં આચાર્યે કોઇ અદ્દ્ભુત નિર્ણય દીઠો.

---

# પ્રકરણ ૪૯ મું

## બંને સ્તબ્ધ થયા

'ઉત્તંક! એક કામ કરી શકશે?'

'જી હા.'

'તારા મોંપરની આતુરતા જોઇ હું આનંદથી આજ્ઞા કરૂં છું કે તારે આપણા સૈન્યમાં છૂપા વેશે વત્સરાજને શોધી રહેલા કિરીટને જીવતો પકડી પાડવો.'

'એ કાર્ય મારી શક્તિ બહારનું છે.'

'તારે કરવું જ પડશે.'

'તો આપે તે કાર્યની બીજી બાજુ કહેવી પડશે.'

'બીજી બાજુ?'

'હા, બીજી બાજુ એટલે નિષ્ફળતાની શિક્ષા.'

'હું સમજ્યો.' માલવનાથે ઉત્તંકને હસીને કહ્યું: 'તારાથી આ કાર્ય બની નહિ શકે તો હું તને દેશપારની શિક્ષા કરીશ.'

'કિરીટને પકડવાની મુદત?'

'ત્રણ દિવસ.'

'આપની આજ્ઞા માથે ચડાવું છું.' આટલું કહી ઉત્તંકે પ્રથમ રાજાને, પછી આચાર્યને નમન કર્યું અને પળનો પણ વિલંબ કર્યા વગર તે માલવનાથનો શિબિર છોડી વિદાય થઇ ગયો.

× × × ×

માલવનાથને વિચારમાં ડૂબેલા જોઇ આચાર્યે પૂછ્યું:

'ઉત્તંક જતો રહ્યો. હવે શો વિચાર કરો છો?'

'કાંઇ નહિ.'

'ના, કહો. છૂપાવો નહિ.'

'મારે ગૂર્જરરાજને મળવું છે.'

'યુદ્ધની પૂર્ણાહુતિ પૂર્વે આપ તેને મળવાની વાચ્છના કરી શકો પણ તે ક્યાં?'

'યુદ્ધક્ષેત્રમાં નહિ.'

'તેના તંબૂમાં?'

'હા. કહો, મને તેની સન્મુખ લઇ જઇ શકશો?'

'ના.'

'કેમ?'

'મારાથી એ કાર્ય બની શકે તેમ નથી.'

'કાંઇ નહિ. હું પોતે જ જઇશ.'

માલવનાથના મોં પર વિચારો અને લાગણીનું દ્વંદ્વ જોઇ આચાર્યે પૂછ્યું: 'આપને માઠું તો નથી લાગ્યું ને!'

'જરા પણ નહિ.'

'આપની આજ્ઞા હોય તો હું મારો નિશ્ચય બદલી શકું છું.'

'હું તમારો નિશ્ચય બદલવાનું તમને કદી નહિ કહું.' માલવનાથે ક્ષણેકવાર સુધી તેમના સામે જોયા કર્યું. પછી તે બોલ્યા: 'આચાર્ય! જો તમારો આગ્રહ હોય તો હું ગૂજરાતના રાજાને મળવાનો મારો વિચાર ફેરવી શકું છું.'

'હું અંતઃકરણથી એવું ઇચ્છતો નથી.'

બંને જણા થોડીવાર વિચારમાં મૂંગા રહ્યા.

તંબૂના દ્વારમાં પ્રવેશતી એક વ્યક્તિપર નજર પડતાં જ માલવનાથ ચોંક્યા. આચાર્ય સ્તબ્ધ થયા હતા.

'આ જ માણસ કે કોઇ બીજો?' તે વ્યક્તિએ વિકટ હાસ્ય કરતાં માલવનાથને ઉદ્દેશી પૂછ્યું: 'કહો, હું આપને પ્રશ્ન કરૂં છું.'

માલવનાથે કશો જવાબ ન આપ્યો. આચાર્ય એની એ જ સ્થિતિમાં ચિત્રવત્ હતા.

આનંદ માનવો કે અફસોસ? જ્યોતિ ઝગમગવા માંડી કે જ્વાલા સળગી? ગૌરવ જીતાયું કે ખોવાયું? આમાંનું શું થયું ને શું નહિ, તેની સમજણ એમાંથી કોઇને પડી નહિ.

# પ્રકરણ ૫૦ મું

## બદલો

**મા**લવનાથના તંબૂના દ્વારપ્રદેશની અંદર એક બાજુએ કિરીટ ઊંચું મોં રાખી ઊભો હતો. તેના એક હાથમાં વત્સરાજનું માથું હતું. બીજો ખડ્ગવાળો હાથ ઉત્તંકે પકડી રાખ્યો હતો. ખડ્ગ લોહિયાળ હતું. મસ્તકમાંથી રક્ત ટપકતું હતું.

જીવંતમૂર્છનાને મહામુસીબને દૂર કરી આચાર્યે કિરીટને ઉદ્દેશી પૂછ્યું: 'તેં આ શું કર્યું ?'

'મામા વાસુદેવના હત્યારાને—' કિરીટથી વધારે બોલી શકાયું નહિ. તેના બંને હોઠ બીડાઈ ગયા.

'તેં મારા પર વહાર કર્યો હોત તો સારું હતું.'

'જે કહેવું હોય તે કહે જાઓ.'

'બહેરા આગળ બંસીનાદ શા કામનો ?'

'અંધ પાસે સૂર્યકિરણો શા કામનાં ?'

'આ વિવાદ શા માટે ?'

'કટાક્ષ શા માટે ?'

આચાર્ય સુરારે ઉગ્ર બની કહ્યું: 'હું આ હત્યાનો જવાબ માગું છું.'

'બદલો ?'

'જરૂર.'

'શું ?'

'ન્યાયને પૂછી લે.'

'ન્યાય હોય છે ક્યાં ? કઈ જગામાં ?'

'જે તેનું પાલન કરે છે તેની પાસે.'

'તેના હાથમાં ?'

'ના, હૃદયમાં.'

'ન્યાયના પોષકોને હૃદય હોય છે ખરું ?'

'મારી પાસે દલીલો ઘણી છે. પણ હું—'

'કહો કે દલીલો કરવાની ઇચ્છા નથી.'

કિરીટે આપેલા પ્રત્યુત્તરો સાંભળી માલવનાથ ચકિત થયા હતા. આચાર્ય મુરાર ધુંધવાતા હતા.

'લોહી લોહીનું કામ કરશે.'

'મામા, આ શું બોલ્યા ?'

'તદ્દન સાચું.'

'આપના હાથમાં શસ્ત્ર નથી ?'

'છે. તું જોઇ શકતો નહિ હોય.'

'એને આજ્ઞા કરો કે લોહીને લોહીનું કામ કરવા દે.'

'તું કેદી છે.'

'માલવ મહારાજનો હુકમ થતાં જ હું બંધનમુક્ત છું.'

માલવનાથના હૃદય પર પથ્થર પડ્યો હોય એવી તેમને અસર થઇ. તેમને લાગ્યું કે પોતાના તંબૂમાં આચાર્ય અને કિરીટ વચ્ચે ખડ્ગનો વાદ શરૂ થશે.

ઓચિંતો વિચાર આવતાં જ માલવનાથે ઉત્તંકને ઉદ્દેશીને કહ્યું: 'કિરીટને છોડી દે.'

આચાર્ય વચ્ચે જ બોલ્યા: 'ના, ઉત્તંક ! એને છોડીશ નહિ.'

'આચાર્ય ! વાસુદેવ કોનો પ્યારો હતો ?'

'મુરારનો.'

'પછી ?' માલવનાથે ગંભીરતાથી કહ્યું: 'કિરીટે અન્યાય શું કર્યો છે, કે તેને બંધનમુક્ત થતો અટકાવી રહ્યા છો ?'

પોતાના બંને હાથ માથાપર પ્રસારી આચાર્યે એકદમ છલાંગ મારી; પણ તેમનાથી એક જ ડગલું ઓળંગાયું. તે જમીનપર પટકાઇ પડયા.

'માળવાનું વર્ચસ્વ ઝાંખું થાય, એવું એક પણ કાર્ય મારી નજર સમક્ષ હું નહિ થવા દઉં.' આચાર્ય બબડયા: 'માલવનાથ ! આપ જાણો છો કે મેં ચન્દ્રાનન વિદ્યાપીઠમાં અતુલ જેવા ધર્માત્માનું અપમાન કર્યું હતું. તેમે ચેતવણી આપી હતી.'

'તમારા કહેવાની મતલબ હું સમજ્યો છું.'

'તો બસ છે. કિરીટને બંધનાગાર તરફ મોકલાવી દો.'

'મારાથી એવી આજ્ઞા નહિ થાય.'

'તો આ પળે જ મુરાર માળવા છોડી જતો રહેશે.'

'ગમે તે થાય.'

રાજાના આ શબ્દોમાં કોઇથી ન ફેરવાય એટલો પ્રબળ નિશ્ચય હતો. આચાર્યે કાંઇપણ બોલ્યા વગર તેમને પ્રણામ કરી જવા માંડયું.

આચાર્ય સાંભળી શકે એવી રીતે માલવનાથ બોલ્યા: 'ઉત્તંક! મુરારને જ્યાં જવું હોય ત્યાં જતા રહેવા દે. એમની અને માલવભૂમિની લેણદેણ પુરી થયાની આ નિશાની છે.'

ઉત્તંકે આચાર્ય મુરારની પીઠ તરફ સ્થિર નેત્રે જોવા માંડયું. કિરીટ હસતે મોંએ નિરખતો હતો.

× × ×

આચાર્ય મુરાર ગયા પછી માલવનાથે કિરીટને ઉદ્દેશી કહ્યું: 'જાઓ, તમારી છાવણીમાં જતા રહો.'

કિરીટ હસવા લાગ્યો. તેને હસતો જોઇ ઉત્તંક બોલ્યો: 'અંતઃકરણ સ્થિર છે કે તેનું ઠેકાણું નથી?'

'નહિ હોય.' માલવનાથ બોલ્યા: 'કદાચ ચિત્ત ભમી ગયું હશે.'

કિરીટે ઓચિંતી ત્રાડ પાડી: 'કયાં છૂપાયો છે? બહાર આવ. કિરીટની આંતરજ્વાલાના બલિ! આવ, હોમાઇ જા.'

બસ, તે આટલું જ બોલ્યો. પછી તેની વાચા હરાઇ ગઇ હોય તેમ તે પુતળાં પેઠે સ્થિર થઇ પોતાના હાથમાં રહેલા મસ્તક તરફ નિરખવા લાગ્યો.

---

## પ્રકરણ ૫૧ મું

## નકશો અને દોરવણી

'**મુ**હારાજે દોરેલો નકશો તમે જોઈ ગયા?'

'બરાબર જોઈ ગયો છું.'

'કેમ લાગે છે?'

'નકશો જે સૂચના આપે છે તે પ્રમાણે કરવાથી આપણું બંધાઈ ગયેલું સૈન્ય છૂટું થઈ જવાનો સંભવ છે.'

દેવપ્રસાદે હસીને પૂછયું: 'અતુલશેઠ! તમે કહો છો તે ખોટું નથી. પણ તમને એમ લાગતું નથી કે આપણા સૈનિકોનો મોરચા પરનો ભાગ આમ કરવાથી કપાઈ જશે!'

'વીર! તમારી શંકા જરાય નિર્બળ નથી. હું પણ એ જ વિચારી રહ્યો છું.'

'કોઈ માર્ગ મેળવ્યો નહિ હોય.'

'મેળવ્યો છે.' અતુલે મોં હસતું રાખી કહ્યું: ઘણા વિચારને અંતે એક યોજના ઘડી છે.'

'તે શું?'

'જુઓ, પ્રથમ તો આપણી બધી જ ટૂકડીઓએ જે કાંઈ કરવાનું છે તે એકી સાથે થવું જરૂરી છે. એટલું જ નહિ પણ આપણી ટૂકડીઓએ વીજળીની ગતિએ પાછા હટવાનું છે.'

'નકશામાં એ સૂચવ્યું છે કે પાછા હટવું?'

'આ રહ્યું.' અતુલે દેવપ્રસાદ સામે નકશો ધરતાં એક નિશાની પર તેનું લક્ષ ખેંચ્યું અને બોલ્યો: 'આ ચિહ્ન તરફ બારીકીથી જોઈ જાઓ.'

દેવપ્રસાદે નકશામાં દોરેલા ચિહ્નની સમીક્ષા કરવા માંડી. કેટલીક વાર પછી તે બોલ્યો: 'પ્રથમ આગળ ધસવાનું અને પછી પાછળ હટવાનું-આવું સૂચન મને લાગે છે.'

અતુલે ગંભીરપણે નકશામાં દોરવામાં આવેલા ચિહ્નપર અવલોકન દૃષ્ટિ ફેંકી જોયા પછી કહ્યું: 'દેવપ્રસાદ ! આગળ ધસવાની સૂચના છે તો ખરી, પણ તે કાર્ય સમરક્ષેત્રમાં હાજર રહેલી ટૂકડીઓએ કરવાનું નથી.'

'તો પછી ધસારો કોણ લઇ જશે?'

'વિશિષ્ટ સૈન્ય.'

'વિશિષ્ટ સૈન્ય આપણી પાસે છે જ ક્યાં?'

'કેમ, મહારાજ અને તેમના અંગરક્ષકોનું દળ લડાઇમાં રોકાયલું ક્યાં છે?'

'તો શું મહારાજ પોતાની ટૂકડી સાથે ધસારો લઇ જશે?'

'હું ધારું છું કે નકશો આ પ્રમાણે જ રચના કરવાનું કહી રહ્યો છે.'

'મહારાજ ધસારો લઇ જાય અને આપણે બધા જ પાછા હટવા માંડીએ તો મહારાજ અને તેમના માણસો ફસાઇ નહિ જાય?'

'ઠીક કહો છો.'

અતુલ વિચારવા લાગ્યો.

દેવપ્રસાદ અને અતુલ છાવણીના એક માર્ગ આગળ ઊભા હતા. યુદ્ધભૂમિ તરફથી દોડીને છાવણીમાં આવતા એક અધ્યક્ષને જોતાં જ બંને જણા વિસ્મય પામ્યા.

દેવપ્રસાદે આવનારને પૂછ્યું: 'શું થયું?'

આગંતુકે જવાબ આપ્યો: 'મહારાજે કહેવરાવ્યું છે કે એમનો સિંહશંખ ન વાગે, ત્યાં સુધી નકશો અમલમાં મૂકશો નહિ.'

'તારા કહેવા પરથી લાગે છે કે મહારાજ અને તેમના અંગરક્ષકો યુદ્ધભૂમિમાં છે.'

'જી, હા.'

'મહારાજે પોતાની સાથે કેટલા માણસો રાખ્યા છે?'

'મને ખબર નથી. હા, એટલું જાણું છું કે તેમની સાથે ત્રણ અધ્યક્ષો છે.'

અતુલે વિસ્મયથી પૂછ્યું: 'કોણ કોણ છે?'

'મુંજાલમંત્રી...'

'હેં ?'

'હા, બીજા મનોહરવર્મા.'

આ સાંભળી અતુલના મોં પર વિસ્મય પથરાયું. તેણે જિજ્ઞાસાથી પૂછ્યું: 'ત્રીજો કોણ ઇન્દુવર્મા છે ?'

'જી, હા. એ જ. આપને શી રીતે ખબર પડી ?'

અતુલે જવાબ ન આપ્યો. દેવપ્રસાદને પણ આશ્ચર્ય થયું. તેના આશ્ચર્યનું કારણ અતુલના મોંપરની વિસ્મયપૂર્ણ રેખાઓ હોય એમ લાગતું હતું.

---

## પ્રકરણ પર મું

## મનોહરવર્માનો પત્ર

આવનાર માણસે અતુલને ઉદ્દેશીને કહ્યું: 'મહારાજની આજ્ઞા આપવા જ્યારે હું આ તરફ નીકળ્યો, ત્યારે મનોહરવર્માએ મને સહેજ થોભાવી એક પત્ર લઇ જવાનું જણાવ્યું.'

'મનોહરવર્માએ ?'

'જી, હા. મને થોભાવી તેણે એક પત્ર લખ્યો.'

'મહારાજની હાજરીમાં ?'

'હા, મહારાજ પણ હાજર હતા.'

અતુલે આશ્ચર્યાવસ્થામાં પૂછ્યું: 'એમણે મનોહરવર્માને કાંઇ પૂછ્યું હતું ?'

'ના, પત્ર બાબતમાં કશું જ નહિ.'

'કોને પત્ર લખો છો, એમ પણ નહિ.'

'બિલકુલ નહિ. કશું જ નહિ.'

થોડી વાર વિચારમાં રહ્યા પછી અતુલે ફરી પૂછ્યું: 'વિલોચન! પત્ર લખવાનાં સાધનો સાથે હતાં ?'

'ના, મહનોરવર્માએ હુકમ કરીને મંગાવ્યાં.'

'કોને હુકમ કર્યો?'

'મુંજાલ મંત્રીને.'

વિલોચને આપેલો અંતિમ ઉત્તર સાંભળી અતુલ ગંભીર બની ગયો. કેટલીક ક્ષણો પછી તેણે હસીને પૂછ્યું: 'મનોહરવર્માએ મુંજાલને હુકમ કર્યો, તે હુકમ મહારાજે સાંભળ્યો?'

'જી, હા.'

'ઇન્દુવર્મા કાંઇ બોલ્યો?'

'એક શબ્દ પણ નહિ.'

'તેના ચહેરા પર ગમગીની જેવું કાંઇ હતું?'

'કોના ઇન્દુવર્માના?'

'હા, હા. ઇન્દુવર્માના ચહેરા પર કોઇપણ પ્રકારની નજીવી ગમગીની પણ હોવી જોઇએ.'

'મેં બરાબર ધ્યાન રાખ્યું નહોતું.'

'તારૂં લક્ષ કોઇનાય મોં પર નહોતું.'

'મુંજાલ મંત્રીના મોં પર મારૂં ધ્યાન હતું.'

'તે તો ગંભીરપણે ઊભો હશે!'

'નહિ, તેનો ચહેરો હસતો હતો.'

અતુલે પોતાના હાથનો પંજો પોતાના મોં પર પ્રસારી જરા જોરથી હસીને કહ્યું: 'લાવ, જોઉં પત્રમાં શું લખ્યું છે. વાંચું તો ખરો.'

વિલોચને પોતાના અંગરખાની ખિસીમાંથી એક પત્ર કાઢી અતુલના હાથમાં આપ્યો. પછી તે બોલ્યો: 'મારે જવું જોઇએ. હું જાઉં છું.'

'ભલે.' કહી અતુલે ઘડી વાળેલું નાનકડું ભોજપત્ર ઉઘાડયું.

વિલોચને જવા માંડયું હતું. દેવપ્રસાદ સ્તબ્ધપણે બધું અવલોકતો હતો. આ બધું શું છે, તેની તેને ખબર પડતી નહોતી.

× × × ×

'પત્ર વાંચી શકાય, એટલું અજવાળું નથી. મશાલ મંગાવું?'

'આપને તકલીફ આપવા કરતાં હું જ મશાલ આગળ જઈ પત્ર વાંચી આવું તો શું ખોટું છે?'

'કાંઈ જ નહિ.'

'તમે મારા શિબિરમાં આવશો?'

'આવીશ.'

'ક્યારે?'

'તમે કહો ત્યારે.'

'એના કરતાં એમ કરો તો—?'

'કહોને.'

'હાલ જ મારા શિબિરમાં જાઓ—બેસો.'

'ભલે.'

કહી દેવપ્રસાદે અતુલના શિબિર તરફ જવા માંડયું.

× × × ×

અતુલે થોડે દૂરના એક નાનકડા તંબૂમાં જઈને પૂછ્યું:

'આ મથક કોનું છે?'

'આ મથક જ નથી.'

'ત્યારે શું છે?'

'ઘાયલ થયેલાની સારવાર કરનારા માણસોનો હું અધ્યક્ષ છું અને આ તંબૂમાં હું એકલો પડયો રહું છું.'

'દીવો કે મશાલ જેવું કાંઈ છે?'

'દીવો છે. કહો તો જગવી આપું?'

'જગવી આપો.'

સારવાર ખાતાના વડાએ અતુલને પોતાના નાનકડા તંબૂમાં લઈ જઈ એક ખાટ પર બેસાડયો.

થોડીવારે તેણે કોડિયું જગવ્યું. પ્રકાશ થતાં જ તે બોલ્યો: 'આપે મને ઓળખ્યો નહિ?'

'જરાય નહિ.'

'હું એક વખત તમારે ઘેર આવ્યો હતો.'

'તારું નામ ?'

'જગતસિંહ.'

'મારે ઘેર આવવાની તને જરૂર શી હતી ?'

'હું પ્રાસાદમંત્રીની સાથે આવ્યો હતો.'

'કયે દિવસે ?'

'એટલું બધું યાદ રાખવાની શક્તિ હોત તો માવજત ખાતાનો વડો થવાને બદલે મંત્રીમંડળમાં આવી ન જાત !'

પ્રૌઢ વયનો જગતસિંહ અતુલને રમૂજી જણાયો. અતુલના સ્વભાવમાં તો રમૂજનો જન્માકાર હતો જ.

અતુલે દીવાના પ્રકાશને આધારે પત્ર વાંચવા માંડયો: 'અતુલ શેઠ

એક વાત તત્કાળ તમને જણાવ્યા વગર રહી શકાતું નથી. હું અને ઇન્દિરા તમારા તંબૂના એક ભાગમાં વસ્ત્રો બદલતાં હતાં. આ સમયે અચાનક મુંજાલમંત્રીનું તંબૂમાં આગમન થયું હતું. અમે પુરુષવેશ ઉતાર્યા હતા. તેમનું લક્ષ પુરુષવેશ હેઠળ અમે પહેરેલા અમારા સ્ત્રીપોષાક પર ગયું હતું.

અમે પૂરતી મર્યાદામાં હતાં, એથી મુંજાલમંત્રીએ તંબૂની અંદરના ભાગમાં અમે અમારા સ્ત્રીપોષાકમાં ઊભાં હતાં ત્યાં આવી કાંઇ પણ બોલ્યા વિના હસવા માંડયું. અમને ક્રોધ ઉત્પન્ન થયો હતો; પણ અમે શાંત રહ્યાં. એમણે અમારી સાથે આડી અવળી કેટલીક વાતચીત કરી. પછી ઉતાવળે જતા રહ્યા. તેમના ગયા પછી એક અનુચરે આવી અમને મહારાજ તરફથી સત્વર બોલાવવામાં આવ્યા છે, એમ જણાવ્યું. અમે મહારાજ આગળ જઇ પહોંચ્યાં. આ વખતે અમે પુરુષવેશમાં હતાં. મહારાજે અમને આજ્ઞા કરતાં અમે તેમની સાથે યુદ્ધભૂમિમાં આવ્યાં. હું ધારું છું કે કદાચ મુંજાલમંત્રીએ મહારાજ આગળ અમારો ભેદ ખુલ્લો કર્યો હશે.

મયણલદેવી.'

## પ્રકરણ ૫૩ મું

### દેવપ્રસાદ અને અતુલ

"હજી અતુલ આવ્યો નહિ. એક સામાન્ય અધ્યક્ષના પત્રમાં મહત્વ જેવું શું જોઇ ગયો હશે કે તત્કાળ પત્ર વાંચવા લલચાયો? એના ચહેરા પર વિલોચને આપેલા સમાચારથી કેટલા ભાવોનું પરિવર્તન થયું! મનોહરવર્મા અને ઇન્દુવર્માની વાતો તરફ એટલી બધી જિજ્ઞાસા શાથી ધરાવતો હશે! સંભવ છે કે એ બંને યુવાનો તેના અનન્ય સ્નેહી હોય. કાંઇપણ હોય, મારે શું?"

દેવપ્રસાદ એકલો બેઠો હતો. અતુલના શિબિરમાં દ્વારપ્રદેશ આગળ એક ચોકિયાત ટહેલતો હતો.

થોડીવારે અતુલે અંદર આવી દેવપ્રસાદને કહ્યું: 'સાવધ રહો.'

'તમને મોડું થયું એટલે સાવધ રહેવાનું કહો છો?'

'ના, ભાઇ, ના. મારી ધારણા છે કે મહારાજજી તરફથી શંખનાદ થવાનો સમય નજીક આવ્યો છે.'

'તમારા પક્ષમાંથી બે અધ્યક્ષોને તો મહારાજે પચાવી પાડયા.'

'કાંઇ નહિ. હું બીજા બે શોધી લઇશ.'

અતુલે વાત ઉડાવવાનો યત્ન કર્યો છે, એમ કળી જવાથી દેવપ્રસાદે પૂછ્યું: 'એ બે અધ્યક્ષો છે કોણ?'

'બહાદુર છે.'

'બહાદુરી અને નિર્બળતાની વાત જ કયાં છે! એ લોકો તમારી સમાજના છે?'

'વિશ્વાસુ છે.'

'ક્ષત્રિય છે?'

'મોતથી ડરે તેવા નથી.'

'વૈશ્ય છે?'

'બુદ્ધિ વગરના ગમાર નથી જ.'

'એ લોકોને તમે લાવ્યાં ક્યાંથી?'

અતુલે હસીને કહ્યું: 'હું પણ એ લોકોને ઓળખું છું કે કેમ, તેની મને ખબર નથી. હું એ લોકોને લાવ્યો છું કે એ લોકો આ સૈન્યમાં આવ્યા છે, તે પણ હું જાણતો નથી.'

'તો પછી માળવાના જાસુસો ન હોય. એની ખાત્રી શી?'

'કદાચ હોય પણ.'

અતુલે આપેલો આ જવાબ સાંભળી દેવપ્રસાદ ચોંક્યો. તે તેના મોં સામે જોઇ રહ્યો. સહેજ ઉશ્કેરાટથી બોલ્યો: 'અતુલ! ચિત્તભ્રમ થયેલા માણસની જેમ બકો છો કેમ!'

'તમને હું શી રીતે સમજાવી શકું?'

'મારાથી છૂપાવશો તે છૂપું શી રીતે રહેશે?'

અતુલે ઊંડો શ્વાસ લેતાં કહ્યું: 'મિત્ર દેવપ્રસાદ! અત્યાર સુધી મહારાજ જે દ્વિભાવથી મુંઝાતા હતા, એ જ દ્વિભાવથી હવે હું મુંઝાવા લાગ્યો છું.'

'મહારાજ તો મયણલના ગુમ થયાની ચિન્તા અને યુદ્ધની પરિસ્થિતિના વિચારથી મુંઝાયા કરતા હતા. હું ધારૂં છું કે હજી પણ તે મુંઝાતા હશે.'

'ના, હવે તેમની મુંઝવણ એક ભાવમાં પરોવાઇ ગઇ.'

'અને તે?'

'માત્ર યુદ્ધની પરિસ્થિતિ—'

'તો શું એમને મયણલનો પત્તો મળ્યો?'

'હા.'

'કોણે આપ્યો?'

'મુંજાલ મંત્રીએ.'

'શું વાત કરો છો?'

અતુલે ગંભીરતા ધારણ કરી કહ્યું: 'ખરૂં કહું છું. મયણલદેવી અને મહારાજ કરણદેવ વચ્ચેનો વિયોગ દૂર થયો.'

'અણુબનાવેય ?'

'તેની મને ખબર નથી.'

આ સાંભળી દેવપ્રસાદ વિચારમાં ગુમસુમ જેવો બની ગયો.

'મયણુલ્લદેવી અત્યારસુધી ક્યાં હતાં ?'

'મારા શિબિરમાં.'

'આશ્ચર્ય !'

દેવપ્રસાદને હસતો જોઇ અતુલે પૂછ્યું: 'સમજી ગયા ?' જવાબમાં દેવપ્રસાદ બોલ્યો: 'બે યુવાનોમાં એક મયણુલ્લદેવી—'

ધૂન આવી તેમ અતુલે કહ્યું: 'અને બીજી ઇન્દિરા.'

અતુલના ચહેરા પરથી કોઇથી પરખાય નહિ એવી વિચાર વાદળી પસાર થતી હતી અને કોઇથી કલ્પાય નહિ, એવી ભીતિ જન્મીને અદૃશ્ય થતી હતી.

દેવપ્રસાદ ચકિત થતો હતો.

## પ્રકરણ ૫૪ મું

## પાછો ફરેલો કિરીટ

'હાકલ કરું ?'

'ના, હજી વાર છે.'

કરણદેવે પોતાના સેનાનીને શંખ ફૂંકવાની આજ્ઞા ન આપી. તેમણે ચારે કોર નિરીક્ષા કરવા માંડી હતી.

'હું કહું છું કે નકશા પ્રમાણે અતુલને આગળ વધવા દો.'

'તું સ્ત્રી છે. યુદ્ધવિદ્યા બાબતમાં તું ન સમજે.'

'મહારાજ ! હું ન સમજું, એ વાત અત્યારે કબૂલવામાં મને હરકત નથી. પણ શત્રુઓએ જે વ્યૂહ ગોઠવ્યો છે એના તરફ નજર કરતાં મને પ્રેરણા થાય છે કે અતુલે વખત ગુમાવવાની જરૂર નથી.'

મયણુલ્લના આ શબ્દો સાંભળી કરણદેવે તેની બાજુમાં પુરુષવેશે ઊભેલી ઇન્દિરાને ઉદ્દેશી પૂછ્યું: 'તારા મિત્ર મનોહરવર્માની સલાહ બાબતમાં તારું કાંઇ સમર્થન છે ?'

'હા.'

'હાકલ કરવાનો વખત છે, એમ તને પણ લાગે છે, ખરું ?'

ઇન્દિરાએ શબ્દો પર ભાર દેતાં ગંભીરતાથી જણાવ્યું: 'મહારાજ ! આ વખતે મયણલ્લદેવીની સૂચના તરફ ધ્યાન નહિ આપો તો આપણે શત્રુસૈન્યથી ઓચિંતા ઘેરાઇ જઇશું.'

કરણદેવે ગુસ્સાથી કહ્યું: 'યુદ્ધશાસ્ત્રનો આવો અભ્યાસ તેં અતુલ પાસે કર્યો લાગે છે.'

'જી હા, અતુલે પોતાને મોંએથી કદિ પણ યુદ્ધનિષ્ણાત હોવાનું જણાવ્યું નથી. હંમેશાં તેમણે આ બાબતથી પોતે અજ્ઞાની હોવાનું કહ્યું છે. પણ હું આજે સ્પષ્ટ રીતે કહું છું કે અતુલ જેવા યુદ્ધનિષ્ણાત મેં કદિ પણ સાંભળ્યા નથી.'

'તું તારા પ્રિયકરની પ્રશંસા કરે, એમાં વિશેષતા શી ?'

'મહારાજ ! મોં સંભાળીને બોલો.'

'તો શું અતુલ તારો પ્રિયકર નથી ?'

'વિધવાને પ્રિયકર હોઇ શકે ખરો ?'

રાજાએ મૌન સેવ્યું. તેમણે દાંત કચકચાવ્યા. થોડીવાર સુધી તે અવાક્ રહ્યો. પછી તેમણે ઇન્દિરાને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો: 'મારી આગળ પોતાની યુદ્ધવિદ્યાને છૂપાવવાનું અતુલને કયું પ્રયોજન હતું ?'

'પ્રયોજન નાનુંસૂનું નહોતું. આપે શાંતિની સાધના માંડી હતી.'

આ સાંભળી રાજા સ્તબ્ધ થયો.

કોઇ એક સૈનિકે દૂરથી પોકાર્યું: 'ગૂર્જરસેનાપતિનો વિજય થયો છે.'

રાજા ચોંકયો. તેમણે પોતાના એક અંગરક્ષકને આજ્ઞા કરી: 'ગૂર્જરસેનાપતિ કોણ ? જા, કદાચ કિરીટ પાછો ફર્યો હશે. આટલામાં જ કયાંક ઉન્મત્તપણે ઊભો હશે. તેને મારી સંમુખ આવવાનું કહી દે.'

આજ્ઞા થતાં જ અંગરક્ષક ત્વરાથી વિદાય થયો.

થોડીવારે તેણે પાછા આવીને કહ્યું: 'મહારાજ ! કિરીટ આવી રહ્યો છે.'

રાજાના મોં પર કદિ ન દેખાયેલો ક્રોધ વ્યાપી ગયો હતો. તેમણે પૂછ્યું: 'ક્યાં છે ? પોતાના મામાની પાસે વજ્રચૂડના નિવારણની ભિક્ષા માગવા ગયેલો નિર્માલ્ય કિરીટ ક્યાં છે ?'

રાજાના શબ્દો પૂરા થયા અને કિરીટ તેમની સંમુખ આવી હસવા લાગ્યો. તેના હાથમાં લોહિયાળ મસ્તક જોઇ સૌ સ્થિર થયાં હતાં.

'કોનું માથું લાવ્યો છે ?'

'અર્બુદભૂમિના માતૃદ્રોહી કુલાંગારનું.'

'કોણ કુલાંગાર ?'

'વત્સરાજ.'

'શું વાસુદેવનો હત્યારો વત્સરાજ હતો ?'

'એ ન હોત તો આવું રાક્ષસીકૃત્ય કરવાની મારે જરૂર પડી નહોત.'

'તું મુરારને મળ્યો હતો ?'

'હા, મારે અને મુરારને દ્વંદ્વ થતાં અટકી પડયું છે. માલવનાથે મને મુરારની સત્તા ઉચ્છેદી બંધનમુક્ત કર્યો છે. મુરારનું ઘોર અપમાન થવાથી તેણે માળવાનો ત્યાગ કર્યો છે.'

'ધન્ય મુરાર ! તારા સિદ્ધાંતોને.'

રાજાના મોંમાંથી મુરાર પ્રત્યેનો ધન્યવાદ છૂટેલો સાંભળી કિરીટ પળભર સ્તંભિત થયો.

'મહારાજ ! આપ નહિ જાણતા હો, પણ મુરારે વત્સરાજને હત્યારો જાણવા છતાં તેને અભય વચન આપ્યું હતું.'

'ભ્રાતૃઘાતકને અભયવચન આપનારનો તિરસ્કાર કરવાની શક્તિ મારામાં નથી.'

'મારી પ્રતિજ્ઞા મિથ્યા કરવાનો તેણે પ્રબળ યત્ન કર્યો હતો.'

'એ સિવાય તેનાથી માળવાની સેવા થવી અશક્ય હતી.'

'ગૂર્જરરાજેન્દ્ર ! મુરારે વત્સરાજની હત્યા બદલ મને કેદ કર્યો હતો.'

'બસ કરો. કિરીટ ! મુરાર જેવા માલવભક્તની નિન્દા હું સાંભળી શકીશ નહિ.'

'મહારાજે ભૂલવું જોઈએ નહિ કે કિરીટે મુરારની બરાબરીમાં ગૂજરાતની સેવા અનેકગણી વધારે કરી છે.'

'હું માની શકતો નથી. તમારી સેવા બળવાળી હોત તો વત્સરાજ ક્ષમા મેળવી શક્યો હોત અને તેના મસ્તકને બદલે તમારા હાથમાં માલવ સેનાપતિનું મસ્તક હોત.'

રાજાના મુખમાંથી બહાર પડેલો ભયાનક કટાક્ષ કિરીટના હૃદયમાં પહોંચી ગયો હતો. તેનો શાંત પડેલો આવેશ પુનઃ ઉકળવા માંડ્યો. તેના ચહેરા પરના ભાવ બદલાવા માંડયા. તે ઘણું કહેવા માગતો હોય છતાં કહી શકતો ન હોય, એમ રાજાને જણાવા માંડયું.

એકાએક સૌ ચોંકયા. શત્રુસૈન્યમાં ઓચિંતી ભરતી થઈ હતી. રાજા અને તેમના અંગરક્ષકોએ નિરીક્ષા કરતાં જણાઈ આવ્યું કે દરેક ખુણેથી નદીના પ્રવાહ પેઠે શત્રુસૈન્ય ધસી આવતું હતું.

ઇન્દિરાએ રાજાને ઉદ્દેશીને કહ્યું : 'મહારાજ! હવે હાકલ પહોંચાડવાનો વખત રહ્યો નથી.'

'મારા દેવ! તમે ઇન્દિરાનું ને મારૂં માન્યું નહિ.' કહેતી પુરુષવેશમાં રહેલી મયણલદેવી કરણરાજના અંગને વળગી પડી. રાજાએ તેને ક્રોધથી ધક્કો મારી દૂર હડસેલી મૂકી.

પછી તેમણે પોતાની કમર પર લટકતું ખડ્ગ ખેંચી હવામાં ઉછાળવા માંડયું. તેમના પ્રત્યેક અંગરક્ષકે, મયણલદેવીએ, ઇન્દિરાએ અને કિરીટે ગૂર્જરરાજની તૈયારીને માનપૂર્વક અનુમોદન આપ્યું.

'કિરીટ! એ માથું રૂપલેખાને બતાવીશ નહિ.' કરણદેવે કિરીટને આજ્ઞા કરી : 'તારા ક્રૂર દેખાતા હાથને પ્રથમ મુક્ત અને સ્વસ્થ કરી લે.:

કિરીટે પોતાના હાથમાં રહેલું વત્સરાજનું માથું એક અનુચરને આપ્યું ને બોલ્યોઃ 'આ મસ્તક કોઈ તાપણામાં હોમી દે.'

અનુચર મસ્તક લઈને વિદાય થયો.

## પ્રકરણ ૫૫ મું

## માળવાના બે સુભટો

"માલવસેનાપતિએ કોણ જાણે કઇ યુક્તિથી ગૂર્જરરાજેન્દ્રે ગોઠવેલો વજ્રચૂડવિનાશક વ્યૂહ ભેદી નાખ્યો, તેની કોઇને સમજ ન પડી.'

'એ માણસ કાંઇ જેવો તેવો નથી.'

'એ તો હું પણ જાણું છું, પણ વજ્રચૂડવિનાશક વ્યૂહ ગોઠવવો એ જ કઠિન મનાય છે અને એવી કઠિન વસ્તુ ભાંગીને ભુક્કો થઇ જાય ત્યારે અજાયબી તો થાયજ ને!'

બે માલવસુભટો પરસ્પર વાર્તાલાપ કરતા હતા.

પહેલાએ વાત આગળ લંબાવી: 'તેં કાંઇ બીજું સાંભળ્યું છે?'

'ના.' બીજાએ જિજ્ઞાસાસહ પૂછ્યું: 'શું?'

'માલવનાથ ગૂર્જરરાજેન્દ્રના સદ્ગુણો પર પ્રસન્ન થયા હતા. તેમને વીરવર્ય માની બેઠા હતા. એવા દૈવી રાજા જોડે હિંસક શસ્ત્રોથી યુદ્ધ કરવાનું પડતું મૂકી તેમના શિબિરમાં ગુપ્ત રીતે જઇ તેમને વંદન કરવાનો નિશ્ચય કરી ચૂકયા હતા. પોતાના સલાહકાર મંડળ સાથે તેમણે ગૂર્જર છાવણીમાં જવા માંડયું હતું.

બીજા સુભટે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો: 'પછી ગયા?'

'જાય કેવી રીતે!'

'કેમ! જાય કેવી રીતે! જવાની શું કોઇ અપરિચિત રીત છે?'

'છે તો ખરી. પણ એ રીત અખત્યાર કરવાની માલવનાથને જરૂર નહોતી. જો એમણે એકલા જવાની રીત પસંદ કરી હોત તો તેમનું જવું અધૂરૂં રહ્યું ન હોત.'

'તો શું તેમનાથી જઇ શકાયું નહિ?'

'ના. તેમના સલાહકાર મંડળના લગભગ બધા સભ્યો માલવસેનાધ્યક્ષના પક્ષકારો છે. તેઓએ ગુપ્ત રીતે આ બીના માલવસેનાધ્યક્ષને કહી દીધી અને–' સહેજ વિશ્રમી તે આગળ બોલ્યો: 'માલવસેનાધ્યક્ષે

કોઇ ન જાણે એટલી સાવચેતીથી રાજા ઉદયાદિત્યને તેમના મંડળ સાથે ઓચિંતા કેદ કરી લીધા.'

'હેં ! હેં !'

'હેં, શું? કેદ કરનારી ટૂકડીમાં હું પોતે હાજર હતો.'

'સલાહકાર મંડળમાં કેટલા સભ્યો છે?'

'એની પંચાતમાં પડવાની આપણે શી જરૂર?'

'જ્યારે રાજા ઉદયાદિત્યે કરણરાજની મુલાકાત માટે જવા માંડ્યું ત્યારે તેમની સાથે કેટલા સભ્યો હતા?'

'બાર–તેર જણા હતા.'

'અને તમે લોકો?'

'પચાસ જણા.'

'કાંઇપણ તોફાન ન થયું?'

'સહેજ પણ નહિ.'

'એ કેમ બને?'

'સલાહકારોમાંથી કોઇએ અમારો મુકાબલો જ કર્યો નહોતો.'

'બધા સભ્યો રાજીખુશીથી પકડાયા?'

'હા, તેઓએ ઓચિંતા હલ્લાનો ભોગ થઇ જવાનો ડોળ કર્યો.'

આ સાંભળી બીજો સુભટ માથે હાથ પ્રસારી બોલ્યો: 'માળવામાં રાજાનું રાજ ચાલતું નથી, પણ સેનાધ્યક્ષનું ચાલે છે, તેની ખબર મને હવે પડે છે.'

યુદ્ધદૂત જેવા દેખાતા એક યુવાને આવી બંનેને ઉદ્દેશી ખબર આપી: 'તમને કાંઇ સમાચાર મળ્યા કે નહિ?'

એક સુભટ બોલ્યો: 'શાના?'

બીજાએ તો કુતૂહલતાથી આગંતુકના મોં સામે જોવા માંડયું હતું.

આગંતુક વિસ્મય પામ્યો હોય તેમ બોલ્યો: 'તમારા કાન પર શરણાઇનો અવાજ આવ્યો નથી?'

'ના.'

જેટલો બધો વિસ્તૃત પડ્યો હતો! તમારા કાનના પરદા કેવા જડ!'

પછી સ્વસ્થ થઇ આગંતુકે કહ્યું: 'આપણા સેનાધ્યક્ષનો વ્યૂહ બરબાદ કરવાનો અખતરો કરવા જતાં ગૂર્જરરાજ તેમના સાથીદારો સહ સપડાયા છે.'

'અશક્ય.'

'જુઠું બોલતો હોઉં તો મારી સાથે ચાલો.'

બંને સુભટોએ આગંતુક સાથે જવા માંડયું.

---

## પ્રકરણ ૫૬ મું

## એક યુક્તિ

અતુલ અને દેવપ્રસાદ ગંભીર વિચારમાં ડૂબી ગયા હતા. બંનેમાંથી કોઇએ કોઇની સાથે કેટલાય વખત સુધી વાત જ કરી ન હોતી. એકાએક કાંઇક યાદ આવતાં દેવપ્રસાદે ગુસ્સાથી બોલવા માંડયું: 'બીજું કાંઇ થઇ શકે નહિ તો પણ માળવાના સેનાધ્યક્ષને તેના શિબિરમાં જઇ બહાર આવવાનું કહેવું જોઇએ.'

'દ્વંદ્વ માટે?'

'હા. બીજા કશા માટે નહિ.'

'કોણ કહેવા જઇ શકે તેમ છે?'

'હું.'

દેવપ્રસાદે આપેલો જવાબ સાંભળી અતુલના મોં પરનું ગાંભીર્ય ખંડિત થયું. તે બોલ્યો: 'પ્રસાદજી! તમે આજ્ઞાંકિત સૈનિકથી વધારે કાંઇપણ કરી શકો તેવા નથી.'

'આજ્ઞાંકિત સૈનિક તેના સરદારની આજ્ઞા બજાવે છે.'

'તમે તમારા સરદારની આજ્ઞા જરૂર બજાવી શકો.'

'મારો સરદાર તો શત્રુઓના હાથમાં કેદ પકડાયો!'

આ સાંભળી અતુલ કાંઇપણ બોલ્યા વગર દેવપ્રસાદના મોં સામે જોવા લાગ્યો.

'મારા મોં સામે જોઇ બેસી રહેવાથી મહારાજનો છૂટકારો થવાનો છે?'

'ફક્ત મહારાજનો છૂટકારો?'

'તેના માણસો મહારાજ શબ્દમાં સમાવેશ પામ્યાં છે, એમ સમજી લો.'

'કોઇ કહેતું હોય તે પ્રમાણે સમજી લેવાતું હોય તો જોઇએ જ શું?'

બંનેની વાતચીત અટકી. તેઓ ઘણીવાર સુધી મૂંગા બેસી રહ્યા.

× × × ×

'માળવાનો સેનાપતિ બુદ્ધિકૌશલ્યમાં કોઇને જીતવા દે તેવો નથી. સંગ્રામની તમામ ગૂંચનો તેણે અભ્યાસ કર્યો જણાય છે. અનુમાનથી પોતાની આસપાસનું વાતાવરણ કલ્પી લેવાની અજબ શક્તિ તે ધરાવે છે. પોતાના શત્રુઓ કયો માર્ગ લેશે, તે બાબત પર તે વિચાર કરી શકે છે. તેની વિચારશક્તિ ધારેલા તીર પેઠે શિકારને ઉપાડી લે, તેટલી સચોટ, અચૂક અને વેગવતી છે.

આ બધું સાચું ન હોય તો ગૂર્જરરાજને, આટલી સહેલાઇથી તે થાપ આપી શકે ખરો?

અને ગૂર્જરરાજ પોતાના સમૂહ સાથે આટલી ઝડપથી તેના ચક્રાવામાં સપડાઇ જવા પામે?

એની દેખરેખ કેટલી બધી મજબૂત? માલવરાજ શું કરવાના છે, તેની પળેપળની બાતમી તેણે મેળવી લીધી.

અને કેવી ગુપ્ત રીતે તેણે પોતાના સામ્રાજ્યસ્વામીને બંદીવાન કરી લીધો?'

અતુલને મોંએથી આટલી બધી વાતો સાંભળી દેવપ્રસાદ સ્થિર થયો.

'માલવનાથ સંબંધી આ હકીકત તમે ક્યાંથી મેળવી?'

જવાબમાં અતુલે હાક મારીઃ 'સુસવાટ! અરે, એ—'

ગુપ્તચર જેવો દેખાતો એક પુરુષ બહારથી અંદર આવ્યો.

દેવપ્રસાદે જિજ્ઞાસાથી પૂછ્યુંઃ 'શું આ માણસે આટલી બધી બાતમી મેળવી?'

ગુપ્તચરે ગંભીરતાથી વચ્ચે જ જવાબ દીધો: 'જી, હા.'

અતુલે તેના તરફ કોઇ હસ્તસંકેત કર્યો. ગુપ્તચરે તેની આગળથી વિદાય થવા માંડ્યું.

ગુપ્તચર ગયા પછી અતુલ વિચાર કરવા લાગ્યો. દેવપ્રસાદની સ્થિતિ પણ એવી જ થઇ.

'કાંઇ સૂઝે છે?'

દેવપ્રસાદે કહ્યું: 'મને સૂઝયું, એ તો મેં તમને જણાવ્યું.'

અતુલે જવાબ ન આપતાં માથું ખંજવાળવા માંડ્યું.

દેવપ્રસાદે પૂછ્યું: 'તમે કોઇ માર્ગ શોધી શકતા નથી?'

'યત્ન કરૂં છું.'

'હવે તો ઉઘાડી તરવારે માલવસેનાપતિના શિબિર સુધી ધસી જવા સિવાય બીજો એક પણ માર્ગ નથી.'

પોતાની વાતનો સ્વીકાર ન થવાથી દેવપ્રસાદ ઊભો થઇ ત્યાંથી જવા લાગ્યો. અતુલે તેને જતો અટકાવતાં કહ્યું: 'એક યુક્તિ સૂઝી છે.'

અંધકારમાં ઓચિંતો વીજળીનો ઝબકારો થતાં આંખો ચમકે, એવી રીતે દેવપ્રસાદ ચમક્યો; બોલ્યો: 'શી યુક્તિ?'

અતુલે પોતાને સૂઝી આવેલી યુક્તિ તેને સમજાવી.

આનંદ અને આશ્ચર્યમાં વિલીન બનેલા દેવપ્રસાદના મોંમાંથી માત્ર એટલા જ શબ્દો નીકળ્યા.

'યમદૂતના દાંત ખાટા કરે, એવી સબળ યુક્તિ છે. આ યુક્તિના બળથી તમે ધાર્યું છે, એ પરિણામ અવશ્ય આવવાનું.'

દેવપ્રસાદના મોં પરથી નિરાશા વિદાય થતી હતી. આશા, ઉત્સાહ અને આત્મપ્રભાવ પ્રકાશ પામતાં હતાં.

## પ્રકરણ ૫૭ મું

## સુભટ્ટ મંડળ

યુદ્ધ અટકતું નહોતું. કયો પક્ષ વિજયી થશે, તેની કલ્પના બેમાંથી એકપણ પક્ષને નહોતી. ગૂર્જરરાજ કેદ પકડાઇ ગયાની બીના છૂપી રહી શકે તેમ ન હોવાથી દેવપ્રસાદ, અતુલ અને અન્ય સેનાસ્વામીઓએ તેમ કરવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો નહોતો.

માલવસૈન્યમાં જેટલો ઉત્સાહ પ્રવર્ત્યો હતો, તેટલો જ નિરુત્સાહ ગૂર્જરસૈન્યમાં ફેલાયો હતો, પણ આ નિરુત્સાહ પ્રકટ સ્વરૂપે દેખાતો નહોતો. બહારથી તો તમામ ગૂર્જરોનાં મોં પર ઉલ્લાસ અને લડાઇના આવેશ નાચતા હતા, પણ તેમના અંતઃકરણમાં રહેલી આશા ઝાંખી પડી હતી.

એક ખાનગી તંબૂમાં આઠ સુભટ્ટો એકત્ર થયા હતા. તેમને દેવપ્રસાદે બોલાવ્યા હતા. અતુલ તેને કાંઇક કહી ગયો હોય એમ જણાતું હતું. તેની હાજરી ત્યાં નહોતી.

ધીમેથી દેવપ્રસાદ બોલ્યો: 'હવે આપણે શું કરવું જોઇએ ?'

એકે કહ્યું; 'આ પાર કાં પેલે પાર–બેમાંથી જે પરિણામ આવવાનું હોય તે આવે. આપણે મસ્તક ખોયું છે, એમ માનીને લડી લઇએ.'

બીજો બોલ્યો: 'એ વગર છૂટકો જ નથી.'

ત્રીજાએ તેનો વિરોધ કર્યો: 'કોને માટે લડી લેવું?'

ચોથાએ જવાબ આપ્યો: 'ગૂજરાતના કુક્કુટધ્વજ માટે.'

પાંચમો બોલ્યો: 'એને માટે લડવાનો કાંઇ જ અર્થ રહ્યો નથી.'

છઠ્ઠાએ જણાવ્યું: 'બરાબર છે. ગૂર્જરરાજ બંદી થયા પછી લડાઇ લડવાનો કશો જ અર્થ નથી.'

સાતમો બોલ્યો: 'આપણે અત્યારે જે ચર્ચા કરીએ છીએ, તેનો હેતુ સરળ નથી.'

આઠમાએ હસીને કહ્યું: 'બધું સરળ છે–ન સમજાય તેવું છે શું ?'

આ સાંભળી દેવપ્રસાદે પોતાના વિચારો જણાવવા માંડયા. 'વીર સુભટો! આપણે કેવા સંજોગોથી ઘેરાયા છીએ, તેનો ખ્યાલ કરવો આપણા સર્વ માટે અતિ આવશ્યક છે. તમે સર્વ જાણો છો કે ગૂર્જરરાજ માલવસેનાપતિના બંધનાગારમાં છે. એની સાથે બીજાઓ પણ છે. આપણે ખૂનખાર સંગ્રામ કરવા ધારીએ તો ન કરી શકીએ તેવું નથી. આપણે આપણા જીવનને મુઠ્ઠીમાં પકડી માલવસૈન્ય પર તૂટી પડીએ તો કદાચ માલવસૈન્યના વિશાળ ભાગનો નાશ કરી શકીએ ખરા; પણ એથી આપણે ગૂર્જરરાજને બંધનમુક્ત કરી શકતા નથી. એટલું જ નહિ પણ આપણો હલ્લો શત્રુઓને ભયજનક જણાય તો તેઓ ગૂજરાતના સ્વામીનું જીવન જોખમમાં મૂકયા વગર ન રહે. આવી વિચિત્ર પરિસ્થિતિનો અભ્યાસ કરવાની અને યુક્તિથી નૂતન દિશાનો આશ્રય લેવાની આપણે સૌએ કોશિષ કરવાની છે. તમે સૌ મને સાંભળવા તત્પર રહો છો, એવી જ રીતે હું જે યુક્તિ બતાવું, તે યુક્તિને અનુસરવા તૈયાર થાઓ, એવી માગણી કરૂં છું.'

દેવપ્રસાદનું નિવેદન કોઇએ તિરસ્કાર્યું નહિ. આથી તે આગળ બોલ્યો: 'ગૂજરાતના સ્તંભો! અતુલશેઠે મને એક યુક્તિ બતાવી છે. એ મને ગમી છે.'

પ્રશ્ન થયો: 'કહો, શી યુક્તિ છે?'

જવાબમાં દેવપ્રસાદે કહ્યું: 'આપણા તરફથી યુદ્ધવિરામનો ધ્વજ ફરકાવી દેવો.'

'એથી શું શત્રુઓ વિરામ માન્ય રાખશે?'

'હા, આપણે તેમની જોડે વાટાઘાટ કરવાની ઉત્સુકતા દર્શાવી છે, એમ તેઓ જરૂર માનશે.'

'પછી?'

'આપણા તરફથી બે પ્રતિનિધિઓએ માલવસેનાધ્યક્ષની મુલાકાતે જવું.'

'માલવનાથની મુલાકાતે જવાનું રાખીએ તો?'

'બંને બાબતો સમાન છે.'

દેવપ્રસાદે સહેજ ગંભીર થઇ આગળ કહ્યું: 'આપણે બધા જાણીએ છીએ કે યુદ્ધવિષયક વાટાઘાટ મુખ્ય સેનાધ્યક્ષ જોડે થતી હોય છે. સેનાધ્યક્ષ પોતાનો નિર્ણય આપતા પહેલાં પોતાના રાજાની અનુમતિ મેળવવી જરૂરી માને કે ન માને, તે સાથે આપણા આ પ્રશ્નને કશો સંબંધ નથી.'

કોઇ બોલ્યું: 'પણ કુક્કુટધ્વજનું ગૌરવ ઝંખવાશે, એમ નથી લાગતું?'

દેવપ્રસાદે ગંભીરપણે ખુલાસો કર્યો: 'ઘણાની દૃષ્ટિએ એવું જણાશે ખરૂં, પણ આપણી આસપાસના સંજોગો આપણને આનાથી વધારે ઉત્તમ માર્ગ બતાવી શકે તેમ ન હોય, ત્યારે જે માર્ગ આપણને મળતો હોય તેનો વીકાર કર્યે જ છૂટકો.'

એ ત્રણ સુભટ્ટો દેવપ્રસાદની વૈશ્ય જેવી વાતો સાંભળી સ્તંભિત બન્યા હતા. જે દેવપ્રસાદને તેઓએ આજ સુધીમાં કદિ પણ બુદ્ધિ, ચાતુર્ય કે યુકિતનો આશ્રય લેતો સાંભળ્યો ન હોતો, તેને આવી ઉપદેશાત્મક વાણી ઉચ્ચારતો જોઇ ઘડીભર તેઓને સ્વપ્નવત જણાયું.

સહેજ વારે પૂછાયું: 'યુકિત સમજાવો ને!'

દેવપ્રસાદે કહ્યું: 'અતુલ શેઠ અત્રે હાજર નથી, એટલું તો તમે સર્વે જોઇ શકો છો.'

'તો શું યુકિતનો અમલ કરવા તે જાતે જ ગયા છે?'

'હા.'

'કયાં?'

'તે, હું ન કહું તો માઠું ન લગાડશો.'

'અમારી આગળ કહેવામાં હરકત હોવી જોઇએ નહિ.'

દેવપ્રસાદે પળભર મૂંગા રહ્યા પછી કહ્યું: 'કેટલીક બીના એવી હોય છે, જે સર્વને કહેવી પડે છે. કોઇ બીના એવી પણ હોય છે, જે તદ્દન છૂપી રાખવાની ફરજ પડે છે. હું સોગનપૂર્વક કહું છું કે અતુલ શેઠ પર વિશ્વાસ રાખવાથી આપણે અણુધારી જીત મેળવી શકશું.'

'અણધારી જીત'ની આશા જેવી તેવી નથી, એમ દરેકના હૃદયને કબૂલ કરવું પડયું. દેવપ્રસાદના કહેવાની મતલબ સૌએ સમજી લીધી.

અતુલની દોરવણી પર દેવપ્રસાદે ચાલવાનું નક્કી કર્યું હતું. તેને તેના શબ્દો પર વિશ્વાસ બેસી ગયો હતો. અતુલે જેટલું સૂચવ્યું હતું, તેટલો જ અમલ તેણે આઠ સુભટોની મંડળીમાં કર્યો હતો.

આવો નિર્ણય સુભટોએ આત્મગત પ્રશ્નો પૂછતાં પ્રાપ્ત કર્યો હોય, એમ તત્કાળ જણાઇ આવ્યું.

દેવપ્રસાદે પ્રસન્ન મુખે કહ્યું : 'તમે સર્વે મારી સૂચના પ્રમાણે વર્તવા તત્પર છો, એ જાણીને મને આનંદ થાય છે.'

પછી તેણે સૂચના કરવા માંડી : 'જે બે પ્રતિનિધિઓ માલવ સેનાધ્યક્ષ આગળ મોકલવાનું નક્કી થયું છે, તેમાં તમારામાંથી કોઇપણ એક આવવાનું છે. બીજો હું તો છું જ.'

'તમે કહો તે આવે.'

'ઠીક, કોને સાથે લઇ જવા, તેનો નિર્ણય હું આવતી કાલે કહીશ.'

થોડી વાર વિચાર કર્યા પછી દેવપ્રસાદે સુભટોને ઉદ્દેશી આગળ કહ્યું: 'તમારામાંથી કોઇ પણ એક બહાર જાય અને યુદ્ધવિરામનો ધ્વજ ઊંચો કરે.'

તરત જ એક સુભટ બહાર જતો રહ્યો.

'બે પ્રતિનિધિઓ માલવસેનાધ્યક્ષ પાસે જઇ શું કહેશે અને કેવી શરતો લઇ જશે, વગેરે બાબતના ખુલાસા જણાવવાની જરૂર નથી. કહેવાની જરૂર એટલી જ કે દરેક સુભટે નવી સૂચના ન મળે ત્યાં સુધી યુદ્ધભૂમિ પર આવવું નહિ. યુદ્ધવિરામનો ધ્વજ ઊંચો થતાં જ અત્યારે જે ધસારા ચાલુ છે, તે આપોઆપ બંધ પડશે.'

સુભટોના મોં પર જિજ્ઞાસા છવાઇ હતી. અતુલની યુક્તિ કેવી હશે, તેના તેઓને વિચારો આવતા હતા.

## પ્રકરણ ૫૮ મું
## ગોપાલની દીકરી

'રણધીર ! લાંબા સમય સુધી લડાઇ બંધ રહેશે.'

'હા, આપણે ધાર્યું ન હોતું, તે થયું.'

'મને લાગે છે કે દેવપ્રસાદનું વીરત્વ ઓચિંતું અલોપ થયું છે.'

'એમ ન હોય તો એના જેવો સમરવીર સલાહ કરવાની ઇચ્છા કરે ખરો ?'

યુદ્ધવિરામનો ધ્વજ ફરકયા પછી બંને પક્ષો વચ્ચેની લડાઇ ઓચિંતી બંધ પડી હતી. ગૂર્જર છાવણીમાં કેટલાય સૈનિકો ચકિત થયા હતા. બે સાધારણ દરજ્જાના લશ્કરી અમલદારો હતાશપણે વાતો કર્યે જતા હતા, અને છાવણીના એક ખુણા આગળ ટહેલ્યે જતા હતા.

'દેવપ્રસાદ પોતાની જોડે કોને લઇ ગયા ?'

'હજી ગયા જ નથી.'

'જવાના હશે ! પણ સાથે કોણ જવાનું છે ?'

'એક મામૂલી સૈનિક.'

'કોણ તમે ?'

'હું ?– –હું મામૂલી છું ?'

'ત્યારે કયો મામૂલી સૈનિક ?'

'ગોપાલ.'

'તમારી ટૂકડીમાં છે, એ ?'

'હા, એ જ.'

'એને શું જોઇને દેવપ્રસાદ પોતાની જોડે લઇ જતા હશે !'

'દુબળો છે, માટે.'

'સબળની પસંદગી તો સૌ કરે, પણ દુર્બળની પસંદગી કરે એવો તો આપણો જ અધ્યક્ષ નીકળ્યો.'

બંને અમલદારો ખડખડ હસવા લાગ્યા.

કેટલીકવારે તેઓ પોતાના આવાસમાં જવા ત્યાંથી ઝડપપૂર્વક રવાના થયા. સાંજ થવા આવી હતી.

કોઈએ હાક મારી: 'રણુધીર ! ઓ રણુધીર !—'

બંને અમલદારોએ પાછળ ફરી જોયું. એક સ્રીને સશસ્ત્ર ઊભેલી જોઈ તેઓને નવાઈ થઈ.

'મને તમે ઓળખતા ન હો, એ બનવાજોગ છે.'

'તું લડવા નીકળી છે?'

'હા, પુરુષોએ લડવું બંધ કર્યું' એટલે સ્રીઓએ લડવાનું મંગલાચરણ કર્યું.'

'તું કોની દીકરી?'

'ગોપાલની.'

'તારો બાપ તો દેવપ્રસાદની સાથે જવાનો છે ને?'

ગોપાલની દીકરીએ કહ્યું: 'મને ખબર નથી.'

રણુધીરે પૂછ્યું: 'રણુચંડી જેવો સ્વાંગ સજીને ક્યાં ચાલી?'

'કેમ, ક્ષત્રાણીને પેટે તમે જ અવતર્યા છો?'

'ઘણા અવતર્યા છે, અવતરે છે ને અવતરશે.'

સહેજ હસીને ગોપાલની દીકરી બોલી: 'હું ક્યાં જવાની છું, કહું?'

'એ તો અમે પૂછીએ છીએ.'

'સાંભળો.' સહેજવાર મૂંગી ઊભી રહી, મોટેથી હાસ્ય કરતાં બોલી: 'હું જવાની છું, માલવનાથ ઉદયાદિત્યની શોધમાં. પરમારોની છાવણીમાં.'

'જતી નહિ. નાહક કેદ પકડાઈ જશે.'

'મને કેદ પકડે એવું માલવીસૈન્યમાં છે કોણ?'

'રાજાધિરાજ કરણુદેવ અને કિરીટ જેવા ફસાઈ ગયા, તો તારા જેવીનું ગજું શું?'

'એમ!—જોઈ લેજો ત્યારે. હું કેવું ચક્ર ફેરવું છું!'

'જોશું, જોશું.' રણુધીરે મજાકમાં કહ્યું.

ગોપાલની દીકરી તેને માર્ગે જવા માંડી.

## પ્રકરણ ૫૯ મું

### શંકાજનક મંત્રણા

માલવસૈનિકોએ છાવણીમાં ચોમેર હર્ષ અને અભિમાનથી ફરવા માંડયું હતું. ગૂર્જરસેના તરફથી યુદ્ધવિરામનો ધ્વજ ફરકાવવામાં આવ્યો હતો, તેની દરેકને ખબર હતી.

માલવસેનાધ્યક્ષ પોતાના શિબિરમાં હતા. તેમની સામે બે પરમાર સામંતો બેઠા હતા. દ્વારપ્રદેશ આગળ બે કદાવર પહેરેગીરો પહેરો ભરતા ટહેલતા હતા.

'જે દિવસે આપણે મહારાજ ઉદયાદિત્યને ગુપ્ત રીતે કેદ કર્યાની વાતચીત કરતા હતા, તે દિવસે કોઇ ભિખારી અત્રે આવી ચડયો હતો.

'એ તો આંધળો હતો.'

'બરાબર તપાસ કરી હતી ?'

'હા, ધારાનગરની પથિકશાળામાંથી તે બિચારાને હાંકી મૂકવામ આવ્યો હતો. રખડતો-ભટકતો અહીં છાવણીમાં આવી ચડયો હતો.'

'પછી એ ગયો ક્યાં ?'

'આપના શિબિરનો પહેરેગીર તેને ધારાનગરના દરવાજા તર મોકલવાની વ્યવસ્થા કરતો હતો.'

આ સાંભળી માલવસેનાપતિના મોં પર સંતોષની છા ફરકવા લાગી.

એક સામંતે ધીમે અવાજે કહ્યું: 'આપણા સૈનિકોમાં પણ ચચ શરૂ થઇ છે.'

'મહારાજ ઉદયાદિત્યનાં દર્શન થતાં નથી, એ બાબતની ને !'

'હા, કોઇ કહે છે કે જેમ ગૂર્જરરાજ આપણા પંજામાં સપડા જવા પામ્યા, તેમ આપણા મહારાજ શત્રુઓના હાથમાં કેદ પકડાયા છે.

માલવસેનાધ્યક્ષે મોં પર આછું હાસ્ય લાવી કહ્યું: 'એ બના કાંઇ અશક્ય નથી.'

પહેરેગીરને અંદર આવતો જોઇ તેઓએ પોતાની વાતચીત બંધ રાખી.

'કેમ !'

જવાબમાં પહેરેગીરે કહ્યુંઃ 'ગૂર્જરસેના તરફથી બે પ્રતિનિધિઓ આવ્યા છે.'

'એમનાં નામ?'

'દેવપ્રસાદ–'

માલવસેનાધ્યક્ષે ચોંકીને પૂછ્યુંઃ 'દેવપ્રસાદ, કોણ ગૂર્જરરાજનો પિતરાઇ ભ્રાતા?'

'જી, હા. ચાલુક્ય સુભટ્ટશિરોમણિ દેવપ્રસાદ.'

'બીજો કોણ છે?'

'ગોપાલ.'

'આ નામ મેં આજે જ સાંભળ્યું. કદાચ કોઇ સાધારણ માણસ હશે. ઠીક છે, જા, બંનેને અત્રે મોકલ.'

પહેરેગીર તત્કાળ બહાર ગયો.

થોડીવારે દેવપ્રસાદ અને ગોપાલ શિબિરમાં આવી એક જગાએ ઊભા રહ્યા.

માલવસેનાધ્યક્ષે તેમને માનપૂર્વક આવકાર આપી બેસવાનું કહ્યું. બંને જણા બેઠા પછી માલવસેનાધ્યક્ષે દેવપ્રસાદને ઉદ્દેશી, ગોપાલ તરફ અંગુલીનિર્દેશ કરતાં પૂછ્યુંઃ 'આ કોણ છે?'

'એક સામાન્ય સિપાઇ છે.'

'એનું નામ ગોપાલ, નહિ?'

'હા. પહેરેગીરે અમારાં બંનેનાં નામ પૂછ્યાં હતાં.'

માલવસેનાધ્યક્ષે મૂળ વાત પર આવતાં પૂછ્યુંઃ 'કહો હવે શું કહેવાનું છે?'

'હું સુલેહ કરવા ઇચ્છું છું.'

'શરત?'

'ગૂર્જરરાજ તથા તેમની સાથેનાં માણસોને તમારે મુક્ત કરવા અને અમારે અમારૂં સૈન્ય ઉઠાવી જતા રહેવું.'

માલવસેનાધ્યક્ષે થોડીવાર મૂંગા રહી જણાવ્યુંઃ 'હું વિચાર કરીને જવાબ આપું છું.'

સહેજ વિચારી તેમણે પૂછ્યુંઃ 'દેવપ્રસાદ! તમે લશ્કર ઉઠાવી ગૂજરાતમાં પાછા જશો, એથી તમારી નામોશી નહિ થાય?'

'કદાચ થાય પણ ખરી.'

'કહો કે છૂટકો નથી.'

'એમ તો એમ.'

'ક્ષત્રિય થઇ મુત્સદ્દી વૈશ્ય જેવી વાતો કેમ કરો છો?'

'શું મુત્સદ્દીગીરી વૈશ્યો જ શીખ્યા છે?'

'ના, બ્રાહ્મણો પણ મુત્સદ્દીગીરીમાં પ્રવીણ હોય છે.'

'અને ક્ષત્રિયો એ વિષયમાં ઠોઠ છે, એમ તમારૂં માનવું છે?'

માલવસેનાધ્યક્ષે ખડખડ હસવા માંડયું. પળ પછી સ્વસ્થ થઇ તેમણે જવાબ આપ્યોઃ 'ક્ષત્રિયો ઠોઠ છે, એમ કોણ કહી શકે?'

બધા શાંત થયા, જાણે ઘણી વાતો કર્યા પછી વિશ્રામ મેળવતા હોય તેમ.

માલવસેનાધ્યક્ષે મૌન ખંડિત કરતાં કહ્યુંઃ 'હું ધારતો ન હોતો કે આવી સરળ શરતો તમે પોતે જ મારી સામે મૂકશો!'

'તમે ધાર્યું હશે કે અમે લોકો પ્રાણાંત સુધી લડશું, નહિ?'

'મારી માન્યતા તમે સમજી શકયા છો, એ જાણી મને આનંદ થાય છે.'

'સુલેહનું મારૂં કહેણ સ્વીકારવામાં તમને હરકત તો નથી ને!'

'તમે હાર કબૂલી પાછા જવા તત્પર હો, પછી હું શી હરકત માનું? શા માટે માનું? દેવપ્રસાદ! તમારી શરત હું અવશ્ય સ્વીકારીશ. તમારા રાજાને બંધનમુક્ત કરીશ. તેમની સાથે જે માણસો પકડાયા છે, તે સર્વને હું છોડી મૂકીશ. પણ કયારે?'

દેવપ્રસાદે ચકિત થઇ પૂછ્યું: 'ક્યારે? અમે માળવાની સરહદ છોડી અમારી સરહદમાં પહોંચશું, ત્યારે?'

'ઘણો જ સરસ જવાબ.'

બંનેની મંત્રણાનો નિકાલ થતો ન હોતો. બંનેને એકબીજાની વાતો અસ્પષ્ટ જણાતી હતી. બંને જણા પરસ્પર વહેમાયા હોય એમ જણાઇ આવતું હતું.

માલવસેનાધ્યક્ષે દ્વારપ્રદેશમાં પ્રવેશતા પહેરેગીર તરફ જોયું. તેમણે કશી કલ્પના કરી નહોતી. પહેરેગીરે નજીક આવતાં જ કહ્યું: 'મહાસેનાપતિ! તંબૂની બહાર એક યુવાન છોકરી આવીને ઊભી છે. કહે છે કે તે આપની મુલાકાતે આવી છે.'

આ ખબર સાંભળતાં જ દેવપ્રસાદ અને ગોપાલના મોં પર કોઇ નવો ઉત્સાહ દેખાવા લાગ્યો.

માલવસેનાધ્યક્ષે પહેરેગીરને ઉદ્દેશીને પૂછ્યું: 'છોકરીનું નામ ન પૂછ્યું?'

'નામ કહેવાની તેણે ના કહી.'

'જા, એને અંદર મોકલ.'

'તેણે અગાઉથી જ મને જણાવ્યું છે કે તે અત્રે આવવા ઇચ્છતી નથી.'

'કારણ?'

'વગર પૂછ્યે કારણ જણાવતાં તે બોલી હતી કે તે આપને—માત્ર એક આપને જ અગત્યની એક બાતમી આપવા ઇચ્છે છે.'

માલવસેનાધ્યક્ષના મોં પર આશ્ચર્ય, કુતૂહળ અને જિજ્ઞાસાના ભાવ પ્રસરીને ક્ષણભરમાં લુપ્ત થયા.'

'જા, કહે કે સેનાપતિ આવે છે.'

માલવસેનાધ્યક્ષની આજ્ઞા થતાં જ પહેરેગીર ત્વરાથી બહાર જતો રહ્યો.

તે ગયા પછી સેનાધ્યક્ષે એક સુભટને પોતાની નજીક બોલાવી મંદ સ્વરે કહ્યું: 'આ બંને ન સમજે, એવી રીતે તેમના પર દેખરેખ રાખજો. હું ન આવું ત્યાંસુધી અહીંથી એક પણ ન જાય તેની સંભાળ રાખવાનું ભૂલતા નહિ.'

માલવસેનાધ્યક્ષ ઝડપથી તંબૂ બહાર જવા લાગ્યા.

## પ્રકરણ ૬૦ મું

## માધવી

'તું કોણ છે?'

'કાંઇપણ બોલ્યા વિના મારી પાછળ ચાલ્યા આવો.'

'તું જાસુસ મંડળની સેવિકા છે?'

'તમારા જાસુસ મંડળની સેવિકાઓને તમે ઓળખતા નથી?'

'બે ત્રણ સ્ત્રીઓને ઓળખું છું.'

'કેટલી સ્ત્રીઓ સેવિકા તરીકે કામ કરે છે, તેની પણ તમને ખબર નહિ હોય, કદાચ.'

માલવસેનાધ્યક્ષે તેની પાછળ જવા માંડયું હતું. 'તારી નિયુક્તિ કોણે, જયદેવીએ કરી હતી?'

'વાહ, તમે ગજબના ભૂલકણા છો ને શું?'

'ત્યારે શું પ્રતાપવર્માએ કરી હતી?'

યુવાન છોકરીએ કાંઇપણ બોલ્યા વગર મોં મલકાવી હસવા માંડયું.

જાસુસ છોકરીની નિમણૂક કોણે કરી હતી, તેનું સ્મરણ કરવાનો સેનાધ્યક્ષે યત્ન કરવા માંડયો હતો. તેમને કાંઇ જ યાદ આવતું નહોતું.

માલવસેનાધ્યક્ષની ખાનગી મંડળીમાં ચાર-પાંચ સેવિકાઓ છે, તેની આ છોકરીને ખબર હતી. ઘણા માણસો આ બીના જાણતા હતા. પણ 'ખાનગી મંડળી' કયું કામકાજ કરે છે, તેની ચોક્કસ માહિતી તેની મંડળીના સભાસદો સિવાય બહારની એકપણ વ્યક્તિને નહોતી.

જયદેવી નામની સ્ત્રી સેવિકા મંડળીની અગ્રેસર છે અને તેના પર માલવસેનાધ્યક્ષનો પૂરતો વિશ્વાસ છે; આટલું તો આ યુવાન છોકરીએ સહેલાઇથી સમજી લીધું. પ્રતાપવર્મા નામે કોઇ પુરૂષસભ્ય ખાનગી મંડળીનો અધિકારી છે અને તેને નવો સભાસદ બનાવવાની પરવાનગી માલવસેનાધ્યક્ષે આપી છે, આ પણ તે છોકરીએ તેની સાથેની વાતચીત પરથી કલ્પી લીધું.

કેટલુંક ચાલ્યા પછી છોકરી ઓચિંતી અટકી ને ઊભી રહી જવાથી સેનાધ્યક્ષે પૂછ્યું: 'તું મને કયાં લઇ જાય છે?'

મુંઝાઇ ગઇ હોય તેવા ભાવે તેણે જવાબ આપ્યો: 'અરે સ્થાનની વિસ્મૃતિ થઇ કે શું?'

'કયું સ્થાન?'

'જ્યાં માલવનાથ છે, તે......'

સેનાધ્યક્ષે ચોંકીને આમતેમ જોતાં પ્રશ્ન કર્યો: 'તું કહેવા શું માગે છે?'

'ઉતાવળે ત્યાં ચાલો. જુઓ તો ખરા, કે આપને ખબર આપવામાં મેં કેટલી સાવચેતી જાળવી છે!'

'હેં!'

'ઉતાવળે નહિ પહોંચીએ તો રાજા ઉદયાદિત્ય છટકી ગયા હશે.'

આ સાંભળતાં જ સેનાધ્યક્ષનું સર્વાંગ ધ્રૂજી ઊઠ્યું. તેમણે તત્કાળ હિંમત પ્રાપ્ત કરી, સ્વસ્થ થઇ કહ્યું: 'તું સ્થાન ભૂલી ગઇ! ચાલ, ઝડપથી ચાલ.'

સેનાધ્યક્ષે ઉતાવળે પગલે માલવીસેનાની છાવણી છોડી જમણા હાથ પર આવેલા અરણ્યપ્રદેશ તરફ ચાલવા માંડયું હતું.

પુરાતન ખંડિયેર જેવા દેખાતા એક જર્જરિત મહાલય આગળ આવી માલવસેનાધ્યક્ષ ઊભા રહ્યા.

'બસ, અહીં જ. હું જૂદે રસ્તેથી તંબૂ તરફ નીકળી હતી.'

'તેં નદીનો કાંઠો પસંદ કર્યો હશે!'

'મને ખબર નહોતી કે આ રસ્તેથી આ મહાલય પાસે આવી શકાતું હશે—અહીંથી જવા શકાતું હશે.

'પાંચસો વર્ષ પૂર્વેનો આ રાજપ્રાસાદ છે.'

'અત્યારે કેવો ભયાનક લાગે છે?'

માલવસેનાધ્યક્ષે થોડી વાર મૂંગા ઊભા રહી એકાએક પૂછ્યું:

'રાજા ઉદયાદિત્ય આગળ કોઇ ગયું છે?'

'એ વગર હું આપને અહીં સુધી ખેંચી લાવું ખરી?'

'કેટલા માણસો અંદર ગયા છે?'

'ફક્ત એક જ.'

'કોણ?'

'આપણી ખાનગી મંડળીનો એક સભાસદ.'

'એનું નામ?'

'જેણે સેવિકામંડળમાં મને દાખલ કરી – – –'

'તને કોણે દાખલ કરી છે, તે હું જાણતો નથી.'

'વાહ! આપની સંમુખ મને લાવવામાં આવી હતી અને આપ જાણતા નથી!'

'હું ખરૂં કહું છું કે મને કશી ખબર નથી.'

'કેમ મહારાજ ઉદયાદિત્યને કેદ કરવાની ગુપ્તમંત્રણા વખતે જયદેવીએ મારો પરિચય આપને આપ્યો ન હોતો?'

'મારા સંબંધમાં જે કાંઇ બન્યું છે, તેટલું બધું મને યાદ છે. છતાં બનવાજોગ છે કે હું તે બનાવ યાદ રાખી શક્યો ન હોઉં!'

'મારૂં નામ સુદ્ધાં તેણે આપની આગળ કહ્યું હતું. મારા મુખ તરફ જોવાની ભલામણ પણ કરી હતી. તમે મારો ચહેરો અવલોક્યો હતો. તમે એમ પણ બોલ્યા હતા કે ચહેરા પરના ગૂઢ ભાવ કહી આપે છે કે માધવી 'સેવિકામંડળનો બોજો ઉઠાવવામાં જરાય પછાત નહિ રહે. યાદ આવે છે?'

'ના, કાંઇ યાદ આવતું નથી.' કહી માલવસેનાધ્યક્ષે માધવીએ કહેલી વાતો યાદ કરવાનો પ્રયત્ન કરતાં માથું ખંજવાળવા માંડ્યું પણ તેમના સ્મરણમાં એકપણ ચિત્ર દોરાયું નહિ.

આખરે તેમણે સ્મરણ કરવાનું પડતું મૂકી સહેજ કંટાળાપૂર્વક કહ્યું:

'જયદેવીએ આપણી સાથે દગો કરવા માંડયો છે?'

'હા, તેણે મને પણ લાલચ આપી પોતાની સાથે સામેલ રાખી છે.'

'એટલે?'

'જયદેવીએ મને મહાસામંત આગળ મોકલી હતી. તેની આગળ જવાને બદલે હું આપની પાસે આવી.' સહેજ વિરમી તે આગળ બોલીઃ 'મહાસેનાપતિ! જયદેવી આગળ મારા નામનો ઉચ્ચાર ન કરશો. હું આપની આગળ આવી, તે બાબત તેને ન કહેશો.'

માલવસેનાધ્યક્ષ બોલ્યાઃ 'તારે ડરવાની જરૂર નથી. ઉદયાદિત્ય મુકત થાય ત્યારે જ જયદેવી સત્તા પર આવી શકે. અને તેમ બને ત્યારે જ તારો જીવ જોખમમાં મૂકાય.'

આટલું કહી તે ખડખડ હસ્યા, બોલ્યાઃ 'માધવી! તું મારી સાથે આવવા ઇચ્છે છે? પણ, નહિ, તું ગભરાઇ ગઇ છે. કાંઇ નહિ, હું એકલો અંદર જાઉં છું. તું જા, મારા શિબિરમાં જઇ દેવપ્રસાદ અને ગોપાલ નામના બે માણસો બેઠા છે, તેમની ખાનગી રીતે દેખરેખ રાખ. મેં આ જવાબદારી ત્યાં બેઠેલા મારા બે સુભટોને સોંપી છે.'

'બીજું કાંઇ કહેવરાવવું છે?'

અચાનક વિચાર આવતાં તે બોલ્યાઃ 'અરે, હા. મારા સુભટોને કહી દેજે કે ગૂજરાતના પ્રતિનિધિઓને ઓચિંતા કેદ કરી લે. કારણ તરીકે જાહેર કરે કે તેઓએ રાજા ઉદયાદિત્યને પકડી કયાંક લુપ્ત કર્યા છે.'

'આ બધું હું તેમને કહીશ, એ તો ચોક્કસ. પણ મારા શબ્દો પર તેઓ વિશ્વાસ નહિ મૂકે—ન જ મૂકે.'

'બરાબર છે.' કહી સેનાધ્યક્ષે પોતાની આંગળી પરથી મુદ્રિકા ઉતારી માધવીના હાથમાં આપી, ને બોલ્યાઃ 'મુદ્રિકા તેમને આપી દેજે. છતાં તેમના તરફથી તને વધારે ખાત્રી માટે કહેવામાં આવે તો તેમને એક સાંકેતિક શબ્દ કહેજે.'

'શું કહું?'

માલવસેનાધ્યક્ષે તેને એક શબ્દ કહ્યો.

---

## પ્રકરણ ૬૧ મું

## જોખમી અખતરાનું પરિણામ

માધવી ઝડપથી પાછી ફરી શિબિરને રસ્તે જતી હતી. છાવણીમાં પ્રવેશતાં જ તેણે કોઇનો અવાજ સાંભળ્યો: 'ઊભી રહે.'

પાછળ ફરીને જોતાં જણાયું કે પોતાને અટકાવનાર કોઇ કાસદ હતો. તેના ખભા પર એક ઝોળો દેખાતો હતો. હાથમાં મજબૂત લાકડી હતી. માધવીએ તેને ઓળખી લીધો.

'શી ખબર છે?'

'રાયપુરથી સંદેશા લઇ આવ્યો છું.' કાસદ હસીને બોલ્યો: 'ધારાનગરમાં પહોંચાડવાના ભોજપત્રો આપી આવ્યો; ચાર પત્રો હતાં. બે પત્રો બાકી રહ્યાં છે. લશ્કરી માણસોને આપવાના છે. માણસો મળતા નથી.'

'કદાચ લડાઇમાં ખપી ગયા હશે.'

'તપાસ તો પુરેપુરી કરવી જ પડે!'

'હાસ્તો વળી. એમાં નવાઇ શી?'

સહેજ દૂર ઊભેલો એક સૈનિક બંનેની વાતો સાંભળી મનમાં જ હસ્યો. તેના મનમાં પ્રશ્ન થયો: 'આ ભિખારણ જેવી શું કાસદની દીકરી હશે?'

સૈનિકે પોતાનું કુતૂહળ મનમાં દબાવી ન રાખતાં નજીક આવી કાસદને ઉદ્દેશી પૂછ્યું: 'આ છોકરી તમારી છે?'

'હા, મારા ભાઇની દીકરી છે.'

'અહીં છાવણીમાં શું કરે છે?'

આ સવાલનો જવાબ આપતાં માધવીએ તેને કહ્યું: 'તું મને ઓળખતો નથી. તારે મને ઓળખવાની જરૂર નથી. હું શું કરૂં છું, તે જાણવાનો યત્ન બીજી વાર કર્યો છે, તો યાદ રાખજે, કે હું માધવી છું.'

આ ધમકીથી સૈનિક હેબતાઇ ગયો. તેણે લશ્કરના ખાનગી મંડળની અને સેવિકાસંઘની વાતો સાંભળી હતી. એ મંડળોનો કાર્યક્રમ

શો હતો, તેની તેને પૂરતી ખબર નહોતી; છતાં તે એટલું માનતો હતો કે, બંને મંડળોના સભ્યો શત્રુઓના ગુપ્તચરો માલવીસૈન્યમાં પ્રવેશવા ન પામે તેની સાવચેતી રાખતા હતા.

'મારા પર ગુસ્સે થઇ ગયા?'

'ગુસ્સે ન થાઉં ત્યારે શું પ્રસન્ન થાઉં?'

આ સાંભળી સૈનિક ત્યાંથી જતો રહ્યો.

તે ગયા પછી કાસદ સહર્ષ બોલી ઊઠયો: 'તું ગજબ છોકરી છે.'

માધવીએ આમતેમ જોયા પછી કહ્યું: 'આપે જેટલું સૂચવ્યું હતું, તેટલું બધું મેં અમલમાં મૂક્યું છે.'

'પરિણામ આવ્યું?'

'હા.'

'શું?'

ફરી એકવાર માધવીએ આમતેમ ચો દિશાએ નજર ફેરવી લીધા પછી જવાબ આપ્યો: 'માલવસેનાધ્યક્ષને ભૂલવણીના ચકાવામાં લઈ લીધો. સ્થાન જોયું. અહીંથી અર્ધાએક કોશ પર ખંડિયેર છે.'

'પાંચસો–છસો વર્ષ પૂર્વેનો એક મહેલ છે, એ જ કે?'

'એ જ. એ જ. એમાં જ રાજા ઉદયાદિત્યને કેદ કર્યા છે.'

'હેં!'

'હા, સેનાધ્યક્ષ જયદેવીની તપાસ કરવા અંદર દોડી ગયો છે. રાજા આગળ જયદેવી જેવી કોઈ પણ સ્ત્રીને જોશે નહિ એટલે તે મુંઝવણથી ઘેરાયા વિના નહિ રહે. પછી તે, ખંડિયેરમાં વધારે તપાસ ચલાવશે અને એમ કરતાં ઘડી–બેઘડી વીતી જશે.'

'બીજું કાંઈ?'

'સેનાધ્યક્ષના શિબિરમાં દેવપ્રસાદ આવીને બેઠા છે. તેમની સાથે મારા પિતાજી પણ છે.'

પછી માધવીએ મુદ્રા બતાવી. કાસદના મોં પર વિજય છાયા ફરી વળી.

'એક સાંકેતિક શબ્દ પણ મેળવ્યો છે.'

'શું?'

માધવીએ તેને તે શબ્દ કહ્યો.

કાસદ સાનંદ બોલ્યોઃ 'મારી યોજના તેં ખૂબ ચમકાવી.'

'હવે ?'

'કરણદેવ કયા સ્થાનમાં કેદ છે, તેનો પત્તો મેળવવો જરૂરી છે.'

માધવીએ કહ્યુંઃ 'બુદ્ધિ દોડાવો.'

'આપણે વધારે વખત અહીં ઊભા રહેવું ઉચિત નથી.'

બંને જણ ચાલવા લાગ્યાં. ઓચિંતું કાંઇક હાથ લાગ્યું હોય તેમ પ્રસન્ન થઇ કાસદે માત્ર માધવી સાંભળી શકે, એવી રીતે કહ્યુંઃ 'સાંકેતિક શબ્દ અને મુદ્રાની સહાયથી આપણે આપણું અધૂરૂં કાર્ય પાર પાડી શકશું.'

'મારી સાથે શિબિરમાં આવો છો ?'

'તું આગળ નીકળી જા. હું હરનામસિંહ રાજસિંહની શોધ કરતો ત્યાં આવી પહોંચું છું.'

પોતાની સાથે આવવામાં તેને શી હરકત હતી, તેનો વિચાર કરતી માધવી ઝડપથી શિબિરને પંથે ચાલવા લાગી.

'અટકળ કરવામાં કેટલો બધો પારંગત છે ? તેણે જેટલી અટકળ કરી હતી, તેટલી બધી જ લગભગ ખરી પડી છે. તેણે મને પણ કેવી યુક્તિ બતાવી ? તેની યુક્તિ પ્રમાણે હું બધું કર્યે ગઇ; એથી જ હું મારૂં કાર્ય પાર પાડી શકી છું. ધન્ય છે ! અતુલ ! તારી કલ્પનાશક્તિને !' કાસદ સંબંધી કલ્પનાચિત્ર દોરતી તે વીજળીની ગતિએ માર્ગ કાપતી હતી.

---

# પ્રકરણ ૬૨ મું

## સાંકેતિક શબ્દ

દેવપ્રસાદે ગોપાલ સાથે આડી અવળી ઘણી વાતો કરી હતી. ત્યાં બેઠેલા બે માલવ સુભટોએ પણ તેની વાતચીતમાં રસપૂર્વક ભાગ લીધો હતો.

ઓચિંતી એક યુવાન છોકરીને શિબિરમાં આવેલી જોતાં જ સુભટો ચોંક્યા. તેઓએ નિરીક્ષી લીધું કે આવનાર છોકરી કંગાલ જેવી હતી.

એક જણે પૂછ્યું: 'અહીં કેમ આવી છે?'

'અગત્યનો એક હુકમ લાવી છું.'

બીજો બોલ્યો: 'તને તંબૂમાં પ્રવેશતી, પહેરેગીરે અટકાવી પણ નહિ?'

'મારી પાસે પ્રવેશવાની આજ્ઞા નહોત તો જરૂર પહેરેગીર મને અટકાવત.'

'તું છે કોણ?'

'માધવી.'

'અરે, વાહ! આ તો જાણે કોઈ સત્તાસ્વામિની હોય તેમ વાતો કરે છે!'

'હું સત્તાસ્વામિની જેવી જ છું.' માધવીએ હસીને કહ્યું: 'સુભટ! જરા ઊભા થાઓ.'

'કેમ?'

'વાત કરવાની છે.'

એક સુભટ તેના કહેવા પ્રમાણે તેની જગાએથી ઊઠી તેની આગળ જઈ ઊભો રહ્યો.

'મારી પાસે મુદ્રા છે.'

'કોની, સેનાધ્યક્ષની?

'હા.' કહી તેણે મુદ્રા બતાવી.

'દેવપ્રસાદ અને ગોપાલ આડી આંખે બધું જોતા હતા. તેઓએ કલ્પી લીધું કે માધવી કોઈ કાર્ય પાર પાડીને આવી છે.

મહાસેનાપતિની મુદ્રા જોઈ સુભટને વિસ્મય થયું. સહેજ વિચાર કર્યા પછી તેનું વિસ્મય નષ્ટ થયું. તેણે માન્યું કે તે છોકરી ગુપ્તચારિકા મંડળની સભાસદ છે.

પહેલા સુભટે માધવીને કહ્યું: 'મારી સાથે અંદર ચાલો.'

'ચાલો.'

બેઉ જણ તંબૂની અંદરના વિભાગમાં ગયાં.

'તને સેનાધ્યક્ષે અહીં મોકલી છે?'

'વિવેકથી વાત કરો.'

સુભદ્ર ઝંખવાયો. તેનું મોં ફિક્કું પડયું. તેણે માનપૂર્વક સંબોધન કરતાં પૂછ્યું: 'તમે સેવિકામંડળનાં સભ્ય છો, ખરૂં?'

'તમારી અટકળ સાચી છે.'

'સેનાધ્યક્ષે તમને શા માટે અહીં મોકલ્યાં?'

'એક કાસદ અત્રે આવશે; થોડા સમયમાં.'

'વસ્તુસ્થિતિ શી છે?'

'તે હું જાણુતી નથી.'

'બીજું કાંઇ?'

'ગૂર્જર પ્રતિનિધિઓ પર પૂરતી દેખરેખ રાખવાનું કહાવ્યું છે.'

'એ તો એમણે અહીંથી જતી વખતે સૂચના કરી હતી.'

'હું જ એમને બોલાવવા આવી હતી.'

'શું કહો છો!

'હા, વખતસર આવી નહોત તો સેનાધ્યક્ષનો અને આપણા સર્વનો વિનાશ........"

સુભદ્ર જિજ્ઞાસાપૂર્વક માધવીના મોં સામે જોઇ રહ્યો, ને બોલ્યો: 'શું રાજા બાબતનો ભેદ ખુલ્લો થયો છે?'

'ના, થયો નથી. થશે પણ નહિ. સેનાધ્યક્ષ વખતસર પહોંચી ગયા છે. હું ધારૂં છું કે જયદેવી પુરાણા મહેલમાં રાજા સાથે વાતચીત કરતી હશે. કદાચ વાતચીત પુરી કરીને જતી રહી હોય, એ પણ સંભવિત છે.'

'આવી નિરર્થક કલ્પના ન કરશો.'

તંબૂના આગલા ભાગમાંથી અવાજ આવ્યો: 'કોઇ કાસદ આવ્યો છે, હરનામસિંહને આપવાનો સંદેશો લઇને. કહે છે કે તાકીદે સુભદ્રવર્માને મળવાનું છે.'

આ સાંભળતાં જ માધવીએ સુભદ્રવર્માને કહ્યું: 'એને જલદી બોલાવો.'

સુભટ્ટવર્માએ અંદરથી જ જણાવ્યું: 'કાસદને અહીં મોકલો.'

થોડીવારે કાસદ આવીને હાજર થયો.

'આપને કોણે મોકલ્યા છે?'

'મહાસેનાપતિએ.'

'પ્રમાણ?'

કાસદે સુભટ્ટનો હાથ પકડી ધીમેથી કહ્યું: 'અજય અમર આકાંક્ષા.'

સાંકેતિક શબ્દો સાંભળતાં જ સુભટ્ટવર્માએ તેને નમન કર્યું. તે ધીમેથી બોલ્યો: 'શી આજ્ઞા છે?'

'મહાસેનાપતિએ આજ્ઞા કરી છે કે, તમારે તથા આ માધવીએ શિબિરમાં હાજર રહેવું. અને બહાર બેઠેલા સામંતને મારી સાથે છૂપા કારાગાર તરફ રવાના કરવો.'

સુભટ્ટવર્માએ હાક મારી: 'રત્નસામંત–'

બહાર બેઠેલો સામંત તત્કાળ અંદર આવ્યો.

સુભટ્ટવર્માએ તેને સાંકેતિક શબ્દોની બીના સમજાવ્યા પછી કહ્યું: 'આ કાસદ સાથે અત્યારે જ તમે જાઓ.'

'ક્યાં?'

'જ્યાં કરણદેવ અને તેમની સાથેના માણસો કેદ છે, ત્યાં.'

સામંતે કાસદને ઉદ્દેશી કહ્યું: 'ચાલો.'

કાસદે પળનો પણ વિલંબ ન કરતાં સામંતની સાથે જવા માંડયું.

---

## પ્રકરણ ૬૩ મું

### ગુર્જરેશ્વર જ્યાં કેદ હતા, ત્યાં

'ઉતાવળે ચાલો.'

'કારાગાર નજીક છે.'

'તમારો હુકમ માનશે કે?'

'કોણ, ત્યાંના પહેરેગીરો? કેમ ન માને?'

'તો સત્વર ચાલો.'

'બંને જણ છાવણીથી થોડે દૂર નદી કાંઠે આવી ઊભા રહ્યા. કાંઠા નજીક એક ખેતર હતું, બંને જણ ખેતરમાં પ્રવેશ્યા. નાના દેખાવનું એક મકાન કાસદની નજરે પડયું.

'આ મકાન બહારથી કેટલું નાનું દેખાય છે?'

'સેનાધ્યક્ષે મને કહ્યું હતું કે એ મકાનનો અંદરનો ભાગ વિશાળ અને ભેદી છે.'

'તમે પહેલી જ વાર અહીં આવતા લાગો છો?'

'મારે જરૂર જ પડી નહોતી. હમણાં સુધી મારા પર ફક્ત જાસુસી કરવા સિવાય બીજો બોજો જ મૂકાયો નહોતો.'

મકાન ખડકીબંધ હતું. સામંતે બારણું ખખડાવતાં એક સશસ્ત્ર માણસે દરવાજો ખોલ્યો. સામંતને જોતાં જ તેણે શિર ઝુકાવ્યું. કાસદ અને સામંત અંદર દાખલ થયા.

સામંતે મુખ્ય પહેરેગીરને કહ્યું: 'મહાસેનાપતિની આજ્ઞા છે કે, આ કાસદની આજ્ઞા ઊઠાવવી. તેણે સાંકેતિક શબ્દ મેળવ્યો છે.'

આજ્ઞા બજાવવા તત્પર હોય એવા ભાવથી મુખ્ય પહેરેગીરે માથું હલાવ્યું.

કાસદે કહ્યું: 'અહીં આટલામાં કોઇ વાહન છે?'

'હા.'

'તૈયાર કરાવો.'

મુખ્ય પહેરેગીરે હાક મારી: 'દેવુભા!'

પ્રૌઢ વયનો એક ગામડિયો અંદરથી બહાર આવ્યો.

'જે છતવાળા વાહનમાં માલ ભરીને લાવવામાં આવે છે, એ વાહન તૈયાર કર.

માથું નમાવી દેવુભા જતો રહ્યો.

'કેદીઓ ક્યાં છે?' કાસદે પૂછ્યું.

મુખ્ય પહેરેગીર, સામંત અને કાસદ અંદર ગયા. જમણા હાથ પર એક ઉતરણ હતું. ત્રણે જણ ઉતરણ માર્ગે નીચે ઊતર્યાં.

સાધારણ કોટિના એક ખુલ્લા આલયમાં રાજા કરણદેવ, મયણલ, ઇન્દિરા, કિરીટ વગેરે નજરે પડયાં. આલયની ચારે બાજુએ લોખંડના સળિયા હતા.

કાસદે સામંતને ઉદ્દેશી કહ્યું: 'આ પહેરેગીરને કહો કે, તે મારી સાથે આવવા તૈયાર થાય.'

સામંતે તેને આજ્ઞા કરી: 'વાહન જોડીને તૈયાર રહો. જાઓ, તમારે આ માણસની સાથે જવાનું છે.'

મુખ્ય પહેરેગીર મૂંગે મોંએ ત્યાંથી જતો રહ્યો.

સામંતે પૂછ્યું: 'તમારી સાથે બંદોબસ્ત માટે કેટલા માણસો મોકલું ?'

'માત્ર એક મુખ્ય પહેરેગીરને. બીજાની જરૂર નથી.'

'વાહન એવું છે કે કેદીઓ છટકવાનો યત્ન જ કરી શકે નહિ.'

'મજાનું.'

થોડીવારે મુખ્ય પહેરેગીરે આવીને જણાવ્યું: 'વાહન તૈયાર છે.'

સામંતે કહ્યું: 'એકેક જણને અહીંથી વાહનમાં લઇ બેસાડીએ.'

કાસદ બોલ્યો: 'સાવચેતી રાખજો.'

'ડરવા જેવું નથી. હું તીર ચઢાવી સાવધ રહું છું. પહેરેગીર ઉઘાડી તરવારે કેદીની સાથે આવશે.'

આ યોજના પ્રમાણે એકેક કેદીને વાહનમાં લઇ જવામાં આવ્યા. કરણદેવ તથા તેમનાં માણસો વિસ્મય પામ્યાં હતાં. કાસદના મોં પરના ભાવનું નિરીક્ષણ કરતાં હતાં.

---

## પ્રકરણ ૬૪ મું

### કાસદ કોણ ?

'મારી સાથે બીજા પહેરેગીરોની જરૂર નથી ?'

પહેરેગીરે પૂછેલા પ્રશ્નના જવાબમાં કાસદે કહ્યું: 'ખાસ જરૂર નથી. છતાં બે ત્રણ માણસો આવવા ઇચ્છતા હોય તો ખોટું નહિ થાય.'

બીજા બે પહેરેગીરોએ વાહનના ખૂણા સંભાળી લીધા.

વાહનને પૂરપાટ દોડાવી મૂકયું હતું. તેને ગૂર્જરછાવણી તરફ હંકારવામાં આવતું જાણી મુખ્ય પહેરેગીરે કાસદને પૂછ્યું: 'આ કેદીઓને ગૂર્જરસેનામાં પહોંચતા કરવાના છે ?'

'હા.'

'સેનાધ્યક્ષે હુકમ કર્યો છે?'

'એ જાણવાની તારે જરૂર નથી.'

પહેરેગીરો વહેમાયા હતા. તેમના મનમાં એક સમાધાન થયું: 'મહાસેનાધ્યક્ષે બીજા કોઇ ઉદ્દેશથી આ પ્રમાણે કરવાનો હુકમ આપ્યો હોય એ સંભવિત છે.'

મુખ્ય પહેરેગીર અને તેના બે સાથીદારો મજબૂત બાંધાના દેખાતા હતા. તેમની પાસે હલ્લો કરી શકાય એવાં શસ્ત્રો હતાં. કાસદે પોતાની પરિસ્થિતિનું કલ્પનાચિત્ર દોરી તેમનાં શસ્ત્રો તથા શારીરિક બળ સાથે સરખાવી જોયું હતું. કેટલાક વિચારોને અંતે તેણે વાહનના દ્વાર ઉઘાડાં કરી મૂકયાં હતાં.

તેઓનું વાહન ચીલઝડપે ગૂર્જરછાવણી આગળ આવી અટકયું, ત્યારે કાસદે પહેરેગીરને હુકમ કરતો હોય તેમ પ્રતિભા દાખવતાં કહ્યું: 'આ લોકોને અહીં જ ઉતારી દો.'

પહેરેગીરે કાસદના હુકમનું પાલન કર્યું. ગૂર્જરરાજ, કિરીટ, મયણલ, ઇન્દિરા વગેરેને છાવણી આગળ ઉતારી મૂકવામાં આવ્યાં. તેમનાં વિસ્મયનો પાર નહોતો. તેમની કલ્પનાઓનો અંત નહોતો. ગૂર્જરરાજ કાંઇ પણ પૂછે, એ પહેલાં જ કાસદે તેમના મોં સામે દૃષ્ટિ કરી સંજ્ઞા કરી હતી. ગૂર્જરરાજ સમજી શકયા હોય, એમ જણાયું હતું.

આ સંજ્ઞાથી પહેરેગીરો વધારે વહેમાયા. પણ તેઓ કાંઇ પણ કહેવા કે અમલમાં મૂકવા તત્પર થઇ શકે તેમ નહોતું.

'હવે અમને રજા છે?'

'ના, તમારે આ લોકોની સાથે જવું પડશે.'

'શા માટે?'

'તમે બંદીવાન છો.'

'અમે?' મુખ્ય પહેરેગીરે ખડ્ગ ખેંચી, હવામાં ઉછાળ્યું. તેના બંને સાથીદારોએ તેનું અનુકરણ કર્યું.

કાસદે હસીને કહ્યું: 'બળ વાપરવાનો વખત વહી ગયો છે. અત્રે તો તમે ગૂજરાતી સૈન્યની વચ્ચે ઘેરાઇ ગયા છો.'

કરણદેવ અત્યાર સુધી મૂંગા રહ્યા હતા, તેમણે ઓચિંતો હાથ લંબાવી પહેરેગીરનો ખડ્ગવાળો હાથ પકડી લીધો. કિરીટે બીજા બે પહેરેગીરોને એકેક હાથે પકડી છાવણી તરફ ઘસડવા માંડયા.

'દગો કરવાની પદ્ધતિ આટલી બધી ભેદી?'

પહેરેગીરના પ્રશ્નના ઉત્તરમાં કાસદ બોલ્યો:

'અમારી સાથે ક્યાં દગો થયો નથી?' સહેજ વિરમી તેણે આગળ કહ્યું: 'તમારે ગુર્જર છાવણીમાં નામના કેદી તરીકે અમુક વખત સુધી રહેવાનું છે.'

કિરીટ બોલ્યો: 'તમને આંચ નહિ આવે.'

ગૂર્જરરાજે કહ્યું: 'તમે કાંઇ અમારો અપરાધ કર્યો નથી.'

'કાસદ! તું કોણ છે, એ તો કહેતો જા.' કાસદને જતો જોઇ પહેરેગીર બોલ્યો: 'તારા જેવાનો પરિચય ન થાય, એ અમારા કમનસીબ ગણાય. માટે કહેતો જા.'

'હું ગૂર્જરરાજનો નોકર છું.'

'એ તો દરેક જણ સમજી શકે તેવું છે.'

'મારો પરિચય અત્યારે આપવાની જરૂર નથી.'

'ભલા માણસ! એમાં તારૂં જાય છે શું?'

કાસદે વાહનમાં હાંકનાર પાસે બેસવા માંડયું હતું. તેણે દૂરથી જવાબ આપ્યો: 'મારો પરિચય તને ગૂર્જરરાજ કનેથી મળી શકશે. તું એમને પૂછજે કે તમારો આ નોકર કોણ?'

કાસદે હાંકનારને કહ્યું: 'વાહન ચલાવ.'

પહેરેગીરે ગુર્જરરાજને પૂછ્યું: 'એ નોકર કોણ?'

ગૂર્જરરાજે જવાબ આપ્યો: 'એ નોકર અતુલશેઠ. ગૂજરાતનો નોકર, મારો નહિ. હું પણ ગૂજરાતનો દાસ છું.'

આ સાંભળી પહેરેગીર અને તેના સાથીદારો સ્તબ્ધ થયા.

## પ્રકરણ ૬૫ મું

### વાહન હાંકનાર

વાહન હાંકનાર સારથિને ઉદ્દેશી કાસદે કહ્યું: 'માલવી સૈન્યની છાવણીથી થોડે દૂરની કોઈ જગા આગળ મને ઉતારી તું તારી મરજી પડે ત્યાં જતો રહેજે.'

'તમારી શી સલાહ છે?'

'મારી સલાહ?' કાસદ ખડખડાટ હસવા લાગ્યો. તેણે ગાંભીર્ય પ્રાપ્ત કરતાં કહ્યું: 'મેં તને ઘણી હકીકતો સમજાવી દીધી.'

'બધી હકીકત મારા ધ્યાનમાં ઉતરી છે.'

'તું ઇચ્છે છે કે, તારો રાજા સેનાધ્યક્ષના દગાનો ભોગ થાય?'

'જો ન ઇચ્છતો હોઉં તો?'

'તારા રાજાને મુક્ત કરવાનો યત્ન કર.'

'એ કામ મારે કેવી રીતે કરવું?'

'ઉદયાદિત્ય મહારાજ કઇ જગામાં કેદ છે, તેની તને ખબર છે?'

'રાજા કેદ છે, એ ખબર તમે આપી, ત્યારે જ મેં જાણ્યું.'

'મને ખબર છે.'

'કઇ જગામાં છે?'

'પાંચસો વર્ષ પૂર્વેની માલવી ઇમારતમાં.'

'માલવમહારાજ એકલા જ કેદી છે?'

'હા.'

'તેને કેદ કરનાર સેનાધ્યક્ષ છે?

'એ જ, બીજું કોઇ નહિ.'

'સેનાધ્યક્ષનો પક્ષ મજબૂત લાગે છે!'

'બહુ જ મજબૂત છે. જયદેવી નામની કોઇ સ્ત્રી છે. તેની આગેવાની હેઠળ જે મંડળ છે, તે મંડળ સેનાધ્યક્ષનું છે. પ્રતાપવર્મા અને સુભદ્રવર્માના અધિકાર હેઠળનું જે સામંતમંડળ છે, તે પણ એનું જ છે.'

સારથિ ત્રાસથી બબડ્યો: 'ઓહ! ત્યારે તો રાજ્યમાં ઉદયાદિત્યનું કોઇ જ ન રહ્યું. એનો હિતેચ્છુ શું કોઇ જ નથી?'

'છે.'

'કોણ, તમે જ કે બીજો કોઇ?'

'તું નહિ?'

'મારા અંતરને તમે પારખ્યું?' સારથિ ગળગળા અવાજે બોલ્યો: 'કાસદ! તમે અજબ મનુષ્ય છો. હવે મને સમજાય છે કે માલવનાથે મુરારને જવા દીધો નથી, પણ માળવાના સૂર્યને જવા દીધો છે.'

'તું સાચું બોલી રહ્યો છે.' કાસદે કહ્યું: 'તારા મોં પરની રેખાઓ છૂપી રહી શકી નથી. તારા અંતઃકરણમાં દબાઇ રહેલો ઉદયાદિત્ય પ્રત્યેનો સેવાપ્રેમ પ્રગટ થયા વગર રહી શક્યો નથી. તારી સાથેની વાતચીત પરથી જો મને તું સેનાધ્યક્ષ તરફ ઢળેલો જણાયો હોત તો હું તને કંટક માની તારો ઉચ્છેદ કર્યા વગર ન રહેત.'

સારથિ કાંઇ પણ બોલ્યા વગર વાહન દોડાવ્યે જતો હતો. કેટલોક માર્ગ કાપ્યા પછી અચાનક તે બબડવા લાગ્યો: 'આખા લશ્કરને અંધારામાં રાખનાર સેનાધ્યક્ષ કેટલો પ્રપંચી! એનો ધ્વંસ શા માટે ન કરવો?'

કાસદ અવાક્ બેઠો હતો. તેના મોં પરની રેખાઓનું અવલોકન કર્યે જતો હતો.

સારથિ ફરી બબડવા લાગ્યો: 'હું એકલો જ અંધકારમાં નહોતો. મારા જેવા કેટલાય માણસો હજી આ બીનાથી અજ્ઞાત છે. તેઓમાં એવી અફવા છે કે ગૂર્જરોએ માલવનાથને કેદ કરી કોઇ ગુપ્ત સ્થાનમાં મોકલાવી આપ્યા છે.'

માલવી છાવણીથી થોડે દૂર આવેલા એક જંગલમાં વાહન ઊભું રાખી સારથિ બોલ્યો: 'કાસદ! ઉતરી જાઓ.'

કાસદ નીચે ઉતર્યા પછી સારથિએ કહ્યું: 'મારે શું કરવું, તે કહેતા જાઓ.'

કાસદે જતાં જતાં કહ્યું: 'અહીંથી તું પણ છાવણીમાં પહોંચી જા અને ચારેકોર પ્રચાર કરી દે કે માલવનાથ સેનાધ્યક્ષના દગાનો ભોગ બન્યા છે. ઐતિહાસિક પ્રાસાદના અવશેષમાં કેદ છે.'

'પ્રચાર કરું ?'

'હા, એક સત્યપ્રેમી રાજા ખાતર–રાજા ખાતર નહિ, તો એક વીર પુરુષ ખાતર.

"માળવાના એક સપૂત ખાતર."

સારથિનો જવાબ સાંભળી કાસદે પગ ઉપાડયો હતો.

જ્યારે કાસદ તેની નજર પરથી અદશ્ય થયો ત્યારે સારથિએ પોતાનું વાહન પડતું મૂકયું અને તે ઓચિંતો આવેશવશ થઇ છાવણી તરફ દોડયો:

---

## પ્રકરણ ૬૬ મું
## દેવુભાનો જાહેર બબડાટ

દેવપ્રસાદ અને ગોપાલ વિચાર કરતા બેઠા હતા. સુભદ્રવર્મા તેમની સાથે હસીને વિનોદ કરવા લાગ્યો. કઇ રીતે તેમને કેદ કરવા, કેદ કરવાની જરૂર છે કે કેમ, આ પ્રશ્નો તેના મનમાં દ્વંદ્વ મચાવી રહ્યા હતા.

બહારથી પહેરેગીરે આવી કહ્યું: 'જયદેવી નામની તરુણી આવી છે.'

સુભદ્રવર્માએ જણાવ્યું: 'આવું છું.'

સુભદ્ર પહેરેગીર સાથે બહાર નીકળ્યો, ને ધીમેથી તેના કાન આગળ મોં લાવી બોલ્યો: 'આ તંબૂની આજુબાજુએ પચાસ માણસોને ગોઠવી દે.'

પહેરેગીર સ્તબ્ધ બન્યો. થોડીવારે સ્વસ્થ થઇ તે, સુભદ્રની આજ્ઞાનું પાલન કરવાની વ્યવસ્થા કરવા ત્યાંથી જવા લાગ્યો.

એક તરુણી ઊભી હતી. તેના ચહેરા પર શંકા અને ભય ફરી વળ્યાં હતાં.

'જયદેવી! ગભરાટમાં પડી ગઇ કે શું?'

'હા.'

'વસ્તુસ્થિતિ શી છે?'

'હમણાં જ મને રત્નસામંત મળ્યા. તેમણે મને સેનાધ્યક્ષ સંબંધી ઘણી વાતો કહી. માલવનાથ બાબતમાં પણ કેટલીક બીના તેમણે મારી આગળ વ્યક્ત કરી છે. હું પૂછું છું કે સેનાધ્યક્ષને બોલાવવા આવેલી છોકરી કોણ હતી?'

'એનું નામ માધવી. તારા હાથ નીચે એ નામની કોઇ છોકરી છે?'

'ના.'

દૂરથી વેગપૂર્વક રત્નસામંતને આવતો જોઇ સુભદ્રવર્મા અને જયદેવી તેની પ્રતીક્ષા કરવા લાગ્યાં.

રત્નસામંતે નજીક આવતાં જ કહ્યું: 'મને તો લાગે છે કે પેલી છોકરીએ સેનાધ્યક્ષને સપડાવ્યા.'

'અમે પણ એ જ વિચાર કરીએ છીએ.'

ધીમે અવાજે ત્રિપુટીએ વાતો કરવા માંડી હતી. ત્રણેનાં મુખો પર ભયની નિશાનીઓ છવાતી હતી.

એક માણસ જોરથી બબડતો હતો: 'સેનાધ્યક્ષને પૂછો કે માલવનાથ ક્યાં છે?'

તેનો બબડાટ સાંભળી કેટલાય સૈનિકો તેની પાસે દોડી આવતા હતા. સૈનિકોથી ઘેરાયલો દેવુભા સારથિ છે, એવી ખાત્રી થતાં જ રત્નસામંત, સુભદ્રવર્મા અને જયદેવી ચકિત થયાં, ક્રોધાવેશમાં આવ્યાં.

પાગલ થયેલો માણસ જેમ કોઇની પણ દરકાર કર્યા વગર પોતાના નાદમાં મસ્ત જણાતો હોય છે તેમ દેવુભા મસ્ત દેખાતો હતો. તેની આસપાસ સેંકડો સૈનિકો ફરી વળ્યા હતા.

કોઇ તેને પાગલ થયેલો માનતા હતા. કેટલાક સૈનિકો તેના મોં સામે તાકતા હતા. અને સંખ્યાબંધ સૈનિકો તેનો બબડાટ અર્થ-વાહી માની પોકારવા લાગ્યા હતા. "માલવમહારાજ ક્યાં છે?'

એક સૈનિકે દેવુભાને પૂછ્યું: 'તું જાણે છે?'

દેવુભા ગુસ્સાથી બોલ્યો: 'હું બધું જાણું છું.' કહી તે મોટે અવાજે ગર્જવા લાગ્યો: 'તમે માનતા હો કે તમારી સેવાનું પરિણામ ઇચ્છનીય

આવ્યું છે, તો તમે ભ્રમમાં છો. તમે તમારો ભ્રમ દૂર કરો. નિદ્રામાંથી જાગૃત થાઓ. તમારો પરાક્રમી દેવ ક્યાં છે, તેની તમને ચિંતા હોય તો મહાસેનાપતિને જ્યાં હોય ત્યાંથી પકડી પાડો.'

આ ગર્જના સાંભળી સુભદ્રવર્મા, જયદેવી અને રત્નસામંત કાંપવા લાગ્યાં.

જયદેવીએ રત્નસામંતના કાનમાં કહ્યું: 'હવે આપણે સેનાધ્યક્ષના પક્ષને વળગી રહેવું ઉચિત નથી.'

રત્નસામંતે કહ્યું: 'હું પણ એમજ માનું છું.'

સુભદ્રવર્મા બોલ્યો: 'માધવી નામની એક છોકરી કહેતી હતી કે, જયદેવી માલવમહારાજને મુક્ત કરવાના પ્રયત્નો કરે છે. આ ખબર તેણે સેનાધ્યક્ષને કહ્યા હતા. સાચા હોય કે જુઠા, તે તો તે જાણે. અત્યારે હું કહી શકું છું કે માધવીએ આપેલા સમાચાર જાસુસીનો નવો પ્રકાર અજમાવનારા હતા.'

જયદેવી બોલી: 'માલવમહારાજનો છૂટકારો થશે, તેથી હું પ્રપંચી ડરવાની નથી.'

રત્નસામંતે કહ્યું: 'અમારા બેઉનું જીવન હવે તારા હાથમાં છે.'

જયદેવીએ અભિમાનથી કહ્યું: 'ગભરાશો નહિ. હું તમને બચાવી લઇશ.'

---

## પ્રકરણ ૬૭ મું

## એને જીવતો પકડી લો

**મ**હાસામંતના કાન પર બકવાદની ગંધ આવતાં જ તે પોતાની અંગત ટૂકડી સાથે લઇ સેનાપતિના શિબિર આગળ ધસી આવ્યો હતો.

તેણે નિરીક્ષા કરતાં જણાયું કે કોઇ સારથિ સૈનિકોની વાડ વચ્ચે ઊભો છે. બબડે છે. તેના મોં પર આવેશ છે.

આ વખતે કાસદ એકાએક ત્યાં આવી પહોંચ્યો હતો. સહેજ દૂર તેણે માધવીને દીઠી. તે, માધવી પાસે ગયો. બંનેએ એકબીજાંના મોં સામે જોયું. સંજ્ઞાની લેવડ દેવડથી બંનેએ થોડી વાતો કરી લીધી.

દેવુભાએ અવાજ ક્ષીણ થાય, તેની ચિન્તા કર્યાં વગર પોકારવા માંડયું: 'જેમને શત્રુ માનવામાં આવે છે, એ જ શત્રુઓ માલવમહારાજને મુક્ત કરવાનો યત્ન કરે છે.'

મહાસામંતે પૂછ્યું: 'કોણ?'

'જેઓ કરણરાજ અને તેમના સાથીદારોને છોડાવી ગૂર્જરછાવણી સુધી લઇ ગયા છે, તે.'

'તે કોણ?'

'એક કાસદ.'

'હું ફરી પૂછું છું કે તને આ સમાચાર કોણે આપ્યા?'

'કાસદે.'

'તેનું નામ?'

દેવુભાએ હસવા માંડયું.

મહાસામંતે સેનાધ્યક્ષના શિબિર તરફ મોં ફેરવી પોતાના સૈનિકોને આજ્ઞા કરી: 'શિબિરમાં જાઓ અને મહાસેનાપતિને પકડી લો.'

આજ્ઞા થતાંજ સૈનિકોનો એક સમૂહ શિબિર તરફ ધસી ગયો. બહાર ઉભેલા પહેરેગીરે તેમને રોકયા ને પૂછ્યું:

'કયાં જાઓ છો?'

'શિબિરમાં.'

'શા માટે?'

'સેનાધ્યક્ષ અને તેના માણસોને કેદ કરવા.'

આ વાતચીત આગળ ચાલે, તેટલામાં શિબિરમાંથી દેવપ્રસાદ અને ગોપાળ બહાર નીકળ્યા. બહારના ભાગમાં હજારો સૈનિકોને ઉભરાઇ નીકળેલા જોઇ તેમના વિસ્મયનો પાર રહ્યો નહિ.

દૂરથી મહાસામંતે દેવપ્રસાદને જોતાંજ તે તેની નજીક દોડી આવ્યો: 'કોણ, દેવપ્રસાદ!'

'કોણ, માળવાના મહાસામંત!'

બંને એક બીજા સામે જોઇ રહ્યા. શિબિરદ્વાર આગળ ચડસાચડસી શરૂ થઇ હતી. રકતપાત થવા પામે, એ પહેલાંજ કાસદે આગળ આવી, પહેરેગીરને ઉદ્દેશી કહ્યું:

'તારો નાયક કોણ છે?'

'મહાસેનાપતિ.'

'એની ગેરહાજરીમાં?'

'સુભદ્રવર્મા.'

કાસદે ચારે કોર આંખો ફેરવી સુભદ્રવર્માને શોધી કાઢયો. પછી તેણે મહાસામંતને ઉદ્દેશી કહ્યું: 'દેવુભા જે કાસદ માટે તમને કહી ગયો, તે હું છું. શિબિરમાં પ્રવેશતા તમારા માણસોને અટકાવી દો અને સુભદ્રવર્મા, રત્નસામંત તથા તેની પાસે ઊભેલી તરુણીને પકડવાની આજ્ઞા કરો.'

આ સાંભળી ત્રિપુટી નાસવા લાગી.

મહાસામંતે તેના સૈનિકોને આજ્ઞા કરતાં તેઓ તેને પકડવા દોડયા.

'શાંત થાઓ. શાંત થાઓ.'

સર્વના કાન પર અવાજ અથડાયો. સૌએ જોયું તો મહાસેનાપતિ, નીડરપણે તેમની સન્મુખ આવી હાજર થયો હતો.

તેણે મોટે અવાજે આજ્ઞા કરી: 'સર્વથી પ્રથમ દેવપ્રસાદ અને તેના સાથીદાર ગોપાલને પકડી લો.'

કોઇએ તેની આજ્ઞાનું પાલન કર્યું નહિ.

પરિસ્થિતિનું રૂપ ઓળખતાં તેને વાર ન લાગી. તેણે આમ તેમ ચોમેર દૃષ્ટિ ફેરવી. માધવીને જોતાં જ તેણે પોતાના ખભા પરથી ધનુષ્ય ઉતારી બાણુ ચડાવ્યું: 'સૌ દૂર હટી જાઓ.'

સિંહત્રાડ પડતાં ભયછાયા પથરાય તેમ સેનાધ્યક્ષની ગર્જનાથી ચોમેર ધ્રૂજારી પ્રસરી ગઇ. કેટલાય સૈનિકો પોતાના સ્થાન પરથી બે ડગલાં દૂર ખસીને ઊભા રહ્યા.

સેનાધ્યક્ષે કમાન ખેંચી.

'ઓહ! કોણ—' તેણે પોતાનો હાથ પકડાયેલો જાણી પાછળ ફરી જોયું.

'દેવપ્રસાદ! ગોપાલ!'

બીજી જ ક્ષણે મહાસામંત અને તેની ટુકડીના માણસોએ સેનાધ્યક્ષના અંગ પર ધસારો કર્યો.

'બસ.'

એક અવાજ આવ્યો.

સૌએ પ્રતિભાથી સર્વેને દબાવવાની મહેનત કરતા કાસદને નજીક ઊભેલો જોઈ કુતૂહળ અને વિસ્મય પ્રાપ્ત કર્યાં.

કાસદ બોલ્યો: 'એને જીવતો પકડી લો.'

---

## પ્રકરણ ૬૮ મું

## કૂનેહબાજીની ટાંચ

કાસદની પ્રતિભાસૂચક આજ્ઞાથી મહાસામંત અને તેના સૈનિકોએ સેનાધ્યક્ષને પકડવાનો યત્ન કરવા માંડયો. સેનાધ્યક્ષે પોતાનું બધું બળ વાપરી પોતાનો બચાવ કરવા માંડયો હતો. દેવપ્રસાદ, ગોપાલ અને કાસદ તેને જકડવાનો યત્ન કરતા નહોતા.

સેનાધ્યક્ષ આમતેમ દષ્ટિ ફેરવતો હતો. તે કોઈને શોધતો હોય એમ જણાતું હતું. એકાએક તેણે આનંદાવેશમાં આવી દૂરથી આવતા પટાવતોને ઉદ્દેશી કહ્યું: 'તમારા માણસોને અત્રે એકત્ર કરો.'

આ સાંભળી એક પટાવતે પોતાના હાથમાં રહેલું રણશીંગડું ફૂંક્યું. તેનો પડઘો દૂર ક્યાંય સુધી પથરાઈ રહ્યો. જોતજોતામાં તો ચારે દિશામાંથી સંખ્યાબંધ સૈનિકો સેનાધ્યક્ષ આગળ આવતા જણાયા.

પટાવતોએ સેનાધ્યક્ષને સહાય કરવા માંડી હતી. મહાસામંતના માણસોનું જોર નરમ પડતું જોઈ દેવપ્રસાદ અને ગોપાલે પોતાના ખડ્ગ હવામાં ઉછાળ્યાં. આ વખતે માધવી કાસદ નજીક આવી હસવા લાગી.

કાસદે દેવપ્રસાદને ઉદ્દેશી કહ્યું: 'એ લોકોના પરસ્પર વિખવાદમાં આપણે વચ્ચે પડવાની જરૂર નથી.'

આ સાંભળી દેવપ્રસાદ અને ગોપાલે ખડ્ગ નીચાં નમાવ્યાં.

સેનાધ્યક્ષે મહાસામંતને ઉદ્દેશી કહ્યું: 'તમારાં શસ્ત્રો મ્યાન થશે તો તમને હજી પણ ક્ષમા મળી શકશે.'

જવાબમાં મહાસામંતે કાંઇપણ બોલ્યા વગર પોતાના મોં પર તિરસ્કાર વ્યક્ત કર્યો.

કાસદે મહાસામંતને જણાવ્યું: 'હું આપને સલાહ આપું છું કે આપે સેનાધ્યક્ષને પકડવાનો વિચાર હાલ તરત મુલતવી રાખવો, અને તેમના અસંખ્ય સૈનિકોના બળથી તે, જે કાંઇ આચરવા તત્પર થાય તે તમારે સહી લેવું.'

મહાસામંતે પોતાના માણસોને શાંત થવાની આજ્ઞા કરી. તેની આજ્ઞાનો તેના બધા માણસોએ સહર્ષ સ્વીકાર કર્યો.

સેનાધ્યક્ષે કાસદના મોં તરફ જોઇ પૂછ્યું: 'તું કોણ છે?'

'તમારૂં અહિત ચાહનાર હું નથી.'

'મારૂં વિશાળ સૈન્ય જોયું?'

'હા, જોયું. હવે નજીક આવી પહોંચ્યું છે.' કાસદે આપેલો જવાબ સાંભળી તેણે ગર્વયુક્ત વદને કહેવા માંડયું: 'હું જે કાર્ય કરૂં છું, તે પુરૂં કર્યા વિના રહેતો નથી. મારૂં બળ જાણતા નથી, એવા માણસો વગર કારણે મારા દુશ્મન બની બેસે છે. જેમ મહાસામંત બની બેઠા.'

સહેજ વિરમી તેણે આગળ કહ્યું: 'માલવ મહારાજને બંદીવાન કરનાર ગૂર્જરોને હું પૃથ્વીમાં છૂપાવાની જગા નહિ રહેવા દઉં.'

'માલવ મહારાજને જે દગાબાજ મંડળીએ કેદ કર્યા છે, તે મંડળીને હું ઓળખું છું. એના પંજામાંથી માલવનાથને મુક્ત કરવા મારે મન રમત છે.'

'આવી નિરર્થક દલીલોથી સારૂં પરિણામ આવતું નથી.'

'અમુક બાબતનું પરિણામ ક્યારે આવે, ધાર્યાપ્રમાણે શી રીતે પરિણામ લાવી શકાય, એ બધી બીનાઓ હું સારી પેઠે જાણું છું.' કાસદે હસતે મોંએ બોલવા માંડયું: 'માળવાના મહાસેનાધ્યક્ષ! આપ સમજતા હો કે ધૂર્તવિદ્યાથી આપ સર્વને અંધકારમાં રાખી શક્યા છો-તો, તેમાં તમે ભુલ્યા છો.'

કાસદે સહેજ પણ ડર્યા વિના પોતાની શક્તિનું માહાત્મ્ય વર્ણ-વેલું જોઇ સેનાધ્યક્ષને જરા નવાઇ થઇ. તેણે પોતાનું પોકળ છૂપાવી રાખવાનો પ્રબળ યત્ન કરતાં કહ્યું: 'અમારા રાજાને ગૂર્જરોએ દગાથી કેદ કર્યા છે, તેમને ક્યાં રાખવામાં આવ્યા છે, તે, હું જાણતો નથી.'

કાસદે તેની દલીલ કાપી નાખતાં વચ્ચે જ કહ્યું: 'તમે જાણતા નથી, એવો દંભ કરી માલવી સૈનિકોને છેતરશો નહિ. મને બાતમી મળી છે કે માલવનાથ પુરાતન મહેલમાં કેદ છે.'

આ સાંભળી સેનાધ્યક્ષને માધવીએ આપેલી ખોટી બાતમીનું સ્મરણ થયું. મનમાં જ તે હરખ્યો. પછી તેણે ખડખડ હસતાં કાસદ તરફ જોઇ કહેવા માંડ્યું: 'તને કોઇ જુઠ્ઠી વ્યક્તિએ બાતમી આપી હશે.'

બીજી પળે તેણે પોતાના સૈનિકો તરફ મોં ફેરવી મોટે અવાજે બોલવા માંડ્યું: 'સાધારણ કાસદ મને બદનામ કરવાનો પ્રપંચ કેટલો અસરકારક કરી શકે છે!'

તેના આ વાક્યનું સમર્થન કરતાં એક સૈનિક બોલી ઊઠ્યો: 'માત્ર બદનામ કરવાનો હેતુ જણાતો નથી. કાસદ કોઇ રાજનીતિજ્ઞ લાગે છે અને માળવાની પડખે સ્તંભ તરીકે અખંડપણે ઊભેલા અમારા સેનાધ્યક્ષને નિર્મૂળ કરવાનો પાસો ફેંકે છે.'

બીજો સૈનિક બોલ્યો: 'કેવો ભયાનક પ્રચાર!'

ત્રીજા સૈનિકે કહ્યું: 'આ કાસદ જબરો ખટપટી છે. એની વાત તરફ કોઇ પણ સૈનિકે દોરવાઇ જવાની મૂર્ખાઇ ન કરવી.'

માધવીના કહેવા પ્રમાણે સેનાધ્યક્ષ પુરાતન મહેલમાં ગયો હતો. મહેલમાં રાજા અને તેમના સાથીદારોને તેણે બંધનાગારમાં જોયા હતા. જયદેવીની તેણે શોધ કરી હતી. તે તેના જોવામાં આવી નહોતી. કેટલીક વાર સુધી વિચાર્યા પછી તેને માધવી પર વહેમ આવ્યો હતો. આથી તેણે માલવનાથ અને તેની સાથે કેદ થયેલા બીજા માણસોને પુરાતન મહેલના બંધનાગારમાંથી બહાર કઢાવી અંદરના એક સ્થાનમાં પૂર્યા હતા. આ સ્થાનનો પત્તો કોઇને પણ મળી શકે તેમ

નહોતું. આ ફેરફાર ત્વરાથી કરી, તે સંતુષ્ટવદને મહેલની બહાર નીકળી છાવણી તરફ આવ્યો હતો.

પોતે બધી વ્યવસ્થા કરવામાં સફળ બન્યો હોવાથી તે ક્રોધવશ ન થતાં હસીને બોલ્યો: 'મારા સૈનિકો મારા પ્રત્યે અવિશ્વાસ ધરાવતા નથી, એ હું બરાબર જાણું છું. છતાં મારી સ્થિતિ પર વધારે પ્રકાશ ફેંકવાની મુરાદથી હું કહું છું, કે જે કોઇ પુરાતન મહેલની તપાસ કરવા ઇચ્છતો હોય તે આ પળે જ અહીંથી ત્યાં જઇ શકે છે.'

મહાસામંતે માગી લીધું: 'હું તપાસ કરવા ઇચ્છું તો?'

સેનાધ્યક્ષે જવાબ આપ્યો: 'મને હરકત નથી. હું તમને તપાસ પુરતો સમય આપવા તૈયાર છું. તમારી ઇચ્છા હોય તેટલા માણસોને તમારી સાથે લઇ જાઓ. તમારા આવતાં સુધી આ કાસદ, દેવપ્રસાદ, ગોપાલ, માધવી – આટલી વ્યકિતઓ અત્રે નજરકેદ રહેશે. તમારા આવ્યા પછી આ લોકોનો ન્યાય તમને જ સોંપાશે.'

મહાસામંતે કાસદના મોં સામે જોયું.

કાસદે થોડી પળો સુધી વિચાર્યા પછી ગંભીરતાથી પોતાનો મત પ્રદર્શિત કર્યો: 'મહાસામંત પોતાની ઇચ્છા પ્રમાણે વર્તી શકે છે.'

વિચારોની પરંપરા દરમ્યાન કાસદે માન્યું હતું કે વાતચીતમાં, વિવાદમાં ને તપાસકાર્યમાં જેટલો સમય વ્યતીત થશે, તેટલો લાભ મળી રહેશે. કયો લાભ – શો લાભ, એ બાબતમાં તેણે જે કાંઇ માન્યું હતું, તેની છાયા તેના મોં પર દેખાઇ નહોતી.

કાસદે અનુમતિ આપી છે, એમ માની મહાસામંતે પોતાની સાથે પોતાની ટૂકડીના પચાસ સૈનિકો લીધા અને તે ત્વરાથી પુરાતન મહેલ તરફ રવાના થયો.

સેનાધ્યક્ષે કાસદ, દેવપ્રસાદ, ગોપાલ અને માધવીની આસપાસ સૈનિકોનો વ્યૂહ બાંધી દીધો.

## પ્રકરણ ૬૯ મું

### હું કોને નથી જોઈ શકતો ?

કાસદના મનમાં હતું કે સેનાધ્યક્ષ અને તેના પક્ષનું આખું માલવીસૈન્ય એક જગાએ એકત્ર થયું છે, તેજ સ્થિતિમાં અમુક વખત સુધી રહેવા પામે તો ઉત્તમ.

તેણે જે પ્રકારની આશા સેવવા માંડી હતી, તેનું કારણ કોઈ ઊંડી ગણત્રી વ્યક્ત કરતું હતું. તેની આ અકથ્ય ગણત્રી પર સેનાધ્યક્ષનું કે તેના પક્ષકારોમાંથી કોઈ બીજાનું લક્ષ નહોતું–કલ્પના પણ નહોતી. આ ગણત્રીથી માધવી વાકેફ હોય એમ લાગતું હતું. દેવપ્રસાદ અને ગોપાલ માનતા હતા કે કાસદ જે માર્ગ લઈ રહ્યો છે, તેની પાછળ કોઈ મહાન ઉદ્દેશ હોવો જોઈએ.

સેનાધ્યક્ષના મોંપર આનંદ ઉછળતો હતો. તેણે કાસદને પૂછ્યું: 'તને તારો પરિચય આપવામાં શી હરકત છે ?'

'હું તમારા જેવો પ્રભાવશાળી માણસ હોત તો મારો પરિચય આપ્યા વિના રહેત નહિ.'

આ જવાબ સેનાધ્યક્ષને ગમ્યો નહિ. તેણે પોતાના મોંપરનો આનંદ ભાવ ટકાવી રાખતાં કહ્યું: 'હું તને હાનિ થાય, એવું પગલું લેવાનો નથી.'

'મોટા માણસો નાના માણસને હાનિ થાય, એવું પગલું લઈ શકે છે, એમ તમને કોણે કહ્યું ?'

'તું નાનો માણસ લાગતો નથી.'

'ત્યારે શું મોટો લાગું છું ?'

'એ વગર તેં મહાસામંતને આકર્ષી લેવામાં સફળતા મેળવી ?'

'મહાસામંતનું હૃદય સાચું હોવાથી જ હું તેને આકર્ષી શક્યો છું.'

'આ હાજરજવાબી કયા વિદ્યાલયમાં જઈ શીખી લાવ્યો છે ?'

'ઓહો ! એમાં શું ! જુઓ, હું ત્રણેક વિદ્યાલયોમાં જઈ મળ્યું, તેટલું શીખી લાવ્યો છું. ઉજ્જયિનીના વિદ્યાલયમાંથી પણ મેં શ્રમ કર્યું છે.

પાટણના વિદ્યાલયમાં હું ઘણું ભણ્યો છું. જીર્ણદુર્ગની સંસ્કૃત પાઠ-શાળામાં મેં વાક્ચાતુર્યનો અભ્યાસ કર્યો છે.'

આ સાંભળી સેનાધ્યક્ષ મૂંગો રહ્યો. તેણે સ્થિર ઊભા રહી આમ તેમ નિરીક્ષણ કરવા માંડયું. કેટલીક પળો વીતી ગયા પછી તેણે કાસદને ઉદ્દેશી કહ્યું: 'તું માનતો હશે કે માળવાનો સેનાધ્યક્ષ માત્ર લડવૈયો હશે.'

'ના, હું એમ માનતો જ નથી.'

'હું વિચારક છું, એમ તને લાગે છે ?'

'મને શું લાગે છે, તે કહું ?'

'હા, હા, કહે.'

કાસદે ધીમે અવાજે કોઇપણ પ્રકારના આવેશ વગર કહેવા માંડયું: 'હું જાણું છું કે માળવાનો સેનાધ્યક્ષ માત્ર લડવૈયો નથી; તે એક નિષ્ણાત વ્યૂહજ્ઞાતા છે, જબરો તાર્કિક અટકળશાસ્ત્રી છે. અસત્યને સત્યના રૂપમાં અને સત્યને અસત્યના રૂપમાં તે ગમે તે વસ્તુ બતાવી શકે છે. તે પોતાનું ધાર્યું પાર પાડી શકશે, એવી શ્રદ્ધા રાખે છે. મને ખબર છે કે મને પારખવા છતાં અજ્ઞાની હોવાનો તે, દંભ જાળવી રહ્યો છે.'

સેનાધ્યક્ષના મોં પર ગર્વ પ્રગટયો. તેણે પોતાના નેત્રોદ્વારા અભિમાનાત્મક સ્મિતતીર કાસદ તરફ જવા દીધાં અને બોલ્યો: 'વાહ ! ખુશામત કરવાની વિદ્યા પણ તેં ઠીક સંપાદન કરી છે.'

× × × ×

મહાસામંત અને તેની ટૂકડીના માણસો છાવણીમાં સેનાધ્યક્ષ આગળ આવી ઊભા રહ્યા.

સેનાધ્યક્ષે જોયું, મહાસામંતનો ચહેરો ફિક્કો હતો.

'માલવનાથને લાવ્યા ?' સેનાધ્યક્ષે કૃત્રિમ ક્રોધ દર્શાવતાં પૂછયું: 'કહો, મહાસામંત, પુરાતન મહેલમાં જઇ તપાસ કરી આવ્યા ?'

મહાસામંતને નિરુત્તર ઊભેલો જોઇ સેનાધ્યક્ષે સહેજ કડકપણે કહ્યું: 'મહાસામંત ! શંકાનું નિવારણ થયું હોય તો ગભરાયા વિના સર્વની સમક્ષ ખુલાસો કરો. ડરશો નહિ. માણસ માત્ર નજીવી કે

મોટી ભૂલ કરતો રહે છે. અતુલ જેવો બુદ્ધિમાન્ માણસ તમારા જેવાને ભોળવી શકયો, એમાં તમે હાર્યા ન કહેવાવ.'

મહાસામંતે 'અતુલ' નામ સાંભળતાં જ કાસદના મોં સામે જોયું. તેણે કાસદને ઉદ્દેશી કહ્યું: 'તમે અતુલ? શું ગૂર્જરરાષ્ટ્રનો યુગ પુરુષ મનાય છે, તે અતુલ તમે?'

અતુલ જવાબ ન આપતાં અદબવાળી બેપરવા થઇ મૂંગો ઊભો રહ્યો. તેની મુખમુદ્રા પર નીડરતા પથરાઇ હતી. તેનાં નેત્રોમાં આશા અને સંવેદનાનું દ્વંદ્વ મચી રહેલું જણાતું હતું.

સેનાધ્યક્ષે મહાસામંતને ઉદ્દેશી કહ્યું: 'હવે અતુલ શેઠનો ન્યાય શી રીતે કરો છો?'

મહાસામંત બોલ્યો: 'ફક્ત અતુલ શેઠનો જ ન્યાય મને સોંપો છો?'

'ના, દેવપ્રસાદનો, ગોપાલનો અને માધવીનો. મેં અગાઉથી જ ચારેય વ્યકિતઓના ષડ્યંત્રનો ન્યાય તમને સોંપ્યો છે.'

મહાસામંતે સેનાધ્યક્ષને પૂછવા માંડયું: 'દેવપ્રસાદ અને તેની સાથે આવેલો માણસ આપણી છાવણીમાં શા સારૂ આવ્યા છે?'

'સંધિ કરવા.' સેનાધ્યક્ષે જવાબ આપ્યો. તેણે દેવપ્રસાદ તરફ જોઇ કટાક્ષમાં પૂછયું: 'કેમ ખરૂં ને, દેવપ્રસાદ?'

દેવપ્રસાદ ગુસ્સાથી બોલ્યો: 'હા, હું સંધિ કરવા આવ્યો હતો. પણ તમે મારી શરતો તરફ લક્ષ જ કયાં આપ્યું છે?'

અતુલે આમતેમ નજર ફેરવવા માંડી હતી. તેનું વલણ જોઇ ઘણાં સૈનિકોએ તેનું અનુકરણ કરી તે શા માટે ચોમેર જુએ છે, તે શોધવા માંડયું હતું.

સેનાધ્યક્ષે તેની રીતભાત જોઇ તેની મશ્કરી કરતાં કહ્યું:

'અતુલ, આજુબાજુ કોને જુએ છે?'

'હું જેમને જોઉં છું, તેમને તમે જોઇ શકતા નથી, એથી મને નવાઇ લાગે છે.'

સેનાધ્યક્ષે ચોંકીને પૂછયું: 'તું કોને જુએ છે? હું કોને નથી જોઇ શકતો?'

# પ્રકરણ ૭૦ મું
## માલવરાજની મુક્તિ

સેનાધ્યક્ષે ચોંકીને ચોમેર નિરીક્ષા કરવા માંડી હતી. મહાસામંત અતુલ વગેરેનો ન્યાય કરવાને બદલે સેનાધ્યક્ષની દૃષ્ટિ-મર્યાદા અવલોકી રહ્યો હતો. વાતાવરણ શાંત બન્યું હતું. એ શાંતિ ભયજનક જણાતી હતી.

અતુલે હસીને પૂછ્યું: 'દેખાય છે ?'

સેનાધ્યક્ષે આવેશભર્યા અવાજે સામો પ્રશ્ન કર્યો: 'શું ?'

'માળવાનું સમગ્ર સૈન્ય ઘેરાઈ ગયું છે, તે—' અતુલે જવાબ આપ્યો: 'હજી દેખાતું નથી ?'

સેનાધ્યક્ષનું સર્વાંગ કંપી ઊઠ્યું. તે કાંપતે સ્વરે બોલ્યો: 'ચારે દિશાએ કુક્કુટધ્વજ ફરકે છે.'

મહાસામંત સ્તબ્ધપણે જોવા લાગ્યો.

'હવે દેખાયું ખરું.' અતુલે કહ્યું: 'કુક્કુટધ્વજ તરફ દૃષ્ટિપાત થયો ખરો.'

સેનાધ્યક્ષે ખડ્ગ ખેંચી સક્રોધ પૂછ્યું: 'અતુલ ! આ હલ્લો લાવનાર કોણ છે ?'

'ગૂર્જરસેનાના સર્વોપરિ અધ્યક્ષ.'

'શું ચાલુક્યરાજ ?'

'જી હા, હવે કહો, સંધિ કરવી છે કે વિગ્રહ ચાલુ રાખવો છે ?'

એકવાર સેનાધ્યક્ષે ચોમેર દૃષ્ટિપાત કર્યો હતો. બીજીવાર તેણે તેમ કરી જોયું. પછી વિચાર્યું: 'આખું માળવી સૈન્ય દુર્ગવ્યૂહથી બંદીવાન થયું છે. આ બુદ્ધિ એકલા અતુલની કે તેમાં કરણદેવની ભાગીદારી ? કાંઈપણ હો, વિગ્રહ ચાલુ રાખવાથી ખરાબ રીતે હાર થવાની.'

મનમાં તર્કવિતર્ક કર્યા પછી તેણે અતુલને પૂછ્યું: 'સંધિની શરત ?'

'માલવનાથને જ્યાં કેદ કર્યા હોય ત્યાંથી તેમને અહીં લાવવા.'

'બીજી ?'

'કશી નહિ – કાંઇ નહિ. સંધિ સ્વીકારતા હો તો હથિયાર મૂકી દો.'

'એ શી રીતે બની શકે ?'

'તમારે એકે તો હથિયાર છોડવાં જ પડશે.'

'સૈનિકોએ ?'

'એ લોકોને એવી કઠોર ફરજ પાડવાનું પાપ મારાથી નહિ થાય.'

'પપ ?'

'હા. સૈનિકો નિર્દોષ છે.'

'અને હું ?'

'વિશ્વાસદ્રોહી.'

સેનાધ્યક્ષે કુંઠિત સ્વરે પૂછ્યું: 'મેં કોના વિશ્વાસનો દ્રોહ કર્યો ?'

'તમારા ધર્મવીર રાજાનો.'

'ચૂપ રહો.'

અતુલે પોતાની કમરેથી કટાર ખેંચી પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું: 'એમ માનો છો કે તમે ગૂર્જરસૈન્યનો દુર્ગવ્યૂહ ભેદવા સમર્થ છો ?'

'હું શું માનું છું, તે કહેવાની મને ફરજ શા માટે પાડી રહ્યો છે ?'

'સ્વીકારી લો કે માલવનાથને તમે બંધનાગારમાં રાખ્યા છે.'

'મારા સૈનિકોનાં અંતઃકરણ ખરીદવાનો નીચ પ્રયાસ તજી દે.'

'કાવત્રું છૂપું નહિ રહે.'

'હું જાણું છું.' સેનાધ્યક્ષે ખડ્ગની મૂઠ પર પોતાનો પંજો સ્થિર કરતાં કહ્યું: 'કે તારા કારસ્થાનની વાદળી વિખરાઇ ગઇ છે. છૂપી રહી શકી નથી.'

'સામે કાળના દૂતો અગ્નિકંકણ લઇ ઊભા છે, ત્યારે ભોજન સૂઝે છે !

આ સાંભળી સેનાધ્યક્ષનો ક્રોધ સીમા વટાવી ગયો. તેણે પોતાના સૈનિકો તરફ મોં ફેરવી આજ્ઞા કરી: 'પરિણામ જે આવવાનું હોય તે ભલે આવે. હાલ તરત અતુલને, દેવપ્રસાદને, ગોપાલને અને માધવીને જકડી લો.'

સૈનિકોનું એક ટોળું અતુલ વગેરેને જકડવા તેમના પર ધસ્યું. મહાસામંતે પોતાના માણસોને આજ્ઞા કરીઃ 'અતુલની રક્ષા કરો.'

એકપણ માણસે મહાસામંતની આજ્ઞા બજાવી નહિ. એક સૈનિક તેને ઉદ્દેશી બોલ્યોઃ 'મહાસામંત! તમે મૂર્ખ છો. સેનાધ્યક્ષ પર શંકા કરી પોતાની ભૂલ કબૂલનાર અર્ધદગ્ધ છો. તમારી આજ્ઞા હવે કોઇ નહિ માને.'

પાંચ–છ સૈનિકોએ મહાસામંતને ઘેરી લીધો, સેનાધ્યક્ષની ઇશારતથી જે કાર્ય થયું, તેને અતુલે જોયું હતું, પણ તે તેને સહાય કરવા જઇ શકે તેમ નહોતું.

કેટલાય સૈનિકોએ અતુલ, માધવી, ગોપાલ અને દેવપ્રસાદને પકડવાનો ભગીરથ પ્રયાસ આરંભ્યો હતો. ક્યાં કોણ છે, કોણ જીવતું છે ને કોણ ધરાશાયી થયું, તેની દેવપ્રસાદને ખબર પડી શકે તેમ નહોતી. ગોપાલ કોઇને ખોળી શકતો નહોતો. માધવી પોતાનો બચાવ કર્યે જતી હતી. અતુલે કેટલું બળ વાપર્યું, તેની કોઇને જાણ થતી નહોતી.

દુર્ગવ્યૂહના આગેવાનોએ તેમની સૈન્ય દિવાલો વચ્ચે ઘેરાયલા માલવસૈન્યને ભીંસ લેવાની શંખનાદથી આગાહી આપી, એજ પળે સેનાધ્યક્ષે સંધિધ્વજ ઊંચો કરવાની એક જણને આજ્ઞા કરી.

'સંધિધ્વજ ઊંચો થતાં જ રક્ષણની બારી ઉઘડશે.'

સૌએ આસપાસમાં સંધિધ્વજની શોધ કરવા માંડી. હજારેક સૈનિકો સાથે ગૂર્જરોનો એક આગેવાન ઉત્તર ઘેરાવા તરફથી માલવી સૈન્યનો માર્ગ ચીરી સેનાધ્યક્ષ પાસે આવી પહોંચ્યો.

રાજા કરણને જોતાં જ માલવસેનાપતિ સ્તબ્ધ થયો. 'હથિયાર છોડી દે.'

કરણની શાંત વાણીમાં છૂપાયલો અગ્નિ પારખતાં જ સેનાપતિએ પોતાનાં હથિયાર નીચે મૂક્યાં.

કરણદેવે સેનાપતિને ઉદ્દેશી કહ્યુંઃ 'મારા માણસોને સાથે લઇ જાઓ અને મહારાજ ઉદયાદિત્ય તથા તેમની સાથે પકડાયલા માણસોને અહીં લાવો.'

સેનાધ્યક્ષ મૂંગો ઊભો રહ્યો.

કરણદેવે કહ્યું: 'હું તમને જીવતદાન અપાવીશ, જાઓ.'

આ સાંભળી સેનાધ્યક્ષે પગ ઉપાડયો. તેની પાછળ કરણરાજનાં પચાસ સૈનિકોએ જવા માંડયું.

અસંખ્ય માલવી સૈનિકોએ તિરસ્કારસૂચક સ્વરે પોકાર્યું: 'ધિક્કાર ! ધિક્કાર ! વિશ્વાસદ્રોહી માલવસેનાપતિને ફિટકાર—'

તે ગયા પછી કરણદેવે માલવી સેના તરફ જોઇ મોટે અવાજે કહ્યું: 'તમે સર્વ નિશ્ચિંત થાઓ.

સૈનિકોએ જોયું, ચારે બાજુ શત્રુસૈન્ય સમુદ્રાકારમાં ફેરવાતું હતું. કરણદેવ અને તેમની સાથે માલવી સેનામાં પ્રવેશેલા ગૂર્જર સૈનિકો જમીન અને પાણી વચ્ચેના પુલના આકારમાં ફેરવાયા હતા.

મુકાબલો કરવાથી અપયશભરી હાર થવા ઉપરાંત મહાન રક્તપાત થયા વિના રહેનાર નથી, એમ માલવી સૈનિકોને જણાતાં તેઓએ પોતાનાં હથિયાર નીચાં નમાવ્યાં. આ શસ્ત્રનમન સૂચવતું હતું કે મૈત્રીનું બીજ રોપાયું.

× × × ×

માલવ સેનાપતિ અને તેની સાથે ગયેલા ગૂર્જર સૈનિકો પાછા આવ્યા. તેમની સાથે રાજા ઉદયાદિત્ય તથા તેમના માણસો હતા. માલવનાથે કરણદેવને જોતાં જ વિસ્મયથી પૂછ્યું: 'કોણ ચાલુક્યરાજ !'

'વંદન.' ગૂર્જરેશ્વરે પ્રેમવંદન કરતાં કહ્યું: 'માલવનાથ ! હું આપનો મિત્ર છું.'

માલવનાથે પળભર તંદ્રા અનુભવી. એ જ સ્થિતિમાં તેમણે ગૂર્જરરાજના તેજસ્વી મુખ તરફ એક દષ્ટિ ફેરવી લીધી. તેમણે માળવાના મહાસેનાપતિ સામે જોયું. સેનાપતિએ પોતાનાં ચક્ષુ બંધ કર્યાં.

## પ્રકરણ ૭૧ મું

### અજાણ્યો અને કંગાલ!

કોઇ સમજી શકે તેમ નહોતું કે તે શું હતો? તેનો વર્ચસ્વ ભરેલો સ્વભાવ જોઇ એકાદ બે માણસો હસતા. આ વખતની તેની વાતચીતથી એક બ્રાહ્મણને હાસ્ય ઉપજ્યું હતું.

'પંડિતજી! મારે ક્યાં જવું, તેની મને સૂઝ પડતી નથી. એક દિવસ એ હતો, જે સમયે હું સલાહ આપવા યોગ્ય ગણાતો.'

આ સાંભળી પંડિતજીએ હસવા માંડયું.

'લડાઇનું શું થયું?'

'બંધ પડી.'

'કોણ જીત્યું?'

'એ જ કહેવું કઠિન થઇ પડયું છે.'

'અરે, એવું તે હોય કોઇ દિવસે?'

પંડિતે ગંભીરતાથી કહ્યું: 'હું જુઠું બોલું છું?'

પળેક સ્તંભી તે આગળ બોલ્યો: 'અતુલે એવી બુદ્ધિ વાપરી કે માલવી સેનાધ્યક્ષે કેદ થવું પડયું. કરણદેવે ઓચિંતું દુર્ગવ્યૂહાક્રમણ કર્યું અને સમસ્ત શત્રુસેનાએ મૈત્રી સ્વીકારી. માલવરાજ મુક્ત થયા—'

'કેદ થયા હતા? કેદ કર્યા કોણે?'

'સેનાધ્યક્ષે.'

'શા સારુ?'

'કારણ બહાર આવ્યું છે કે માલવનાથે ગૂર્જરેશ્વર જોડે સંધિ કરવા સારૂ તેના શિબિરમાં જવા માંડયું હતું. તેની ખબર સેનાધ્યક્ષે મેળવી હતી. એથી તેણે માલવનાથને કેદ કર્યા હતા.'

'યુદ્ધનું પરિણામ આવ્યું નહોતું, એ સમયે માલવનાથ ગૂર્જરેશ્વરના શિબિરમાં તેમની મૈત્રી સાધવા જવાના હતા, નહિ?'

'હા, એથી જ હું કહું છું કે માલવરાજ જે ઇચ્છા ધરાવતા હતા, તે ઇચ્છા પૂર્ણ થઇ.

'એમનો વિજય થયો ન કહેવાય ?'

જવાબમાં પંડિતે તેને નામથી ઉદ્દેશી કહ્યું: 'મુરાર ! ગૂર્જરેશ્વરની ઇચ્છા હતી કે માલવનાથને પોતાના વર્ચસ્વ, સ્વભાવ અને વિનયથી મિત્ર બનાવવો. શું ગૂર્જરપતિનો વિજય થયો ન કહેવાય ?'

યુદ્ધનું કારણ જે લોકો જાણતા હતા અને જેઓ યુદ્ધની પ્રત્યેક બીનાથી વાકેફ હતા, તેઓ સમજી શકયા નહિ કે માળવા અને ગૂજરાત વચ્ચે સંગ્રામ રોપાયો, તેનો વિજેતા કોણ ?

કોઇ કહેતું હતું કે અતુલ ન હોત તો માલવસેનાધ્યક્ષનો વિજય થયો હોત.

'પંડિતજી ! બીજી વાત સાંભળી છે ?'

'હા.'

'કહેતા કેમ નથી ?'

'આવતી કાલે ગૂર્જરેશ્વર પોતાના લશ્કર સાથે પાટણ તરફ રવાના થશે. રાજા ઉદયાદિત્ય પણ તેમની સાથે જશે.'

'માલવસેનાધ્યક્ષને તેના રાજાએ શિક્ષા કરી ?'

'ના, એને છોડી મૂકયો.'

'એનું નામ ભયંકર શિક્ષા.' મુરાર સહેજ વિચારી બોલ્યો: 'પછી તે કયાં ગયો ?'

'કહે છે કે તે જતો રહ્યો.'

'માળવાની સરહદ બહાર, નહિ ?'

'બીજે કયાં જાય ?'

'આ તો તમે ગણિતની નજરે પ્રશ્ન કર્યો.'

મુરારે કહ્યું હતું કે તે ઉજ્જયિનીના વિશ્વવિદ્યાલયનો આચાર્ય હતો. માલવરાજ તેને પૂછ્યા વિના પાણી પીતા નહોતા. ગૂર્જર મહારાજ તેની શક્તિના પ્રશંસક હતા. અતુલ તેને આરાધ્ય સમજતો. ગૂર્જરસેનાપતિ કિરીટ તેનો ભાણેજ થતો હતો, વગેરે—આ બધું મુરાર

સાચું બોલ્યો હતો, તેનો વિચાર થતાં જ પંડિતે તેને પૂછ્યું: 'તમે એટલા મોટા માણસ છો, પછી આ ગામડામાં લાચાર–નિરાધાર જીંદગી શાસારૂ ગુજારો છો ?'

'મને જણાયું છે કે માણસ સદાકાળ મોટો રહી શકતો નથી. એક દિવસે તેની મોટાઇનો અંત આવે છે.'

'તમારી મોટાઇનો અંત આવ્યો હશે !' પંડિતે હસીને કહ્યું: 'મુરાર ! તમે નાના હો કે મોટા, તે તમે જાણો. પણ જ્યારથી તમે આ ગામડાંમાં રહેવા આવ્યા છો, ત્યારથી ઘણુંજ આનંદ થયો છે. તમારી વાતો સાંભળીને માત્ર હું નહિ, આ ફળિયાના બધા જ માણસો વિસ્મય અનુભવે છે. તમારી વાતોમાં શ્રીમંતાઇ, સત્તા, આજ્ઞાંકિતપણું અને પ્રતિભાનાં વિવેચન હોય છે અને તમારી સ્થિતિ – ઓહ ! કેટલી બધી કંગાલ !'

પચ્ચીસ ખોરડાનું વાડ ગામ મુરારની વાતો સાંભળતું. સૌ જાણતાં હતાં કે મુરાર જે ઘરમાં રહે છે, તેમાં કોઇ રહેતું નહોતું.

'પડોશીઓ એને ખાવા આપી જાય છે. મુરાર એક વખત જમે છે. માગતો નથી. પહેરવા લાયક કપડાં એના અંગ પર દેખાતાં નથી.' આ પ્રમાણે મુરારની દયા ગામવાસીઓને આવતી હતી.

મુરાર તર્કવિતર્કમાં ડૂબ્યો. પંડિતજીએ તેને પૂછ્યું:

'શું વિચાર કરો છો ?'

'જીત કોની ?' મુરારે કહ્યું: 'સમજ પડતી નથી કે આ લડાઇનું પરિણામ શું ?'

# પ્રકરણ ૭૨ મું

## સ્વજનોનું આકસ્મિક મીલન

વાડ જેવા નાના ગામડામાં પંડિતને બધા માણસો વિદ્વાન બ્રાહ્મણ માનતા; કેમકે આખા ગામમાં તે એક જ વાંચી લખી જાણતો હતો. તેની સાથેના ટૂંક પરિચયથી મુરારે તેને ઓળખી લીધો હતો. તેને મન તે એક ફડાકિયો અને અભિમાની ઠર્યો હતો.

મુરાર પાસે બેઠેલો મૂર્ખ પંડિત જ્યારે ઊઠીને ઊભો થયો અને ત્યાંથી વિદાય થવા લાગ્યો, ત્યારે દૂરથી મુરારે એક વાહન આવતું દીઠું. વાહનને જોતાં જ તે સહેજ ચકિત બન્યો; કેમકે વાહન લડાઇમાં ઉપયોગી થાય એવા પ્રકારનું હતું. તેણે અટકળ કરી કે તે વાહનમાં ધારાનગરથી અણહિલપુર તરફ જનારો કોઇ સૈનિક હશે.

માળવાની સરહદ છોડી ગૂર્જરરાષ્ટ્રની સીમા સુધી જનાર પ્રવાસી વાડ ગામને રસ્તેથી પણ પાટણ પહોંચી શકે તેવી ભૌગોલિક રચના હતી. લડાઇ યોગ્ય વાહનમાં, લડાઇમાં ભાગ લઇ ચૂકેલા સિપાઇ, સરદાર કે અન્ય અધિકારી સિવાય બીજું હોઇ શકે નહિ, એ તેનું અનુમાન હતું.

કેટલીક વારે વાહન તેના ઘર આગળ પડતા રસ્તા પરથી પસાર થયું, ત્યારે તે ચોંક્યો, વાહનની પાછળ દોડયો.

વાહન વેગપૂર્વક માર્ગ કાપતું હતું. મુરારે બૂમ મારવા માંડી : 'થોભાવો. થોભાવો.'

પૈડાંનું જમીન સાથેનું ઘર્ષણ, એવા પ્રકારનું વાતારણ ઉપસ્થિત કરતું હતું કે, જેથી વાહનમાં બેઠેલાંને કે હાંકનારને કાને મુરારની બૂમ ત્વરાથી પહોંચવાનો સંભવ ઓછો હતો. ત્રણેકવાર બૂમ માર્યા પછી વાહન હાંકનારે પોતાનું વાહન થોભાવ્યું.

વાહનમાં એક બાજુએ એક સ્ત્રી બેઠી હતી. બીજી બાજુએ પુરુષ હતો. મુરારે ગાડા તરફ જવા માંડયું. અંદર બેઠેલા પુરુષે મુરારને ઓળખ્યો.

'કોણ – કોણ – બાપા –' કહેતાં જ તે વાહનમાંથી નીચે ઉતરી મુરારના ચરણોમાં ઝુકયો.

કિરીટ ! ક્યાં જાય છે ?'

મુરારના આ પ્રશ્નનો જવાબ કિરીટ આપે, તે પૂર્વે ગાડામાંથી સ્ત્રી નીચે ઉતરી મુરારને દંડવત્ પ્રણામ કરતાં બોલી: 'મુરબ્બી ! અમે આયુષ્ય પુરૂં કરી શકાય, એવું સ્થાન શોધતાં હતાં.'

કિરીટ મૂંગો ઊભો રહ્યો.

મુરારે આશ્ચર્ય પૂછ્યું: 'દીકરી ! રૂપલેખા ! વસ્તુસ્થિતિ સમજાવી શકશે ?'

રૂપલેખાએ જવાબ આપ્યો: 'બે રાજા વચ્ચે સુમેળ થતાં જ ગૂર્જરેશ્વરે મને બોલાવી કહ્યું: 'પુત્રી ! તું જે પ્રકારના ન્યાયની અપેક્ષાથી મારી સમક્ષ આવી હતી, તે ન્યાય તને પ્રાપ્ત થયો છે.'

હું બોલી: 'પિતા ! મારા સ્વામીના હત્યારાની જીવનદોરી કિરીટ કાપી છે, એ વાત મારા લક્ષબહાર નથી. મને નીરાંત વળવા સાથે શોક, આઘાત, ને પરિતાપ થયા વિના રહ્યાં નથી. એ વેદના મેં શી રીતે અનુભવી, એ હું જાણુતી નથી. આપ મને સત્વર જતા રહેવાનું કહો છો, એ હું સમજી શકું છું.'

પછી મેં આંસુભરી આંખે મહારાજ કરણદેવને નમન કરતાં કહ્યું: 'પ્રભુ ! આપનો આશય હું ઝીલીશ.'

મને જતી જોઇ મહારાજે કહ્યું: 'રૂપ ! પુત્રી ! તારે એકલવાયી જવાનું નથી. ઊભી રહે. મેં કિરીટને બોલાવ્યો છે. તારી સાથે તેણે પણ ગૂર્જરસેના છોડી આવવાનું છે.'

એટલામાં એક અનુચર કિરીટને લઇ અમારી સામે આવી ઊભો. કિરીટે મહારાજને શસ્ત્રવંદનાથી માન આપી કહ્યું: 'દેવાધિદેવ ! શી આજ્ઞા છે ?'

રાજાએ કહ્યું: 'મારી આજ્ઞા મેં એકવાર જણાવી છે.'

'હું જાણું છું.' કિરીટ બોલ્યો: 'પ્રભુ ! હું આપની આજ્ઞા બજાવી શક્યો હોત, પણ તેમ થવા પામે, એ પહેલાં માલવસેનાએ જે જાળ બિછાવી હતી, તેમાં આપની સાથે હું જકડાયો હતો.'

'ખરું છે. પણ અત્યારે તું ને હું બંધનાગારમાં નથી.'

'આપ મને સૈન્યની સેવા છોડી જતા રહેવાનું કહો છો, નહિ?'

'તું સમજી ન શકે, એ કેમ બને?'

'ભલે, ગૂજરાતના ભાગ્યવિધાતા! હું આપને મોઢે સ્પષ્ટ બોલાવવા ઇચ્છતો નથી.'

બસ, પછી તે કાંઈ બોલ્યો નહોતો. તેણે મારા સામે જોઈ કહ્યું હતું: 'આમી! ચાલો.'

મેં પૂછ્યું હતું: 'ભાણા, ક્યાં જઈશું?'

જવાબમાં કિરીટે કહ્યું હતું: 'ઇશ્વર જ્યાં લઈ જાય ત્યાં.'

અમે ચાલવા માંડ્યું, તે પહેલાં એકવાર પાછું ફરી અમે બેઉએ બે હાથ જોડી મહારાજને નમન કર્યું હતું. એ સમયે તેમની આંખ ભીની હતી.'

મુરારે ગળગળે અવાજે પૂછ્યું: 'ગૂર્જરરાજની આંખ?'

'હા, ગૂર્જરરાજની.'

થોડી પળો સુધી ત્રણે જણા અવાક્ ઊભા રહ્યા. મુરારે કહ્યું: 'આ ગામડામાં એક પુરાણું ઘર છે. જેમાં કોઈ વસતું નહોતું. ઘરનો માલિક એક બ્રાહ્મણ છે. તેણે મને એ ઘરમાં જીવન પર્યંત પડી રહેવાની છૂટ આપી છે. તમે પણ ચાલો...આવો છો?'

કિરીટ અને રૂપલેખા મુરાર સાથે જવા તૈયાર થયા.

કિરીટે વાહનવાળાને કહ્યું: 'તને એવી આજ્ઞા થઈ છે કે અમારી ઇચ્છા હોય ત્યાં લઈ જઈ અમને ઉતારી પાછા ફરવું નહિ?'

'જી, હા.' વાહનવાળો બોલ્યો: 'આપ અત્રે જ રોકાવા માગો છો, એ હું સમજ્યો છું.'

એટલું કહી વાહનવાળાએ વાહન ફેરવી લીધું.

## પ્રકરણ ૭૩ મું

## 'તેજ ક્યાં ગયું?'

આ ચાત, ઉગ્ર વાતાવરણ શમી ગયું ત્યારે માધવીએ કરણદેવ આગળ આવી કરુણસ્વરે કહ્યું: 'ભગવાન્! અતુલશેઠ કહે છે કે એક ફૂળ લઇ જાઓ.'

'શેઠ ક્યાં છે?'

'આપને ખબર પડી નથી?'

'ના.'

'મયણલદેવી અને ઇન્દિરા તેની પાસે પહોંચી ગયાં છે. દેવપ્રસાદ અને મારા પિતા તેની પાસે બેઠા છે.'

'એની તબિયત સારી નથી?'

'ચહેરા પર અનંત આનંદ દેખાય છે.'

'પછી મને પોતાની પાસે શા સારૂ બોલાવે છે?'

'કહ્યું તો ખરું, કે ફૂળ આપવા ઇચ્છે છે.'

'શાનું ફૂળ?'

'એણે પોતે એક ફૂળ બનાવ્યું છે. શાનું છે, તે હું જાણતી નથી. એણે મને કહ્યું નથી. મેં પૂછ્યું નથી.'

રાજાએ ગંભીરતાથી પૂછ્યું: 'તારી સાથે ફૂળ મોકલી શકે, એવી સ્થિતિમાં તે નહિ હોય.'

'ના, નથી.'

આ સાંભળતાં જ કરણદેવનું સર્વાંગ કાંપવા લાગ્યું. તેમણે માધવીને ઉદ્દેશી કહ્યું: 'ચાલ વખત વીતાવવાની જરૂર નથી.'

બેઉએ ઉતાવળે ચાલવા માંડયું.

× × × ×

'મહારાજ આવ્યા?' માલવસેનાના વક્ષના શિબિર પાસેની જમીન પર પડેલા જખમીએ આમતેમ જોતાં દેવપ્રસાદને ઉદ્દેશી પૂછ્યું: 'ગોપાલની દીકરી મહારાજને લાવી ન શકી?'

'ઘડી બે ઘડી નહિ વીતે. મહારાજ ઉતાવળે આવશે.'

'આવે તો તેમને કહેજો કે, અતુલે અમુક નિમિષમાં જે ફૂળ બનાવ્યું હતું, તે તમને ભેટ આપી ગયો છે.'

ગોપાલ બોલ્યો: 'અતુલ! આ શું કહેવાય?'

આ પળે અતુલે પોતાનો હાથ લંબાવી દેવપ્રસાદના હાથમાં એક ફળ મૂક્યું હતું. પછી તેણે ઇન્દિરાના મોં સામે ક્યાંય સુધી જોયા કર્યું. એમાંથી કોઇ એક બીજાને કશું કહી શકતાં નહોતાં. આ જોઇ ગળગળા અવાજે મયણુલ બોલી: 'અતુલ! ભાઇ—'

તેનો સ્વર રૂંધાઇ ગયો. અતુલે મયણુલદેવી સામે માયાર્દ્ર દૃષ્ટિથી સ્થિરતાપૂર્વક જોવા માંડયું.

'બહેન!—' અતુલની જિવ્હા ખેંચાવા લાગી; 'મહારાજને મેં અરજ કરી છે.'

'અરજની મતલબ? ભાઇ! ભાઇ!' મયણુલનું વાક્ય પુરું થવા પામે એ પહેલાં જ અતુલે પોતાનાં નેત્રો મીંચી દીધાં.

જાણે મેઘ મંડળનો કડકડાટ નીરવ સામ્રાજ્ય સ્થાપવાનો યત્ન કરતો હોય, તેવી દશ્ય છાયા એટલામાં બેઠેલા સૌના મનોમંદિર પર ફરી વળી.

મહારાજ અને માધવી આવી પહોંચ્યાં.

'અતુલ, શું ઘાયલ થયો છે?' કરણુદેવે તેની સમીપ આવી નિરીક્ષણ કરતાં પૂછ્યું: 'આ સ્થિતિમાં!'

કોઇએ જવાબ ન આપ્યો.

ઇન્દિરાએ રાજા તરફ મોં કરી કહ્યું: 'ભગવન્! અતુલ શેઠ એક ફળ આપી ગયા છે.'

બીજી જ પળે દેવપ્રસાદે પોતાની પાસેનું ફળ રાજાના હાથમાં મૂક્યું.

ઇન્દિરા બોલી: 'એ ફળ વનસ્પતિએ ઉત્પન્ન કર્યું નથી.'

રાજાએ મૌન જાળવ્યું.

ઇન્દિરાએ કહ્યું: 'પવિત્ર તાત! થોડાક સંજોગો નિભાવી શકયા; તો શું બધા ન નિભાવી શકો?'

એ સાંભળી રાજાની આંખોમાં લાલાશ પ્રગટી. તેમણે ખંડિત સ્વરે કહ્યું: 'તારા કહેવાની મતલબ હું સમજ્યો છું.'

કોણ જાણે શાથી, તેમની આંખે અંધારાં આવવા લાગ્યાં. ઓચિંતા તે બોલ્યા: 'તેજ ક્યાં ગયું?'

દેવપ્રસાદે સાવચેતીથી મહારાજને ઝીલી લીધા.

સમાપ્ત

